શ્રીહરિઃ

શ્રીમદ્ ગોસ્વામિ શ્રીજીવનલાલજી

છગનલાલ ચ. ૨૯

શઙ્કરાચાર્ય-તીનીંચ્યા

નું

# અવલોક

અને તે પ્રસંગે

## શુદ્ધાદ્વૈતસિદ્ધ

નું

## દિગ્દર્શન.

---


છપાવી પ્રસિદ્ધકરનાર

શાસ્ત્રી. છગનલાલ અમરજી-પે

શકાબ્દ ૧૮૩૩ : સંવત

વલ્લભાબ્દ ૪૩૨

અમદાવાદ.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ

કીમત ૧૪ આના.

શ્રીહરિઃ

શ્રીમદ્ ગોસ્વામિ શ્રીજીવનલાલજી મહારાજના શાસ્ત્રી
છગનલાલ અમરજી વિરચિત

# શઙ્કરજયન્તીની વ્યાખ્યાનમાલા

નું

# અવલોકન

અને તે પ્રસંગે

# શુદ્ધાદ્વૈત સિદ્ધાંત

નું

# દિગ્દર્શન.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શાસ્ત્રી છગનલાલ અમરજી.
પોરબંદર.

શકાબ્દ ૧૮૩૩ સંવત્ ૧૯૬૭
વલ્લભાબ્દ ૪૩૨ સને ૧૯૧૧

કીંમત ૧૪ આના.

અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં
શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

આ પુસ્તક નીચે લખેલ ઠેકાણેથી મળશે.

પોરબંદર શ્રીગોપીનાથજીની હવેલી.

મુંબઇ શ્રીચીમનલાલજી મહારાજની હવેલી.

" પંડિત જેષ્ઠારામ મુકુંદજી, કાલબાદેવીરોડ.

" પંડિત નારાયણ મૂલજી, તેલવાડી.

નડીઆદ શા. ત્રિભુવનદાસ પીતાંબરદાસ, પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય.

# શુદ્ધાશુદ્ધ.



| પૃષ્ઠ. | પંક્તિ, | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૪ | ઇર્ષ્યા | ઈર્ષ્યા |
| ૧ | ૧૬ | ઇર્ષ્યા | ઈર્ષ્યા |
| ૨ | ૨૭ | रवज्ञ् | [illegible]ज्ञ. |
| ૨ | ૨૮ | તથી | તેથી |
| ૩ | ૧૨ | વર્તણુક | વર્તણુક |
| ૩ | ૧૯ | અભિન્નાથે | અભિન્નાર્થે |
| ૫ | ૧૫ | લબનાર | લખનાર |
| ૬ | ૧ | પદ્વી | પદવી |
| ૭ | ૩ | નિકંદન | નિકૃન્દન |
| ૭ | ૬ | પરપરા | પરંપરા |
| ૧૦ | ૧ | બાબતાં | બાબતો |
| ૧૦ | ૧૦ | ત્રય | ત્રય |
| ૧૧ | ૧૪ | વેદાનુકુલ | વેદાનુકૂલ |
| ૧૨ | ૪ | વાંચક | વાચક |
| ૧૨ | ૯ | ) | )। |
| ૧૨ | ૨૨ | ભુમિ | ભૂમિ |
| ૧૩ | ૨૦ | ઇશ્વર | ઈશ્વર |
| ૧૫ | ૧૧ | ભાચોનો | ભાષ્યોનો |
| ૧૬ | ૧૩ | ગુણાધિષ્ટાતા | ગુણાધિષ્ઠાતા |
| ૧૬ | ૧૮ | तैपुक्तः | तैर्युक्तः |
| ૧૬ | ૨૦ | नृणां | नॄणां |
| ૧૭ | ૪ | અધષ્ટાતા | અધિષ્ઠાતા |
| ૧૭ | ૮ | ાદવાન | દિવાન |
| ૧૭ | ૯ | શક્તિમાન | શક્તિમાન |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૭ | ૧૧ | રજોગુણાધિષ્ટાતા | રજોગુણાધિષ્ઠાતા |
| ૧૭ | ૧૨ | સત્ત્વગુણાધિષ્ટાતા | સત્ત્વગુણાધિષ્ઠાતા |
| ૧૭ | ૧૨ | ધિષ્ટાતા | ધિષ્ઠાતા |
| ૧૭ | ૧૩ | ધિષ્ટાતા | ધિષ્ઠાતા |
| ૧૭ | ૨૨ | ગાયમ | ગાયમાં |
| ૧૭ | ૨૭ | વાંચક | વાચક |
| ૧૮ | ૧૧ | ब्रह्म रुद्रौ | ब्रह्मरुद्रौ |
| ૧૮ | ૨૫ | વિભુતિ | વિભૂતિ |
| ૧૮ | ૨૭ | कृष्णात | कृष्णात् |
| ૧૯ | ૧૬ | ભુલ | ભૂલ |
| ૧૯ | ૧૭ | વાંચક | વાચક |
| ૨૦ | ૧૩ | ભુમિ | ભૂમિ |
| ૨૦ | ૨૬ | एक हस्त नमस्कारः | एकहस्तनमस्कारः |
| ૨૦ | ૨૭ | दर्शन | दर्शनं |
| ૨૦ | ૨૭ | पुण्य | पुण्यं |
| ૨૧ | ૧ | નુ | નું |
| ૨૧ | ૧૩ | હીન | હીચકારી |
| ૨૨ | ૬ | તમો ગુણ પ્રધાન | તમોગુણપ્રધાન |
| ૨૨ | ૮ | સાત્ત્વિક પ્રધાન | સાત્ત્વિકપ્રધાન |
| ૨૨ | ૨૨ | અન્નકુટ | અન્નકૂટ |
| ૨૩ | ૭ | ઉચ્છષ્ટાદિક | ઉચ્છિષ્ટાદિક |
| ૨૩ | ૧૨ | ઇર્ષા | ઈર્ષ્યા |
| ૨૪ | ૨૪ | કોવાહલ | કોલાહલ |
| ૨૬ | ૧૪ | સુધી નિરીક્ષણુ | ૦ |
| ૨૬ | ૧૭ | तदा ग्रह निबद्धाये | तदाग्रहनिबद्धाये |
| ૨૬ | ૨૦ | साध्य ते | साध्यते |
| ૨૬ | ૨૩ | नीवांशः | जीवांशः |
| ૩૦ | ૧૩ | જનિત્ | જનિત |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩૦ | ૨૧ | અંધારૂ | અંધારૂં |
| ૩૧ | ૨૬ | ભગવાન | ભગવાન્ |
| ૩૨ | ૧૬ | જગત | જગત્ |
| ૩૨ | ૨૨ | सर्वं इन्द्रियाणि | सर्वेंद्रियाणि |
| ૩૫ | ૧૪ | द्विनोह्यं | द्विनोऽयं |
| ૩૫ | ૧૫ | (બૌધ) | (બૌદ્ધ) |
| ૩૫ | ૧૬ | (બૌધ) | (બૌદ્ધ) |
| ૩૫ | ૨૦ | અર્થાત | અર્થાત્ |
| ૩૫ | ૨૨ | બૌધ | બૌદ્ધ |
| ૩૫ | ૨૪ | બૌધ | બૌદ્ધ |
| ૩૬ | ૨૪ | ત્રયોના | ત્રયના |
| ૩૭ | ૨૨ | યત્ત્પ્રતી | યત્પ્રતી |
| ૩૮ | ૨ | દ્વિત્વા ભાસ | દ્વિત્વાભાસ |
| ૩૮ | ૧૩ | આત્મ સ્વરૂપ | આત્મસ્વરૂપ |
| ૩૮ | ૨૭ | પાલણુ | પાલન |
| ૩૮ | ૨૮ | પાલણુ | પાલન |
| ૩૯ | ૧૯ | અસ્તિક | આસ્તિક |
| ૪૦ | ૧૧ | મીમાસા | મીમાંસા |
| ૪૦ | ૧૨ | ભુલ | ભૂલ |
| ૪૦ | ૨૨ | अह्नयो | अह्वयो |
| ૪૨ | ૧૪ | મટે | માટે |
| ૪૫ | ૭ | તર્કેથી | તર્કથી |
| ૪૫ | ૧૦ | વદાદિ | વેદાદિ |
| ૪૬ | ૧૧ | લાગ્યોં | લાગ્યો |
| ૪૭ | ૨૭ | ાવદ્વાનોને | વિદ્વાંનોને |
| ૪૮ | ૧૪ | मोदक तृप्ता | मोदकतृप्ता |
| ૪૮ | ૧૫ | रसवीर्य विपाकादिं | रसवीर्यविपाकादि |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮ | ૨૬ | પરાક્રમ | વીર્ય |
| ૪૯ | ૧૪ | ક્રિયબંધ | ક્રિયબંધ |
| ૪૯ | ૨૮ | જગતના | જગત્‌ના |
| ૫૦ | ૨૦ | સિદ્ધાન્તને | સિદ્ધાન્તનો |
| ૫૧ | ૬ | સદસદ્ વિલક્ષણ | સદસદ્‌વિલક્ષણ |
| ૫૧ | ૮ | સદસદ્ વિલ | સદસદ્‌વિલ |
| ૫૧ | ૧૫ | પ્રસંગોપાત | પ્રસંગોપાત્ત |
| ૫૧ | ૧૫ | સ્વાલ | સવાલ |
| ૫૪ | ૯ | નિત્યયુક્ત | નિત્યમુક્ત |
| ૫૫ | ૧૦ | तत्वमासि | तत्त्वमसि |
| ૫૫ | ૧૨ | सच्चिदानंद स्वरूप | सच्चिदानंदस्वरूप |
| ૫૫ | ૧૨ | तदात्म्य | तादात्म्य |
| ૫૫ | ૧૬ | जीवभूत | जीवभूतः |
| ૫૯ | ૯ | ગુણ વિશિષ્ટ | ગુણવિશિષ્ટ |
| ૫૬ | ૧૦ | ગુણ વિશિષ્ટ | ગુણવિશિષ્ટ |
| ૫૬ | ૧૭ | ए तदात्म्य | एतदात्म्य |
| ૫૬ | ૨૮ | પોતાન | પોતાની |
| ૫૭ | ૭ | વિદ્વાન | વિદ્વાન્ |
| ૫૭ | ૯ | કીર્તી | કીર્તિ |
| ૫૭ | ૯ | શકતું | શકયું |
| ૫૭ | ૧૨ | મુત્રફલ ભોગ વિરાગ | મુત્રફળભોગવિરાગ |
| ૫૭ | ૧૫ | વેદાન્ત શ્રવણનો | વેદાન્તશ્રવણનો |
| ૫૭ | ૧૫ | વેદાન્ત શ્રવણ | વેદાન્તશ્રવણ |
| ૫૭ | ૧૯ | સાધન સંપત્તિ | સાધનસંપત્તિ |
| ૫૭ | ૨૮ | પ્રાપ્તી | પ્રાપ્તિ |
| ૫૮ | ૩ | ઉપનીષદોને | ઉપનિષદોને |
| ૫૮ | ૧૧ | દ્વૈતાપત્તિ | દ્વૈતાપત્તિ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૮ | ૨૩ | પ્રસ્થાન ત્રયીમાંથી | પ્રસ્થાનત્રયીમાંથી |
| ૫૯ | ૧૭ | સંધીરૂપ | સંધિરૂપ |
| ૬૦ | ૮ | અનન્યને | અન્યને |
| ૬૦ | ૯ | વેદાન્ત | વેદાન્તી |
| ૬૧ | ૨૮ | विषया क्रान्त देहानां | विषयाक्रान्तदेहानां |
| ૬૩ | ૪ | વિન્દની | રવિન્દનાં |
| ૬૩ | ૯ | क्रोडनेनेह | क्रीडनेनेह |
| ૬૫ | ૫ | અભવે | અભાવે |
| ૬૫ | ૬ | મયાવાદ | માયાવાદ |
| ૬૫ | ૨૪ | મામાંસા | મીમાંસા |
| ૬૫ | ૨૬ | શ્રી વેદવ્યાસનાં | શ્રીવેદવ્યાસનાં |
| ૬૬ | ૨૨ | પ્રતિ બિંઅવાદ | પ્રતિબિંબવાદ |
| ૬૭ | ૧૯ | याजिन | याजिनः |
| ૬૮ | ૨ | स्वर्ग लोकं | स्वर्गलोकं |
| ૬૮ | ૧૮ | અર્ચ્યાદિ | અર્ચિરાદિ |
| ૬૯ | ૫ | પુ ારાગમન | પુનરાગમન |
| ૬૯ | ૨૬ | વિદ્વાન | વિદ્વાન્ |
| ૭૦ | ૩ | જે | ૦ |
| ૭૦ | ૪ | શ્રીજીવણુલાલજી | શ્રીજીવનલાલજી |
| ૭૦ | ૮ | મળવતા | મળવતાં |
| ૭૦ | ૮ | बल्लू विशरण जगत्य वसाद्नेषु | बल्लू विशरणजगत्य-वसावनेषु. |
| ૭૦ | ૧૬ | અવસાધન | અવસાદન |
| ૭૧ | ૧૭ | નિવૃત | નિવૃત્ત |
| ૭૨ | ૨ | न वासः | निवासः |
| ૭૨ | ૪ | શારરિક | શારીરક |
| ૭૨ | ૯ | ઉપનષદ | ઉપનિષદ્ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૧ | ૧૩ | शारिरक | शारीरक |
| ७२ | २४ | स्थालिपुलाक | स्थालीपुलाक |
| ૭૩ | ૫ | 'પ્રારભની | પ્રારંભની |
| ૭૩ | ૧૭ | ‌માણુાધ્યાય | પ્રમાણુાધ્ય ય |
| ૭૩ | ૨૬ | ભંગ | ભાંગ |
| ७५ | १७ | पश्चाकुति | पश्चाकृति |
| ૭૫ | ૨૨ | સર્યાદિક | સૂર્યાદિક |
| ૭૬ | ૩ | િદ્ધાન્તમાં | સિદ્ધાન્તમાં |
| ૭૬ | ૨૩ | પ્ર ાણે | પ્રમાણે |
| ૭૬ | ૨૫ | અનિપ્રાયથી | અભિપ્રાયથી |
| ૭૬ | ૨૭ | અરૂધતી | અરૂન્ધતી |
| ૭૬ | ૨૮ | સુક્ષ્મ | સૂક્ષ્મ |
| ૭૭ | ૧ | સ્થુલ | સ્થૂલ |
| ૭૭ | ૩ | સ્થુલ | સ્થૂલ |
| ૭૭ | ૫ | દૃષ્ય | દૃશ્ય |
| ૭૭ | ૬ | દ્રશ્ય | દૃશ્ય |
| ૭૭ | ૭ | દ્રશ્ય | દૃશ્ય |
| ૭૭ | ૭ | દ્ર | દૃ |
| ૭૭ | ૮ | દ્રશ્યનો | દૃશ્યનો |
| ૭૭ | ૮ | અદ્રશ્યમાં | અદૃશ્યમાં |
| ૭૭ | ૮ | દ્રશ્યનો | દૃશ્યનો |
| ૭૭ | ૧૬ | સિધાન્ત | સિદ્ધાન્ત |
| ૭૭ | ૧૯ | જૈમીનિ | જૈમિનિ |
| ૭૭ | ૨૫ | શ્વેત કેતુને | શ્વેતકેતુને |
| ૭૮ | ૬ | ભક્તિ માર્ગમાં | ભક્તિમાર્ગમાં |
| ૭૮ | ૭ | प्रतिके | प्रतीके |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૮ | ૧૦ | પ્રતિકો પાસનના | પ્રતીકોપાસનના |
| ૭૮ | ૧૧ | अतद्रु | अतद्रू |
| ૭૮ | ૧૧ | तद्रुपेणोपास्नं | तद्रूपेणोपासनं |
| ૭૮ | ૨૧ | पतदात्म्य | पेतदात्म्य |
| ૭૮ | ૨૭ | ભૃ | લો |
| ૭૯ | ૧૮ | પ્રતિકોપાસન | પ્રતીકોપાસન |
| ૭૯ | ૨૨ | અર્ચી | અર્ચિ |
| ૮૦ | ૧ | જીવો | જીવોની |
| ૮૦ | ૨ | જીવો | જીવોની |
| ૮૦ | ૨ | શ્રી ભગવાનના શબ્દથી | શ્રીભગવાનના· વેણુનાદરૂપ શબ્દથી |
| ૮૦ | ૮ | અર્થ | અધ્યાયના અર્થો |
| ૮૦ | ૧૨ | ગ્રન્થેનુ | ગ્રન્થોનું |
| ૮૦ | ૧૯ | બ્રહ્મવદ | બ્રહ્મવાદ |
| ૮૦ | ૨૨ | કર્યનુ | કાર્યનું |
| ૮૦ | ૨૫ | થય | થાય |
| ૮૦ | ૨૮ | વીચી | વીચિ |
| ૮૧ | ૧ | પ્રસંગમા | પ્રસંગમાં |
| ,, | ૯ | क्रायेंन | क्रियैव |
| ૮૪ | ૧૭ | लुसदूर्ध्वं | लसदूर्ध्वं |
| ૮૬ | ૨૨ | તમને | તેમને |
| ૮૮ | ૨૨ | શુદ્રોને | શૂદ્રોને |
| ૯૧ | ૨૮ | તાડનાર | તોડનાર |
| ૯૨ | ૮ | સ્વિકારી | સ્વીકારી |
| ,, | ૨૬ | પદા | પદાર્થ |
| ૯૫ | ૧૪ | અવિદ્યારૂપ લાગી | અવિદ્યારૂપ ઉપાધિ-લાગી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૬ | ૨૦ | કાંઇ છેજ કહિ | કાંઈ છેજ નહિં |
| ,, | ૨૭ | અધિષ્ટન | અધિષ્ઠાન |
| ૯૭ | ૧ | બ્રહ્મમા | બ્રહ્મમાં |
| ,, | ૮ | પંરિચ્છેદશુન્ય | પરિચ્છેદશૂન્ય |
| ,, | ૧૦ | શુન્યમાં | શૂન્યમાં |
| ,, | ૧૨ | શુન્યમાં | શૂન્યમાં |
| ,, | ૧૩ | ચ્છેદશુન્યમાં | ચ્છેદશૂન્યમાં |
| ૯૮ | ૮ | તેઆના | તેઓના |
| ,, | ૨૮ | શ્ય | દૃશ્ય |
| ,, | ૨૮ | જે | જે દૃશ્ય છે |
| ૯૯ | ૦ | ૦ | ૯૯ (અંકજોઈએ) |
| ૯૯ | ૧ | તનોજ | તેનોજ |
| ,, | ૨૭ | ગુહા | ગુહાં |
| ૧૦૦ | ૪ | નિવૃત | નિવૃત્ત |
| ,, | ૮ | સત્રમાં | સૂત્રમાં |
| ,, | ૧૬ | અનુપૂર્વીમાં | આનુપૂર્વીમાં મૂકત |
| ,, | ૨૨ | માનવાના | માનવાનો |
| ,, | ૨૭ | માં | ૦ |
| ૧૦૧ | ૭ | વૃત | વૃત્ત |
| ૧૦૩ | ૧ | તઆ | તેઓ |
| ,, | ૯ | પ્રતિપાદનારાં | પ્રતિપાદન કરનારાં |
| ,, | ૨૭ | અવિદ્યાનામતનો | અવિદ્યાનાઅંશનો |
| ૧૦૫ | ૧૧ | મીક્ષાપક્ષે | મીક્ષાપથે |
| ,, | ૧૯ | તાશ્વર | તાશ્વતર |
| ૧૦૬ | ૨ | શ્વેતાશ્વર | શ્વેતાશ્વતર |
| ,, | ૨૮ | ભગવત્વ | ભગવત્ત્વ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૭ | ૩ | અ પ્રમાણે | એ પ્રમાણે |
| ૧૦૮ | ૨૬ | તસ્ય આત્મા | તસ્યૈષ આત્મા |
| ૧૧૧ | ૪ | નિવૃત | નિવૃત્ત |
| ૧૧૧ | ૧૦ | નદ્વૈત | ન દ્વૈતં |
| ,, | ૧૬ | દ્વત | દ્વૈત ! |
| ,, | ૨૧ | બ્રહ્મ | બે બ્રહ્મ |
| ,, | ૨૨ | અત | અદ્વૈત |
| ,, | ૨૬ | અનુદશ | અનુદરા |
| ,, | ૨૬ | અલ્પોદશ | અલ્પોદરા |
| ,, | ૨૭ | વરોધ | વિરોધ |
| ,, | ૨૭ | અથેં | અર્થો |
| ૧૧૨ | ૧૭ | કર્ત્તાઓ | કર્ત્તાઓએ |
| ,, | ૨૮ | દવી | દૈવી |
| ૧૧૩ | ૨ | પ્રવૃત્તિ | પ્રવૃત્તિં |
| ,, | ૧૦ | પ્રવૃતિને | પ્રવૃત્તિને |
| ૧૧૪ | ૨ | મૃતકાથી | મૃત્તિકાથી |
| ,, | ૧૯ | તિકાથી | ત્તિકાથી |
| ,, | ૨૦ | તદ્નન્યત્વા | તદનન્યત્વા |
| ૧૧૫ | ૨૧ | દૂધમાં | દૂધમાંથી |
| ,, | ૨૬ | અમે | એમ |
| ૧૧૭ | ૩ | ાવાચત્ર | વિચિત્ર. |
| ,, | ૪ | કહેલ | રહેલ |
| ,, | ૧૦ | યાવચ્છિત | યાવચ્છીલ |
| ,, | ૧૬ | સર્વ | સર્વ, |
| ૧૧૮ | ૧ | મૃતિકા | મૃત્તિકા |
| ,, | ૧૯ | જડતાવિરૂપ | જડતાદિરૂપ |
| ૧૨૦ | ૧૨ | અ | એ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૧ | ૩ | કહે છે | કરે છે |
| ૧૨૩ | ૧૬ | અક્ષરાત્મક | અક્ષરાતીત |
| ૧૨૫ | ૫ | પુર્વજન્મની | પૂર્વજન્મની |
| ૧૨૮ | ૯ | નાંહ | નહિ |
| ૧૨૮ | ૧૦ | વ્યવહારક | વ્યવહારિક |
| ,, | ૨૮ | भेदव्यपदेशाच्चान्य | भेदव्यपदेशाच्चान्यः |
| ૧૨૯ | ૫ | देव | देवः |
| ,, | ,, | અ | એ |
| ,, | ૧૩ | ત્યા | ત્યાં |
| ૧૩૧ | ૨૪ | સ્વિકાર્યા | સ્વીકાર્યાં |
| ૧૩૨ | ૧૨ | ધુમમાર્ગ | મમાર્ગ |
| ,, | ૧૪ | ધુમાર્ગથી | ધુમમાર્ગથી |
| ૧૩૭ | ૨૬ | છે જે | છે કે જે |
| ૧૩૮ | ૧૮ | મટડી | મટાડી |
| ૧૪૦ | ૨૭ | પ્રવતક | પ્રવર્ત્તક |
| ૧૪૪ | ૧૦ | કહે છે | કરે છે |
| ૧૪૫ | ૯ | तत्त | तत्तु |
| ,, | ,, | બે ત્રો | બે સુત્રો |
| ૧૪૬ | ૧૯ | સાક્ષાત | સાક્ષાત્ |
| ,, | ૨૪ | भजन्त | भजन्ते |
| ૧૪૮ | ૨૮ | वैदराशे | वेदराशेः |
| ૧૫૦ | ૧૦ | પ્રાર્થક્ય | પાર્થક્ય |
| ૧૫૭ | ૧૮ | શ્રીમન્ | શ્રીમાન્ |
| ૧૫૮ | ૮ | યમમાં | યમાં |
| ,, | ૧૧ | સંપુર્ણ | સંપૂર્ણ |
|  | ૧૮ | માંહેતુ | માંહેનુ |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૦ | ૧૭ | નિનિત્ત | નિમિત્ત |
| ૧૬૩ | ૧૪ | નિવિવાદ | નિર્વિવાદ |
| ૧૬૫ | ૫ | નિવિવાદ | નિર્વિવાદ |
| " | ૧૬ | અદૃશ્ય | દૃશ્ય |
| ૧૬૬ | ૧ | આ લોકસહકૃત | આલોકસહકૃત |
| " | ૨ | આ લોકસહકૃતત્વ | આંલોકસહકૃતત્વ |
| " | ૧૮ | ચલિત | સ્થિત |
| ૧૬૭ | ૪ | તદાત્માન | તદાત્માનં |
| ૧૭૯ | ૯ | જો | એ |
| " | ૨૮ | સધમક | સધર્મક |
| " | " | નિધમક | નિર્ધર્મક |
| ૧૭૧ | ૧૯ | તેજસ્વત્વાત્ | તેજસ્ત્વાત્ |
| " | ૨૦ | સુર્યાદિકની | સૂર્યાદિકની |
| " | ૨૧ | સુર્ય | સૂર્ય |
| " | " | સુર્યનો | સૂર્યનો |
| " | ૨૨ | સુર્ય | સૂર્ય |
| " | " | સુર્યનો | સૂર્યનો |
| " | ૨૩ | સુર્ય | સૂર્ય |
| " | " | સુર્યનો | સૂર્યનો |
| ૧૭૨ | ૨૦ | વિવર્ત્તોપાાદન | વિવર્ત્તોપાદાન |
| " | ૨૮ | શક્તિવિવિધેવ | શક્તિર્વિવિધેવ |
| ૧૭૩ | ૧૮ | ષડાલગ | ષડ્લિંગ |
| ૧૭૫ | ૨૬ | પુર્વેક | પૂર્વેક |
| ૧૭૬ | ૬ | કહાદેછે | કહી દેછે |
| " | ૧૪ | દૃષ્ટિમા | દૃષ્ટિમાં |
| " | ૨૧ | યોગ્ય | અયોગ્ય. |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૯ | ૧૨ | मवति | भवति |
| ,, | ૨૩ | શ્રુત્યાભિપ્રાયનુ | શ્રુત્યભિપ્રાયનુ |
| ,, | ૨૮ | ડિંડિમ | ડિંડિમ |
| ૧૮૩ | ૨૪ | ઝાંકર | શાંકર |
| ૧૮૫ | ૯ | अमृतत्त्वकाम | अमृत्त्वकामो |
| ૧૮૫ | ૨૬ | જીવન | જીવન્ |
| ,, | ૨૭ | જીવન | જીવન્ |
| ૧૮૬ | ૧૦ | विदः | विदु |
| ,, | ૧૪ | મોક્ષ વિરોધ | મોક્ષવિરોધી |
| ૧૮૭ | ૨૬ | પુર્વજન્મીન | પૂર્વજન્મીન |
| ૧૮૮ | ૧૦ | પુર્વ જન્મનુ | પૂર્વજન્મનુ |
| ૧૮૯ | ૮ | અપરોક્ષાભવનો | અપરોક્ષાનુભવનો |
| ૧૯૧ | ૨૩ | સ્વિકારે છે | સ્વીકારે છે |
| ૧૯૨ | ૭ | શ્રુતિ સ્મૃતિ | શ્રુતિસ્મૃતિ |
| ,, | ૧૩ | શ્રીમાન | શ્રીમાન્ |
| ,, | ૧૬ | આનંદગીરીએ | આનંદગિરિએ |
| ,, | ૨૪ | તપરથી | તે પરથી |
| ,, | ,, | શ્રીમાન | શ્રીમાન્ |
| ,, | ૨૯ | વિવાહીત | વિવાહિત |
| ,, | ,, | વીવાહની | વિવાહની |
| ,, | ૨૮ | યયા તીનો | યયાતિનો |
| ૧૯૩ | ૨૧ | શ્રીમાન | શ્રીમાન્ |
| ૧૯૪ | ૨૮ | એવા | એવાં |
| ૧૯૫ | ૪ | આઠું | આડું |
| ,, | ૧૭ | વૈદીકત્વા | વૈદિકત્વા |
| ૧૯૬ | ૭ | સંન્યાસીને | સંન્યાસીનો |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૩ | ૯ | નિરપણુ | નિરૂપણુ |
| ,, | ૧૧ | ત્રોટાપર | ત્રાટાપર |
| ,, | ૨૧ | નામઃ રૂપાત્મક | નામ રૂપાત્મક |
| ૨૦૫ | ૧૪ | સંપુર્ણુ | સંપૂર્ણ |
| ૨૦૬ | ૮ | નહિ | નહિ |
| ૨૦૮ | ૧૮ | યોગંઃ | યોગઃ |
| ૨૦૮ | ૨૦ | રુચીનં | રુચાનાં |
| ,, | ૨૪ | પ્રદર્શીત | પ્રદર્શિત |
| ૨૦૯ | ૯ | પુષ્ટિમાગ | પુષ્ટિમાર્ગ |
| ,, | ૧૯ | મંદીરો | મંદિરો |
| ,, | ૨૪ | પુજ્યભાવ | પૂજ્યભાવ |
| ૨૧૦ | ૧ | શિવપુજન | શિવપૂજન |
| ,, | ૪ | સવ | સર્વ |
| ૨૧૧ | ૨૧ | પ્રાતિવ્રત્ય | પાતિવ્રત્ય |
| ૨૧૨ | ૩ | સવમાં | સર્વમાં |
| ,, | ૧૯ | સાંકર | શાંકર |
| ,, | ૨૩ | વવં | વયં |
| ૨૧૩ | ૧ | વિદ્વાન | વિદ્વાન્ |
| ,, | ૭ | શ્ચ તુરયા | શ્ચતુરયા |
| ,, | ૧૬ | સંપુર્ણુ | સંપૂર્ણુ |
| ,, | ૨૫ | શ્રીમાન | શ્રીમાન્ |
| ૨૧૬ | ૨૬ | અલિકેશ્વરમય | અંબિકેશ્વરમય |

ઉપર પ્રમાણે શુદ્ધિપત્ર દશાવ્યું છે તોપણ દ્રષ્ટિદોષથી પ્રેસની ભૂલ સુધારવી રહી ગઈ હોય તો સુજ્ઞજનો સુધારીને વાંચશે એવી આશા છે.

શાસ્ત્રી છગનલાલ અમરજી.

શ્રીહરિઃ

# શાંકર જયંતીની વ્યાખ્યાનમાલાના અવલોકનની (ભૂમિકા).

---

## भूमिका.

જો કે સાંપ્રત કાલમાં ધર્મવિષયક ચર્ચાનો પ્રચાર વધવા લાગ્યો છે, તે સંતોષ પામવા જેવું છે. તોપણ તેમાં ક્લેશનાં બીજ નાંખવા જેવું થાય છે તે ખરેખર દિલગીરી ઉપજાવનાર છે.

ગયે વર્ષે સુરત ખાતે શાંકર સમાજે ઉજવેલા ષષ્ઠ વાર્ષિક મહોત્સવમાં થયેલાં વિદ્વન્મંડલના ભાષણોની ચોપડી રા. ચંદ્રશંકર ભીમાનંદ શુક્લે છપાવી પ્રકટ કરી છે, તે વાંચવાની અમોને અમારા એક મિત્ર તરફથી ભલામણ થતાં તે મંગાવી વાંચી જોતાં તેનુ નિરીક્ષણ લખવાની જરૂર જણાતાં આંહી લખવામાં આવ્યું છે. તેમાં અમારો લખવાનો ઉદ્દેશ કોઇના પર દ્વેષ કે ઇર્ષ્યા પ્રયુક્ત નથી, પણ તેમનું સ્વરૂપ યથાર્થ જણાવવા માટે તેઓના લેખમાંથીજ જે જે બાબત વેદ અને શાસ્ત્રાદિથી વિરૂદ્ધ જોવામાં આવે તે દર્શાવવી તેનું પર્યવસાન ઇર્ષ્યામાં કે દ્વેષમાં જતું નથી, કિંતુ સત્યધર્મના નિરીક્ષણમાંજ જાય છે.

આ ચોપડીનુ ટાઇટલ તથા અંદર શ્રીમાન્ માધવતીર્થના ફોટાપર લખાયેલો લેખ તથા અર્પણ પત્રિકા સંસ્કૃત ભાષામાં લખવામા આવી છે. તે કોણે લખેલી છે? તેનું નામ જો કે નીચે આપવામાં આવ્યું નથી. તોપણ તે લખનારની વિદ્વત્તા કેટલે સુધી છે? તે આંહી જણાવવું અયોગ્ય ગણાશે નહિ.

ટાઇટલ પર બાલબોધ અક્ષરથી "शंकर जयन्ति" એમ લખ્યું છે, ત્યાં પરસવર્ણ કરવો હતો તો શંકર શબ્દમાં પણ

કરવો જોઇએ. તે નહિ કરતાં ફક્ત "जयान्ति" એ શબ્દમાં જ કર્યો છે, તે ઉપરથી જણાય છે કે (શાસ્ત્રજ્ઞાનથી નહિ પણ) ગતાનુગતિક રીતિ પ્રમાણે કરેલો છે. કારણ કે જો શાસ્ત્રજ્ઞાન હોત તો "जयान्ति" નો ति જે હ્રસ્વ કરવામાં આવ્યો છે, તેના બદલામાં દીર્ઘ કરત.

ગુજરાતીમાં "સુરત શંકર સમાજે ઉજવેલો ષષ્ઠમ" એમ લખ્યું છે. ત્યાં જો તે લખનારને શાસ્ત્રજ્ઞાન હોત તો તેના ધ્યાનમાં આવવું જોઇએ કે આ સમાજ ઘણા શંકરોએ થઇને ઉજવ્યો નથી પણ શંકરના અનુયાયિઓએ મલીને ઉજવ્યો છે, એટલે "शांकर समाजे" એમ લખવું જોઇએ. અને षष्ठम ના બદલામાં ષષ્ઠ લખવું જોઇએ. કારણ કે વ્યાકરણના નિયમ પ્રમાણે તો षष्ठ શબ્દ જ સિદ્ધ થાય છે, વલી ઉદ્યાપનનો અપભ્રંશ ઉજવવું એમ થયો છે, એટલે જે કાર્યની સમાપ્તિ કરવી હોય તેજ કાર્યે ઉજવાય છે. નહિ કે પ્રતિવર્ષ કરવામાં આવતાં કાર્યો ઉજવાયાં કહેવાય, પરંતુ જે અંતઃકરણમાં સામા પક્ષની ખટક બેઠેલી છે, તેની સાથે હરીફાઇમાં ઉતરવાને શબ્દનું સ્વરૂપ નહિ જાણવાને લીધે તે શબ્દો વાપર્યા હોય એમ જણાય છે, તોપણ તેવું શાસ્ત્રનું જ્ઞાન નહિ છતાં પોતાના આચાર્યોની જયન્તીનો ઉત્સવ ઉત્સાહથી માનવાનું કાર્ય સ્તુતિપાત્ર છે એ નિઃસંશય છે.

શ્રીમાન્ માધવતીર્થના ફોટાપર "श्रीमत्परमहंस परिव्राजकाचार्य पदवाक्य प्रमाण पारावारपारीणत्वाद्यनेक पदांकित जगद्गुरु श्रीमच्छंकराचार्य श्री शारदापीठ द्वारका संस्थानाधिश्वर श्रीमन्माधवतीर्थस्वामिः" આ સ્થળે "पारावार पारीण" એ અપ્રયોગ છે કારણ કે अवारपारात्यन्तानुकामंगामी ૫-૨-૧૧ એ પાણિનીયસૂત્ર તથા તે સૂત્રના विगृहीताद्विपरीताद्‌पीष्यते એ વ્યાખ્યાન પ્રમાણે "अवार અને पार એ શબ્દો સમાસમાં આવ્યા હોય અથવા તો છુટાછુટા આવ્યા હોય તોપણ તેઓથી खञ् પ્રત્યય થઈ શકે છે તેથી આપણે अवारपारीण, अवारीण, पारीण અને पारावारीण"

એ શબ્દોમાંથીજ ગમે તે અમુક શબ્દ વાપરવાને શક્તિમાન્ છીએ, નહિ કે પારાવાર. આપણે વિચારવું જોઇએ કે સંસ્કૃત ભાષાની સુકાની વડી સરકાર પાણિનિ, કાત્યાયન અને મહાભાષ્યકાર પતંજલિ એ ત્રણે માંહેની એકની પણ પ્રત્યક્ષ તથા ગર્ભિત સંમતિ શિવાય આપણે એક પણ પગલું આગળ ભરી શકીએ એવી સ્થિતિમાં આપણે મેલાયા નથી, કારણ કે આપણી સંસ્કૃત ભાષાના દરેક બોલને જોખમ ભરેલા ગંભીર અકસ્માત્‌થી અટકાવવાને તેનાપર સંસ્કૃત ભાષાની વડી સરકાર તરીકે નીમાયેલા સૂત્રકાર, વાર્તિકકાર અને મહાભાષ્યકાર એ ત્રણે અનુપમેય મહાપુરૂષોની બનેલી કુલએંચ મજબૂત બ્રેક ધરાવે છે તો એવી મજબૂત બ્રેકમાંથી ખસી જઈ "પારાવાર" એ ખોટો શબ્દ વાપરવાની લખનારની પોતાની આપખુદી વર્તણુક કેટલી શરમ ઉપજાવનારી છે? એ વાંચનારજ જોઈ લેશે, **પારાવાર** શબ્દના બદલામાં '**પારાવારીણ**' એમ મૂકવું જોઇએ એ અમો હમણાંજ નિરૂપણ કરી ગયા છીએ અને એવા **પારાવાર** એ ખોટા શબ્દ સાથે વળી "**પારીણ**" જોડાયો છે. એ વળી પોતાની ભૂલમાં વધારો કર્યો છે; કારણ કે લખનારે પોતાની ભૂલ ભરેલી માનનીયતા પ્રમાણે જો "**પારાવાર**" શબ્દને સાચો માન્યો હોય તોપણ તે પછી ફરીને તેનો અભિન્નાર્થ **પારીણ** શબ્દ મૂકાય નહિ, એટલે ટુંકામાં "**પારાવાર**" શબ્દના બદલામાં **પારાવારીણ**" એ શબ્દ મૂકવો જોઇએ. કદાચિત્ **પારાવાર** શબ્દ સમુદ્રવાચક યોજેલો હોય તો **પદ્વાક્ય પ્રમાણના પલ્વલ** ને પાર પામ્યાની ખાત્રી કરાવી આપે ત્યાર પછી તલાવ અને ત્યાર પછી સમુદ્રના પારને પામેલા કહેવાય; પણ અલ્પ તલાવમાં અથડાતા હોય તેવાને સમુદ્રના પારને પામેલા કહેવાયજ નહિ. તેમ **પદાંકિત** એના બદલામાં અનુસ્વારનો પરસવર્ણ કરીને **પદાઙ્કિત** એમ મૂકવું જોઇએ કારણ કે પદાન્તમાંજ પરસવર્ણનો વિકલ્પ હોવાને લીધે અહીઆં અપદાન્ત હોવાથી પરસવર્ણ નહિ મૂકવાના

આરોપમાંથી જવાબદાર કોઈ પ્રકારે છુટા થઇ શકે એમ નથી, અને **સ્વામી** એમ મૂકવું જોઇએ તેના બદલામાં **સ્વામિઃ** એમ મૂકીને અજ્ઞાનની સીમાજ રાખી નથી; કારણ કે શબ્દ રૂપાવલી જાણનારો પણ એ ભૂલ નહિ કરે તો પછી સંસ્કૃત લખી શકવાનો દાવો ધરાવનાર આવી ગંભીર ભૂલ કરે એ બીના ખરેખર ખેદ ઉપજાવનારી છે.

એ પ્રમાણે ત્રણ પંક્તિમાં કેટલી ચૂકો આવી તેનો વાંચનારજ ખ્યાલ કરશે.

અર્પણ પત્રિકા વાંચતાં તેમાં જે વ્યાકરણની ભૂલો કરી છે તે નીચે દર્શાવવામાં આવે છે.

પ્રથમ પંક્તિમાં "**पदवाक्य प्रमाण पारावार पारीण**" એ તમામ પદો જુદાં જુદાં મૂકવામાં આવ્યાં છે, તે કરેકશન કરનારની ચૂક છે પણ **पारावारपारीण** એતો ખાસ લખનારનીજ ભૂલ છે, તે અમો ઉપરજ દર્શાવી ગયા છીએ.

ત્યાર પછી "**षड्दर्शनसंस्थापनाचार्य**" એમ લખ્યું છે તે તેમણે (શ્રીમાનમાધવ તીર્થે) એક પણ દર્શનનું સંસ્થાપન કર્યું હોય એમ જોવામાં તથા સાંભળવામાં આવ્યું નથી. અને કર્યું હોય તો કયાં અને કેવી રીતે કર્યું છે તે જો બતાવવામાં આવશે તો ભારે ઉપકાર માનવામાં આવશે. તેમ **सांख्यत्रय प्रतिपादक** એવું વિશેષણ આપવામાં આવ્યું છે; તો અમો જાણવા માગીએ છીએ કે તેઓ શ્રીએ કયા સાંખ્યનો અભ્યાસ કરી તેનું પ્રતિપાદન કર્યું છે, અને સાંખ્યને "**सकल निगमागम हृदय**" એમ જણાવ્યું છે, તો વ્યાસ પાદે તો સાંખ્ય અવૈદિક છે એમ સ્મૃતિપાદમાં ડિંડીઘોષથી સિદ્ધ કર્યું છે. અને "**द्वैतध्वान्त कदंब ज्ञान मार्तंड**" એવું વિશેષણ આપ્યું છે તેનો અર્થ દ્વૈત રૂપી અંધારાના સમૂહના જ્ઞાનના માર્તંડ એવો થાય છે, અંધારૂં કાંઇ પરિચ્છિન્ન વસ્તુ નથી કે જેનો સમૂહ થઇ શકે,

તેમ અંધારાનું જ્ઞાન સૂર્યને હોતું નથી, કારણ કે સૂર્યની સન્નિધિમાં અંધારૂં આવતું નથી. તેથીજ "द्वैतध्वान्त कर्दब ज्ञान मार्तंड" એ વિશેષણ સંભવતું નથી. તેમજ "श्री माधव तीर्थ स्वामी वर्य" એ સ્થલે स्वामि वर्यः એમ મિને હ્રસ્વ લખવું જોઇએ, पूज्यपाद सरोरूहे અહીંયાં દીર્ઘ રૂના બદલામાં હ્રસ્વ રૂ લખવો જોઇએ, "कालिकाल कराल कलमष स्वान्तान्" એ સ્થલે "कराल" એ વિશેષણ છે માટે कालि રૂપ વિશેષ્યની પહેલાં મૂકવું જોઇએ એટલે "कराल कालिकाल" એમ લખવું જોઇએ અને તેમજ "कलमष" ના બદલામાં कलुषित લખવું જોઇએ.

હવે છેવટે "श्रीमतामेवसमर्प्यते" એની તપાસ લઇએ, અહીંયાં સમર્પણનો વિષય "श्रीमत्" શબ્દ છે અને તે તો સંપ્રદાનમાં ચતુર્થી થાય છે તો અહીંઆં "श्रीमद्भ्यः એમ લખવું જોઇએ.

ઉપર પ્રમાણે આ લેખના લખનાર વ્યાકરણાદિ શાસ્ત્રને કંઇ પણ જાણતા હોય એમ જણાતું નથી. તેથી તે ચોપડી વાંચનાર પુરૂષોએ તે લખનારનું જ્ઞાન કેટલું છે એ સમજવા મા-માટે ઉપરનું લખાણ ધ્યાન દઇને વાંચી લખનારના જ્ઞાનનો તાલ કરી તેના લખવાપર વિશ્વાસ રાખવો જોઇએ, તે સૂચવવા માટે તેના જ્ઞાનનું દિગ્દર્શન કરાવ્યું છે.

---

## ભૂમિકાનું અવલોકન

ઉપર પ્રમાણે ભૂમિકાની પહેલાંના ભાગનું નિરીક્ષણ કરી હવે ભૂમિકાનું નિરીક્ષણ કરીએ છીએ.

ભૂમિકામાં "વર્ણ માત્રના ગુરૂ બ્રાહ્મણો છે, અને બ્રાહ્મણોના ગુરૂ શ્રી શંકરાચાર્ય છે" એમ લખી શંકરાચાર્યનેજ જ

ગદ્‌ગુરૂની પદ્વી પ્રાપ્ત થવામાં જે ભાર મૂકવામાં આવ્યો છે, તે બાબતમાં અમો પૂછીએ છીએ કે જગત્ શબ્દ અસંકુચિત વૃત્તિથી ગ્રહણ કર્યો છે કે સંકુચિત વૃત્તિથી. પહેલો પક્ષ તો સંભવતોજ નથી કારણ કે અસંકુચિત વૃત્તિથી જો જગત્ લેવામાં આવે તો તેની અંદર આવેલા યવન, ક્રિશ્ચિયન વિગેરે સર્વ આવી જાય છે, પણ તેઓના ગુરૂ શ્રી શંકરાચાર્ય હોવા ન જોઇએ, એમ, તેઓના અનુયાયીઓને પણ માનવું પડશે. માટે સંકુચિત વૃત્તિથીજ જગત્ લેવું જોઇએ, તો પછી તેમના અનુયાયીઓનાજ ગુરૂ હોવા જોઈએ નહિ કે આખા જગત્‌ના. છતાં આખા જગત્‌ના ગુરૂ થવાનો દાવો ધરાવતા હોય તો તે ભૂલભરેલું છે. આગળ ચાલતાં શ્રીમાન્ શંકરાચાર્ય સઘળા બ્રાહ્મણોના ગુરૂ છે એમ જણાવ્યું છે અને તેના કારણમાં સનાતન વેદધર્મના રક્ષક છે એમ બતાવ્યું છે તે કારણ વ્યાજબી નથી, કારણ કે વેદનો પૂર્વકાંડ કે જેમાં યજ્ઞોનું નિરૂપણ કર્યું છે, તે ભાગનું તો તેઓશ્રીએ ખંડન કર્યું છે, નહિ કે સ્થાપન કર્યું છે. એટલે વેદધર્મથી પ્રસિદ્ધ જે યજ્ઞયાગાદિક ધર્મો છે, તેના ફલને મિથ્યા કહી તેની ઉપરથી બ્રાહ્મણોની આસ્થા ઉડાડી નાંખી છે, તે એટલે સુધી કે પૂર્વમીમાંસાનો પ્રચાર લુપ્તપ્રાય થયો છે. તેમ દક્ષિણમાં શૈવ અને વૈષ્ણવ એમ બેજ બ્રાહ્મણોના વિભાગ છે. તેમાં વૈષ્ણવ બ્રાહ્મણો શૈવ બ્રાહ્મણોની સાથે કાંઈ પણ સંબન્ધ રાખતા નથી. સ્પર્શ થવાથી પણ સંકોચાય છે. એ વ્યવસ્થા પરંપરાથી વિદ્વાનજ આચાર્ય જે ગાદીપર આવતા ગયા છે તે શૃંગેરીમઠની હદમાં છે.

ઉપર પ્રમાણે શ્રીમાન્ શંકરાચાર્યનું કર્તવ્ય બહુજ થોડા લોકો બરાબર જાણે છે. એ વાત નિર્વિવાદ છે. તેમ તેમના જન્મ સમયે બૌદ્ધધર્મનો પ્રચંડ પવન ચાલી રહ્યો હતો, કે જેમાં સનાતનધર્માનુયાયી બ્રાહ્મણો પણ ઝીપલાયા હતા, તેવા સમયમાં શ્રીશંકર ભગવાન શ્રીશંકરાચાર્યરૂપે પ્રકટ થયા હતા આ

સ્થલે શૈવબ્રાહ્મણોએ બરાબર સમજવું જોઇએ કે પોતે શ્રીશંકર ભગવાનને અજન્મા માની તેનો અવતાર થતો નથી એમ જે સ્વીકારે છે તે સિદ્ધાન્તનું સમૂલ નિકંદન થાય છે. અને તેઓ શ્રીશંકરાચાર્યે ચાર મઠોનું સ્થાપન કર્યું, તેમાંથી જ્યોતિર્મઠનીજ પરંપરા છિન્નભિન્ન થઇ જવાનું લખે છે, પણ ગોવર્ધનમઠની પરંપરા પણ તેવીજ છિન્નભિન્ન થઇ ગયેલ છે. કેવલ શ્રૃંગેરી મઠની શિષ્ય પરંપરા આજ દિવસ સુધી ચાલુ રહી છે. અને શારદામઠની શિષ્ય પરંપરા શ્રીમાન્ કેશવાનંદ સુધી ચાલુ રહી હતી અને તે પછી શ્રીમાન્ રાજરાજેશ્વરને શ્રીમાન્ કેશવાનંદે શિષ્ય તરીકે સ્થાપન કર્યા નહિં હતા, તેમજ શ્રીમાન્ રાજરાજેશ્વરે શ્રીમાન્ માધવતીર્થને સ્થાપન કરેલા નથી. પરંતુ વડોદરાની સરકારે સ્થાપન કર્યા છે, તેથી તે બન્નેને શિષ્યપરંપરા તરીકે શંકરાચાર્ય માનવા નહિ જોઇએ; પણ વડોદરા સરકારે શ્રીમાન્ માધવતીર્થને શ્રીમાન્ રાજરાજેશ્વરની ગાદીએ બેસાડ્યા તે ઉપરથી શંકરાચાર્ય મનાય છે. પણ શિષ્યપરંપરાથી મનાતા નથી. એ પ્રમાણે ચારે મઠની વ્યવસ્થા છે, અને તે ચારે મઠોમાં નિયત કરેલા પ્રદેશોમાં વસતા શાંકર સિદ્ધાંતના સર્વ અનુયાયીઓ તેમની આજ્ઞાઓનું ઉલ્લંઘન ન થાય તેમ મન, વચન અને કાયાથી બંધાયેલ છે, અહીં પણ સંકૃચિતવૃત્તિથી સર્વ શબ્દથી તેના અનુયાયીઓજ ગણાય છે, નહિ કે બધા બ્રાહ્મણો બંધાયેલા છે.

સુરતમાં ભરાયેલી વૈષ્ણવ પરિષદ્ શંકર જયંન્તીના ઉત્સવને મોટું સ્વરૂપ લાવવાનું કારણ લખે છે. અને એ પરિષદ્‌માં શ્રી શંકરાચાર્ય તથા તેમના અનુયાયીઓની નિંદા કર્યા શિવાય બીજું કર્તવ્ય કર્યું નથી એમ જણાવવામાં આવે છે એ કેવલ નિંદારૂપજ લખ્યું છે, બાકી પરિષદ્‌માં એ શ્રીમાન્ શંકરાચાર્ય તથા તેમના અનુયાયીઓની કાંઇપણ નિંદા કરવામાં આવી નથી પણ તેમનું ધર્મસ્વરૂપ બતાવતા જતાં તેઓ જો પોતાની અથવા શ્રી શંકરા

ચાર્યની નિંદા થઈ હોય એમ માનતા હોય તો તેઓની ઇચ્છા શાંકરસિદ્ધાંતને લેશ પણ ફેરવી શકે એવો કોઇ પણ સપુત ઉત્પન્ન થયો નથી અને ઉત્પન્ન થવાનો પણ નથી. એવાં અભિમાનનાં વચનો લખી લખનારા સંતોષ પકડતા હોય તો, તેઓએ એટલું સમજવું જોઈએ કે દાદુપંથ તથા કબીરપંથ જેવાના સાધારણ સિદ્ધાંતોને કોણ ફેરવી શક્યું છે ? વિદ્વાન્નું કામ કોઈનો સિદ્ધાંત ફેરવવાનું નથી; પણ વેદ વિગેરેના અંતઃકરણને ઓળખાવવાનું છે, અને તે પછી તે ઓળખીને ખરા અધિકારીઓ તો તેજ રસ્તો પકડે છે. એવા અભિમાનના લેખ લખનારને ખબર નહિ હોય કે શ્રીરામાનુજાચાર્યે પોતાના સંપ્રદાયમાં શ્રીમાન્ શંકરાચાર્યે માનેલા દરેક સિદ્ધાંતની બાબતો ઉપર સેંકડો દૂષણો આપી "શતદૂષણી" અને હજાર દૂષણો આપી "સહસ્રદૂષણી" એ બન્ને પ્રખર ગ્રન્થો બનાવ્યા છે કે જેનું ખંડન કોઇ પણ શાંકરસિદ્ધાંતાનુયાયીઓએ કર્યું હોય એમ જણાતું નથી.

વલી એમ લખે છે કે "પરિષદ્‌ના ત્રણે દિવસોના વાતાવરણમાં શાંકરધર્મ સામે બહુ મોટો ઘોંઘાટ થયા કર્યો હતો, અને કમર કસીકસીને જણાવ્યું હતું કે પૃથ્વીના પડ ઉપર જો કોઈ વેદાનુકૂલ ધર્મ હોય તો તે પુષ્ટિમાર્ગનો જ ધર્મ છે, અમે પુષ્ટિમાર્ગની નિંદા કરતા નથી પણ એ માર્ગના આગ્રહીઓને પૂછીએ છીએ કે તમારો પુષ્ટિમાર્ગ કયા વેદમાંથી નીકળ્યો છે, એવો પ્રશ્ન કર્યો છે તેના જવાબમાં લખવાનું કે, એ લખનારને પુષ્ટિમાર્ગ શબ્દના અર્થનું કે વેદાદિ શાસ્ત્ર જ્ઞાન નથી એમ સિદ્ધ થાય છે. કારણ કે એ પરિષદ્‌માં હાલ પ્રસિદ્ધ થયેલાં બ્રહ્મસૂત્ર ઉપરનાં આઠ ભાષ્યો હાલ પ્રસિદ્ધ જોવામાં આવે છે, તે દરેક ભાષ્યમાં, સૂત્રોના કરેલા અર્થો કહીને સૂત્રમાં બાદરાયણ (વ્યાસ) નો અભિપ્રાય તેના વિષયવાક્યરૂપ શ્રુતિને મળતો કયા ભાષ્યનો છે એમ ખુલ્લી રીતે જણાવી અણુભાષ્યમાં કરેલો અર્થ યોગ્ય છે એમ સિદ્ધ કર્યું હતું, તેમાં શુદ્ધઅદ્વૈત વેદાનુકૂલ છે એમ જણા-

વ્યું હતું. નહિ કે શુદ્ધબ્રહ્મ જુદું છે અને માયાશબલિત આસિસ્ટંટ બ્રહ્મ જુદું છે. એવો વેદનો અભિપ્રાય ખુલ્લેખુલ્લો દર્શાવવામાં આવ્યો હતો, પુષ્ટિમાર્ગ એ શબ્દનો ઉચ્ચાર પણ કર્યો નહિ હતો. તે છતાં લખનારને પુષ્ટિમાર્ગ કયા વેદમાંથી ઉત્પન્ન થયો છે એમ જીજ્ઞાસા રહેતી હોય તો તેને તૃપ્ત કરવા માટે જણાવીએ છીએ કે, **पुष्टि** શબ્દનો અર્થ **पोषणं तदनुग्रहः** (ભગવાનની કૃપા મેળવવાનો માર્ગ પુષ્ટિમાર્ગ) અને પરમાત્મા પરમેશ્વરનો અનુગ્રહ થાય ત્યારે તેની પ્રાપ્તિ થાય છે, એવી મતલબની શ્રુતિ તેના વંચવામાં તથા સાંભળવામાં ન આવી હોય તો **कठवल्ली** ઉપનિષદ્ તથા મુંડકોપનિષદ્ આખું વાંચી જોવું, જેથી તટસ્થ બુદ્ધિ હશે તો તેના જાણવામાં આવશે કે '**यमेवैषवृणुते तेनलभ्यः तस्यैष आत्मा विवृणुते तनुंस्वाम्**" (આ જીવ મારો છે એમ જે જીવનો પરમાત્મા પોતાપણાથી અંગીકાર કરે છે, તે જીવને તે પરમાત્મા પોતાનું સ્વરૂપ યથાર્થ પ્રકાશિત કરે છે) ઇત્યાદિક શ્રુતિઓમાં પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિનું સાધન તેમનો અનુગ્રહ છે પણ બીજું કાંઈ સાધન નથી. તે અનુગ્રહ મેળવવા માટે તદાકાર મનોવૃત્તિ કરી તલ્લીન થઇને રહેવાય એવાં સાધનો કરવાં એવો પુષ્ટિમાર્ગનો ઉચ્ચ અને આવકારદાયક ઉદ્દેશ છે, પણ અમો પૂછીએ છીએ કે શંકરસિદ્ધાંતના મૂલ તત્ત્વોરૂપ નીચે લખેલી બાબતો જે સ્વીકારવામાં આવે છે, તે કયા વેદની કઈ શ્રુતિમાં છે ? અને શ્રુતિની ગેરહાજરીમાં વ્યાસસૂત્ર અને વ્યાસસૂત્રની ગેરહાજરીમાં શ્રીભગવદ્ગીતાનું વચન પણ કોઇ શાંકરસિદ્ધાંતાનુયાયી વિદ્વાન્ બતાવશે તો અમો તેનો મોટો ઉપકાર માનીશું, અને ક્ષણવાર તેમના સિદ્ધાંતની સામે બલાત્કારથી પણ માનની નજરે નીહાળતા રહીશું, પણ જો પ્રસ્થાનત્રયમાં તે બાબતને યથાર્થરીતે સિદ્ધ કરનાર એક પણ વાક્ય નહિ હોવાથી શાંકરસિદ્ધાંતાનુયાયી માંહેનો કોઇપણ વિદ્વાન્ કયાંથી બતાવે? નજ બતાવી શકે, તો પછી એ સિદ્ધાંતમાં મુખ્યપણાથી માનેલી

બાબતો વેદમૂલક નથી, એ પ્રમાણે કોઇ કહે તો તેઓને નિરૂત્તર કરવા માટે પ્રસ્થાનત્રયમાંથી કોઇપણ વાક્ય બતાવવું જોઇએ, જો તે નહિ હોવાથી મૌન ધારણ કરવું પડે કે તેના મતને અમારે અનુસરવું પડે, તેમાં અમારો દોષ ગણવો નહિ જોઇએ.

૧ નિર્ગુણબ્રહ્મ જુદું અને સગુણબ્રહ્મ જુદું એમ બ્રહ્મના બે સ્વરૂપ માનવામાં આવે છે, તે પ્રસ્થાનત્રયમાં કયા સ્થલમાં કયા પ્રસ્થાનમાં બ્રહ્મનાં બે સ્વરૂપ લખ્યાં છે. તે બતાવવું જોઇએ.

૨ રજ્જુમાં જેમ સર્પની ભ્રાન્તિ થાય છે, તેમ શુદ્ધબ્રહ્મમાં જગત્‌ની ભ્રાન્તિ થઈ છે, એમ માનવામાં આવે છે, તે પ્રસ્થાનત્રયમાં કયા સ્થલમાં, કયા વાકયમાં લખેલ છે? અર્થાત્ વિવર્તવાદ કયા વાકયમાં લખેલ છે? તે બતાવવું જોઇએ.

૩ દૃષ્ટિસૃષ્ટિવાદ કયા સ્થલમાં કયા વાકયમાં લખ્યો છે તે બતાવવું જોઇએ.

૪ સૃષ્ટિદૃષ્ટિવાદ કયા સ્થલમાં કયા વાકયમાં લખેલ છે, એ બતાવવું જોઇએ.

૫ અજાતવાદ કયા સ્થલમાં કયા વાકયમાં લખેલ છે તે બતાવવું જોઇએ.

૬ બ્રહ્મ તથા ઇશ્વરમાં નિર્ગુણ તથા સગુણ એવા ભેદથી જે તફાવત માનવામાં આવે, તે પ્રસ્થાનત્રયમાં કયા સ્થલમાં કયા વાકયમાં લખ્યું છે, તે દર્શાવવું જોઇએ.

૭ જગત્કર્તૃત્વાદિ ધર્મો બ્રહ્મના નથી પણ માયિક ઇશ્વરના છે, એમ માનવામાં આવે છે, તે કયા સ્થલમાં કયા વાકયમાં લખ્યું છે, તે બતાવવું જોઇએ.

ઉપરની બાબતો પ્રસ્થાનત્રયમાંથી સ્પષ્ટ રીતે બતાવવામાં આવશે, તો બીજા લોકો એ બાબતો વેદમૂલક નથી એમ કહે તો તેઓને જવાબ આપવાનું અમોને સુગમ પડે, તો શાંકરસિ-

દ્ધાન્તાનુયાયી કોઈપણ વિદ્વાન્ને પ્રસ્થાનત્રયમાંથી કોઈપણ વાક્ય દૃષ્ટિગોચર થયાં હશે તો તેઓ અવશ્ય બતાવશે, એવી આશા રાખવામાં આવે છે. અને નહિ બતાવશે તો શંકરાચાર્યના સિદ્ધાન્તની બાબતો વેદમૂલક નથી એવો કેટલાક લોકોનો આક્ષેપ સત્ય છે, એમ અમારે દિલગીરીભરેલે ચહેરે હા પાડવી પડશે.

હવે સાદી અક્કલથી પણ વિચાર કરતાં સાધારણ લોકોના મનમાં એવો સવાલ ઉભો થવાનો સંભવ છે કે આવો પ્રસ્થાન ત્રયના વિચારથી વિરૂદ્ધ સિદ્ધાન્ત બહાર મૂકવામાં શ્રીમાન્ શંકરાચાર્યે કંઈ હાંસલ જોઈ હશે ? આ સવાલનો જવાબ મિ૦ હીરાલાલના વ્યાખ્યાનનું અવલોકન કરતી વખતે બહુ લંબાણથી આપવામાં આવશે.

ઉપર પ્રમાણે કદિ પરિષદ્માં અભિપ્રાય બતાવવામાં આવ્યો હોય તો તેટલાથી તેમાં બીજાની નિંદા કરી છે એમ માનવાને કાંઇ પણ કારણ સમજવાનું નથી, પણ પરિષદે વેદાનુકુલ નહિ હોવા માટે જે જે કારણો બતાવ્યાં હોય તે તે કારણના સંપૂર્ણ રદીઆ આપી વેદાનુકૂલ પોતાનો સિદ્ધાન્ત છે, એમ બતાવવું એ શાંકર સિદ્ધાન્તાનુયાયીઓનું કામ છે, નહિ કે પરિષદે નિંદા કરી છે એમ કહી સંતોષ માની તેમણે જે કારણો બતાવ્યાં હોય તે ઉડાડી દેવાં. તેમ "પરોત્કર્ષ સહન નહિ થવાથી માત્ર બીજાની નિંદા કરીનેજ પરિષદે સંતોષ માનેલો" જણાવવાનું લખ્યું છે તે વૈષ્ણવ પરિષદ્ પોતાના ઉત્કર્ષ સામી દૃષ્ટિ કરે છે ત્યારે પોતા જેવો ઉત્કર્ષ બીજા કોઇ સિદ્ધાન્તનો જોઇ શકતીજ નથી. અને મેકસમૂલરનો જે અભિપ્રાય જણાવ્યો છે તે તેમણે બીજાના સિદ્ધાન્તોની માહેતી નહિ મેળવેલી હોવાથી તેમના અંતઃકરણમાં શાંકર સિદ્ધાન્તની છાપ બેઠી હોય તો તે બનવા યોગ્ય છે, જો તેઓએ બીજાના સિદ્ધાંન્તોના ગ્રંથો જોયા હોત તો તેઓ શાંકર સિદ્ધાન્તને માટે એવો અભિપ્રાય આપત નહિ, કારણ કે તે લોકો તટસ્થ છે, તેથીજ

ડાક્ટર થીબો જેવા તત્વવેત્તા યુરોપીયન લોકોએ જે અભિપ્રાય આપ્યો છે, તે રા. રા. પટવારીએ પ્રકટ કરેલ "પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત" નામના પુસ્તકમાં પૃષ્ટ ૧૭૨ થી એ વિષયના લેખનો પેરેગ્રાફ ચાલ્યો છે તે વાંચક વર્ગને જણાવવાને હું દાખલ કરવાનું ઉચિત ધારૂં છું.

એવો પ્રચલિત નિયમ છે કે જે ગ્રંથો વિશેષે કરી આપણા વાંચવામાં આવે, તેનાજ વિચારો આપણા મગજમાં ઠસી જાય છે, અને સામી બાજુના વિચારોની માહિતીના અભાવે ઠસી ગયેલા વિચારો આપણને ખરા હોવાનું જણાય છે. માયાવાદના ગ્રંથો અત્યાર સુધીમાં ઘણા છપાયા છે. અને કેટલાકના અંગ્રેજીમાં તરજુમા પણ પ્રસિદ્ધ થયા છે, આ ગ્રંથો વિશેષે કરી વાંચવામાં આવે છે, તેથી માયાવાદના વિચારો વાંચનારાઓના મગજમાં ઠસી ગયેલા હોય છે, પણ રામાનુજ સંપ્રદાયના તથા પુષ્ટિ માર્ગના ગ્રન્થો જેમ જેમ બહાર પડતા જાય છે, તેમ તેમ જગતના, જીવના અને બ્રહ્મના સ્વરૂપ વિગેરે વિષે માયાવાદના ગ્રન્થોમાં બતાવેલ વિચારો વેદ વિરૂદ્ધ અને ખોટા છે, એવો વિદ્વાન વર્ગને નિશ્ચય થવા માંડયો છે. માયાવાદના સિદ્ધાન્તોના સંબંધમાં વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈતના આચાર્યશ્રીઓએ અને પંડિતોએ જેવા વિચારો ઘણા વર્ષ ઉપર જણાવ્યા છે તેવાજ વિચારો યુરોપિયન તત્વવેત્તાઓએ પણ હાલમાં જણાવવા માંડયા છે, યુરોપના વિદ્વાનોમાં ડોકટર થીબો ઉંચુ પદ ધરાવે છે, તેમણે આર્ય ભુમિના તત્ત્વ જ્ઞાનના ગ્રન્થોનું બારીકીથી અવગાહન કર્યું છે, તેઓએ શ્રી આદિ શંકરાચાર્યના શારીરક ભાષ્યનું અંગ્રેજીમાં ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું છે. આ ભાષાન્તરના ઉપોદ્દ્ઘાતમાં શારીરક ભાષ્યમાં શ્રી શંકરાચાર્યે જે વિચારો જણાવ્યા છે, તે સંબંધમાં આ સુપ્રસિદ્ધ લેખક લખે છે કે—

૧ શંકરાચાર્યનું શારીરકમીમાંસાભાષ્ય ઘણે ઠેકાણે અસલ સૂત્રોને અનુસરતું નથી.

૨ શ્રી વેદવ્યાસના સૂત્રો શંકરાચાર્યના ભાષ્યને અનુસરતાં નથી.

૩ વૈદિક સિદ્ધાન્ત સંબંધી ઘણા અગત્યના વિષયો ઉપર શંકરાચાર્યનું ભાષ્ય બ્રહ્મ સૂત્રોને અનુસરતું નથી.

૪ ઉપનિષદો અમુક ધોરણ પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ કરે કરે છે, એમ બતાવવાને શંકરાચાર્યનો યત્ન બનાવટી છે, એવો બૃહદારણ્યક ઉપનિષદ્‌ના આખા ત્રીજા અધ્યાય ઉપરથી જોઇએ તેટલો પુરાવો મલે છે.

૫ જે શ્રુતિઓમાં બ્રહ્મના ધર્મ અથવા ગુણ કહેવામાં આવ્યા છે. તે શ્રુતિઓ ખરૂં કહે છે એમ શંકરાચાર્ય માનતા નથી.

૬ આ જગત્ ખોટું છે અથવા વિવર્ત કે માયા કલ્પિત છે, એવું ઉપનિષદો કહેતાં નથી, પણ તે બ્રહ્મનું કાર્ય છે. એમ કહે છે.

૭ ભાષ્યમાં જાદુગર જુદા જુદા દેખાવો આપે છે, પણ તે જેમ સત્ય હોતા નથી, તેમ જગત્ પણ માયાકલ્પિત છે, એમ બતાવવા જાદુગરનો દાખલો આપવામાં આવે છે, પણ સૂત્રોમાં આવો કોઇ દાખલો મળી આવતો નથી.

૮ પહેલા અધ્યાયના ચોથા પાદના છેલ્લા ભાગમાં "માયા" શબ્દ નથી.

૯ શંકરાચાર્ય ઇશ્વર અને બ્રહ્મમાં જે તફાવત બતાવે છે તે સૂત્રમાં નથી.

૧૦ જગત્ મિથ્યા છે એમ સૂત્રોમાંથી નીકળતું નથી.

૧૧ જે સૂત્રો જીવનું સ્વરૂપ (પરિમાણ) બતાવે છે, તે સૂત્રો શંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે સમજી શકાતાં નથી.

૧૨ જે સૂત્રમાં જીવને બ્રહ્મનો અંશ કહેલ છે, તે સૂત્રનો વિના આધારે શંકરાચાર્ય 'अंश इव' એવો અર્થ કરે છે.

૧૩ જે સૂત્રમાં પ્રતિબિંબ વાદ નથી, તે સૂત્રમાં આભાસનો અર્થ પ્રતિબિંબ કરવામાં આવે છે. તેમ કરવાથી બીજા અધ્યાયના ૩ જા પાદના ૪૩ મા સૂત્રનો વિરોધ આવે છે. કેમકે તેમાં જીવને બ્રહ્મનો સાક્ષાત્ અંશ જ કહેલ છે.

આ ઉપરથી સહજ જણાશે કે ડોકટર થીબો જેવા યુરોપના વિદ્વાન્‌ના અભિપ્રાય પ્રમાણે માયાવાદમાં પરબ્રહ્મના, જીવના અને જગત્‌ના સ્વરૂપ વિષેના વિચારો શ્રુતિ અને બ્રહ્મસૂત્ર વિરૂદ્ધ છે. અને પોતાનો વિચાર ખરો છે એવું પ્રતિપાદન કરવા "इव" શબ્દ શ્રીશંકરાચાર્યને પોતાનો ઘરનો ઉમેરવો પડયો છે, શ્રુતિ, ગીતા તથા સૂત્રની એકવાકયતા કરવાનો આ રસ્તો છેજ નહિ, જેનો જેવો અર્થ અને આશય હોય તેનો તેવો જ અર્થ અને આશય ગ્રહણ કરી એકવાકયતા કરવી જોઇએ, અને તેવી રીતની એકવાકયતા તો શ્રીવલ્લભાચાર્યજીએજ કરી છે, એવું હરકોઈ વિચારશીલને ગ્રન્થોનું નિષ્પક્ષપાત બુદ્ધિથી અવગાહન કરવાથી જણાશે.

એ પ્રમાણે રા. રા. પટવારી રણછોડદાસ વૃંદાવનદાસે ઉપર જે ડો૦ થીબો લખે છે તે બતાવી પોતાનો અભિપ્રાય જણાવ્યો છે, તેજ હરકોઈ તટસ્થ વિદ્વાન્ ખરો છે એમ બીનતકરારે સ્વીકાર કરશે.

"પરિષદ્‌નું આખું વાતાવરણ શાંકરમત સામેના દ્વેષોદ્ગાર થી ઉભરાઈ જતું હતું," એમ લખ્યું છે તે પરિષદ્ ઉપર મિથ્યા આરોપરૂપ છે, કારણ કે પરિષદ્‌માં કોઇના ઉપર દ્વેષ હોય એવો કોઇપણ સભ્ય નહિ હતો. અને કોઇએ એક વાકય પણ દ્વેષભરેલું કહ્યું નહિ હતું, કેવલ વેદાદિ શાસ્ત્રને આધારે તેમના સિદ્ધાન્તનું સ્વરૂપ બતાવવામાં આવ્યું હોય અને તેનેજ દ્વેષરૂપ જો માનતા હોય તો તેઓની માન્યતા ભૂલભરેલી છે, કારણ કે યુરોપીયન વિદ્વાન્ લોકોને સનાતન આર્યધર્મના વિભાગોમાંથી કોઇપણ ભાગનો પક્ષ અથવા તો કોઈ ભાગપર દ્વેષ હોતો નથી.

તેઓ માંહેના સુપ્રસિદ્ધ વિદ્વાન્ ડો. થીબોએ શારીરક ભાષ્યપર જે પોતાનો અભિપ્રાય બતાવ્યો છે, જે ઉપર દર્શાવવામાં આવ્યો છે તેઓને શાંકર સિદ્ધાન્તપર દ્વેષ હતો એમ તો કહી શકાશેજ નહિ, કારણ કે મજકુર સાહેબે શારીરક ભાષ્યનું તો ભાષાન્તરજ કર્યું છે. પરંતુ આ ઉપરથી એમ સમજવાનું છે કે ખરા તત્વવેત્તા વિદ્વાનો તો ગ્રન્થકર્તાના લેખ ઉપરથી એમનું હાર્દ શું છે તે ખેંચી લઈ તે ઉપરથી પોતાનો અભિપ્રાય બાંધે છે. નહિ કે અંધશ્રદ્ધા રાખીને વિરૂદ્ધ લેખને પણ પકડી બેસે. તે પ્રમાણે પરિષદ્‌ના સભ્યોએ અભિપ્રાય આપ્યો હોય તેમાં દ્વેષ માનવો એ તો અંધશ્રદ્ધાનું પરિણામ છે. તેમ જે ગ્રેજ્યુએટોએ બ્રહ્મસૂત્રના આઠે ભાષ્યોનો અભિપ્રાય બતાવી દરેક ભાષ્યોમાં ન્યૂનતા બતાવી અણુભાષ્યમાં સૂત્રાર્થ યથાર્થ છે એમ સિદ્ધ કરી આપ્યું, તેમ સિદ્ધ કરનારાઓએ ગમે તેમ બકવાદ કર્યો છે એમ લખવું એ પણ લખનારની બુદ્ધિનુંજ માપ કરી આપે છે. અને એવા ગ્રેજ્યુએટોએ વૈષ્ણવધર્મને મોટી હાનિ પહોંચાડી છે, એમ જણાવે છે, પણ વૈષ્ણવો તેમ માનતા નથી, વૈષ્ણવો તો સમજે છે કે ગ્રેજ્યુએટો આ સંપ્રદાયના ગ્રન્થો વાંચવા લાગ્યા તેથીજ શાંકરસિદ્ધાન્તની વેદશાસ્ત્રથી વિરૂદ્ધતા અને શુદ્ધાદ્વૈતની વેદશાસ્ત્રાનુકૂલતા જગજાહેર થવા લાગી છે, પણ એટલું થયું છે કે શાંકરસિદ્ધાન્તમાં જે લોકો અંધશ્રદ્ધાવાળા હતા, તેઓને ગ્રેજ્યુએટોએ અજવાળું કરી વિચાર કરતા કર્યા છે, અને "પરિષદે વમન કરેલા ઝેરમાંથીજ સુરત ખાતે તેની સામે શાંકરમતના સિદ્ધાન્તો જાહેર કરવાની અમોને ખાસ ફરજ પડી હતી" એમ લખ્યું છે, તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પરિષદે શાંકર સિદ્ધાન્તમાં માનેલી બાબતો વેદ વિરૂદ્ધ છે એમ સિદ્ધ કરી આપ્યું તે તેમને ઝેર સમાન લાગ્યું છે. અને એ ઝેરમાંથીજ તેમને સામા થવું પડયું, તેમાં કારણ ઝેર હોવાથી તેનું કાર્ય અમૃત હોઇ શકેજ નહિ, તેથી તેઓ પોતાના વ્યાખ્યાનોને પ-

ણુ તે ઝેરના કાર્ય રૂપજ સિદ્ધ કરે છે. તે આ સમગ્ર પુસ્તક વાંચવાથી વાચક વર્ગને ધ્યાનમાં આવી જશે.

"વૈષ્ણવોને પોતાની પરિષદ્ ભરવાનું કાંઈ ખાસ કારણ જણાતું નથી, એમ લખીને વિષ્ણુ અને શંકરને વગર તફાવતે ભજનારી; પૂજનારી અને માનનારી સમગ્ર હિંદુ પ્રજા છે, વિષ્ણુ અને શિવ એ બે એકજ દેવ છે, અને સનાતન ધર્મના પુસ્તકોમાં તેમને માટે ભિન્ન ભાવ કોઈ સ્થલમાં બતાવવામાં કે રાખવામાં આવેલોજ નથી" એમ જે લખ્યું છે તે સનાતન ધર્મનાં સઘળાં પુસ્તકો વાંચી ગયા હોય એવો ડોલ બતાવે છે, પરંતુ શિવ પુરાણમાં શિવની મહત્તા, વિષ્ણુ પુરાણમાં વિષ્ણુની મહત્તા લખેલી છે, તે તેના વાંચવામાં આવી નહિ હશે, પણ તેનો અભિપ્રાય એવી રીતે સમજવાનો છે કે, શિવ વિષ્ણુ અને બ્રહ્મા એ ત્રણે ગુણાધિષ્ટાતા દેવતાઓ એકજ પર પુરૂષ ત્રય ગુણને ગ્રહણ કરી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ રીતે ઓળખાઈ ત્રણ કાર્ય કરે છે, તેમાં શ્રેયઃ પ્રાપ્તિ તો સત્વગુણાધિષ્ટાતાથીજ થાય છે, તે વિષે શ્રી ભાગવતના પ્રથમ સ્કંધના બીજા અધ્યાયમાં

**सत्त्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तैर्युक्तः परः पुरुष एक इहास्यधत्ते॥ स्थित्यादये हरिविरिंचिहरेतिसंज्ञाः श्रेयांसि तत्र खलु सत्त्वतनो नृणांस्युः॥ २३॥**

(સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એઓ પ્રકૃતિના ગુણો છે, તે ગુણોથી યુક્ત થઇને એક પરમ પુરૂષ આ જગત્‌ની સ્થિતિ, રક્ષણ અને નાશ માટે બ્રહ્મા, વિષ્ણુ અને હર એવી સંજ્ઞાને ધારણ કરે છે, પણ બ્રહ્મા, વિષ્ણુ અને હર એ ત્રણે મૂર્તિમાંહેની સત્વગુણી મૂર્તિ (વિષ્ણુ) થી ખરેખર લોકોનું કલ્યાણ થાય છે.) આમ લખવાનું કારણ એટલુંજ છે કે તમોગુણી અને રજોગુણી મૂર્તિથી મોક્ષ થાય નહિ પણ સત્વગુણી મૂર્તિથીજ

મોક્ષ થાય છે, અને તેને પ્રતિપાદન કરનારાં પુરાણોમાં તે તે દેવથી મુક્તિ થવાનું લખ્યું છે, તે તે અવસ્થાથી મુક્ત થાય છે, એવા અભિપ્રાયથી લખ્યું છે; કારણ કે તમોગુણ અથવા તો રજોગુણના અધિષ્ઠાતાથી મોક્ષ થવાનું માનવું સર્વ શાસ્ત્ર વિરૂદ્ધ છે, એક દેવ જુદા જુદા ગુણને ગ્રહણ કરી જુદું જુદું કાર્ય કરતા હોય તેથી તેમાં ભેદ નથી એમ માનવું ભૂલ ભરેલું છે કારણ કે લોકમાં પણ એકજ અમલદાર, પોલીસ મુનસફ અને દિવાનનો હોદ્દો ભોગવતો હોય તે જો કે સર્વ કાર્ય કરવામાં શક્તિમાન છે તોપણ જ્યારે પોલીસના હોદ્દાપર હોય ત્યારે મુનસફનું કામ કરી શકે નહિ, અને મુનસફ હોય ત્યારે પોલીસ કે દિવાનનું કામ કરી શકે નહિ, તેવી રીતે રજોગુણાધિષ્ટાતા, સત્ત્વગુણાધિષ્ટાતા કે તમોગુણાધિષ્ટાતાનું કામ કરી શકે નહિ; તેમજ તમોગુણાધિષ્ટાતા સત્ત્વગુણાધિષ્ટાતા તથા રજોગુણાધિષ્ટાતાનું કામ કરી શકે નહિ. અને સત્ત્વગુણાધિષ્ટાતા રજોગુણાધિષ્ટાતા કે તમોગુણાધિષ્ટાતાનું કામ કરી શકે નહિ; તેવી રીતે અધિકારના ભેદથી જેમ નામનો ભેદ છે તેમ ઉપર બતાવ્યા પ્રમાણે સ્વરૂપનો ભેદ પણ સમજવો. એતો સાધારણ રીતે સમજવામાં આવશે.

જેમ કે ગીતાજીમાં કહ્યું છે કે

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ॥**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥**

(પંડિતો વિદ્યા અને વિનયથી યુક્ત બ્રાહ્મણમાં, ગાયમહાથીમાં કુતરામાં તથા ચાંડાલમાં સમાન દૃષ્ટિવાળા હોય છે.) એવી રીતે સર્વમાં સમાન દૃષ્ટિ રાખવાની શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞા છે, તે ઉપરથી બ્રાહ્મણને તથા ચાંડાલને, તેમ ગાય તથા કુતરીને સમાન સમજી તેનો અભેદ માને તો કેટલો અનર્થ થાય, તે વાંચક વર્ગ સહજ સમજી શકે એમ છે. તેવીજ રીતે શિવ અને વિષ્ણુમાં પણ ભેદ નહિ માનવાનો શાસ્ત્રનો અભિપ્રા-

ચ છે, તેથીજ શ્રીમદ્ભાગવત ચતુર્થ સ્કંધમાં વિષ્ણુ ભગવાને દક્ષ પ્રજાપતિને ઉપદેશ કરતાં કહ્યું છે કે

अहं ब्रह्माच शर्वश्च जगतः कारणं परम् ॥
आत्मेश्वर उपद्रष्टा स्वयंदृगाविशेषणः ॥

(હું (વિષ્ણુ) બ્રહ્મા અને શિવ એ જગતનું પરમ કારણ ઇશ્વર, સાક્ષી, સ્વયંજ્ઞાનવાન્ અને વૈષમ્ય વગરના આત્મા છે) એમ કહ્યુ છે ત્યાં આત્મપણાએ કરીને અભેદ બતાવવા માટે બધાં વિશેષણુમાં એક વચન મૂકેલાં છે. તે એકપણું બતાવવા માટે આગલ કહ્યુ છે કે

तस्मिन् ब्रह्मण्यद्वितीये केवले परमात्मनि ॥
ब्रह्म रुद्रौ च भूतानि भेदेनाज्ञोनु पश्यति ॥

અર્થ—(તે અદ્વિતીય કેવલ પરમાત્મ સ્વરૂપ બ્રહ્મમાં બ્રહ્મા રૂદ્ર અને સઘળાં ભૂતોને અજ્ઞાની માણુસ ભેદથી જુએ છે.)

એ પ્રમાણે કહ્યું છે ત્યાં પણુ બ્રહ્મપણાથી અભેદ દૃષ્ટિ રાખવાનું કહ્યું છે, પણુ તે તે સ્વરૂપમાં અભેદ રાખવાનું કહ્યું નથી. તે બાબત દક્ષને શંકર ઉપર દ્વેષ બુદ્ધિ હતી, તે મટાડવા માટે તેવો ઉપદેશ કર્યો છે. નહિ તો શંકર ત્યાં હાજર હતા છતાં શંકરના ગણુનો યજ્ઞમાં સંસર્ગ થયો હતો, તેનાથી યજ્ઞમાં થયેલી અશુદ્ધિની નિવૃત્તિ માટે વિષ્ણુના પુરોડાશનો નિર્વાપ કરે નહિ, તે ઉપરથી સ્વરૂપમાં ભેદ છે એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે, વળી લખે છે કે "કૃષ્ણુ વિષ્ણુનો અવતાર છે. તેમને સમગ્ર હિંદુ પ્રજા ઇશ્વિરરૂપે જુએ છે અને માને છે. ભેદ માત્ર સ્વાર્થ ને લીધે વાડો બાંધનારાઓએ ઉભો કરેલો છે." આવી રીતે લખનારે, વિચારવું જોઇએ કે શ્રીકૃષ્ણુ અવતાર નથી પણુ જેમના અંશ, કલા અને વિભુતિથી અવતારો થાય છે. તેવા તે અવતારી પરમ તત્ત્વ છે; તેથીજ અદ્વૈતસિદ્ધિકાર જેવા મહા સમર્થ શાંકર વિદ્વાને પણુ कृष्णात परं किमपि तत्त्वमहं न जाने

(શ્રીકૃષ્ણુથી પર (બીજું) કાંઇ પણુ તત્ત્વ હું નથી જાણુતો. અર્થાત્ શ્રીકૃષ્ણુજ પરમ તત્ત્વ છે, એમ હું જાણું છું.) એમ કહેલું છે. તેમ શંકર સિદ્ધાન્તમાં શુદ્ધ નિર્ગુણુ બ્રહ્મમાં, રજ્જુમાં સર્પની માફક જગત્ કલ્પેલું છે એમ માનેલું છે, એ નિર્ગુણુ બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણુ નંદરાયજીના પુત્ર છે, એમ શ્રીમાન્ શંકરાચાર્યજીએ નીચેના શ્લોકમાં કહ્યું છે.

रज्जुसर्पवदनाद्यविद्यया यत्र कल्पितमतात्त्विकंजगत् ॥
तत्परं किमपि वस्तु गोकुले नन्दवेश्मनि निलीयातिष्ठति ॥

અર્થ (રજ્જુમાં સર્પની માફક જેનામાં અતાત્ત્વિક જગત્ અનાદિ અવિદ્યાથી કલ્પેલું છે, તે કાંઈ પણુ પર વસ્તુ શ્રી ગોકુલમાં નંદરાયના ઘરમાં છુપાઇને રહે છે.)

એવી રીતે શ્રીઆદ્યશંકરાચાર્યે પણુ શ્રીકૃષ્ણુને પરમ વસ્તુરૂપ પરબ્રહ્મ ગણેલ છે. તેમને તેઓ વિષ્ણુનો અવતાર છે એમ લખીને ઇશ્વરરૂપે જોવાનું તથા માનવાનું લખે છે, તો ઇશ્વરને તેઓના મતમાં માયિક જુઠા માનેલ છે. તે પ્રમાણે તેઓ શ્રીકૃષ્ણુને પણુ માનતા હોય તો તેઓની કેટલી ભુલ છે? તે વાંચક વર્ગને જણુાવવા માટે ઉપરનું લખાણુ લખવાની જરૂર પડી છે. વલી તેઓ લખે છે કે વેદ એ હિંદુ ધર્મ પ્રજાકીય ધોરણુનો ધર્મ છે. અને તેમાં જ્ઞાનને માટે થોડો ઘણો અધિકારનો ભેદ રાખ્યા શિવાય બીજો કશો પણુ ભેદ ભાવ રાખવામાં આવ્યો નથી. તેના જવાબમાં લખવાનું કે વેદ એ હિંદુ પ્રજાના ધોરણુનો ધર્મ નથી પણુ હિંદુ પ્રજાના ધર્મનું ધોરણુ છે, ધોરણુ પછી જો વેદ ધર્મ કહીયે તો વેદને સાદિત્વ આવે છે અને પ્રજાકીય ધોરણુને અનાદિત્વ આવે છે, એ દોષની પણુ લખનારને ખબર નથી. અને જ્ઞાનને માટે અધિકારનો ભેદ રાખવાનું તેઓ લખે છે, પણુ વેદે ભેદ રાખેલો નથી, પરંતુ વેદનો અર્થ સમજનારની બુદ્ધિના તારતમ્યથી સમજનારને ભેદ જોવા

માં આવે છે. ત્યાર પછી તેઓ લખે છે કે ગામે ગામ જંગલે જંગલમાં અને જ્યાંને ત્યાં શિવનાં મંદિર છે, અને તે શિવાલયોમાં બારણું રાખવા જેટલો પણ ભેદ ભાવ રખાયો નથી. તે વિષે લખવાનું કે શિવજીનો વાસ સર્વદા શ્મશાનમાં રહે છે, તે તેમના વર્ણનના સ્તોત્રોપરથી પણ સિદ્ધ છે. કાશી એક મોટું શિવ ક્ષેત્ર છે, ત્યાં પણ સંકલ્પના ઉચ્ચારમાં "महा श्मशानक्षेत्रे" એમ કહેવાય છે, તે પરથી એમ સમજવાનું છે કે, જ્યાં જ્યાં વસ્તી હોય ત્યાં ત્યાં શ્મશાન હોવું જોઇએ અને શ્મશાનમાં શિવજીનો વાસ હોવાથી ત્યાં શિવાલય પણ હોય એ સ્વાભાવિક છે. તેથી ગામે ગામ તથા હરેક જંગલમાં શિવાલય હોય તો માનવા જેવું છે, અને વિષ્ણુનુ સ્વરૂપ મહા મંગલરૂપ છે માટે પવિત્ર જગ્યામાંજ તેમનું મંદિર હોય છે, અને વિષ્ણુના મંદિરો મોટા શહેરમાં તથા ગામડામાં જ્યાં પવિત્ર ભુમિ હોય ત્યાંજ હોય તે પણ બનવા યોગ્ય છે. એટલે તે વિષે કાંઈ વિશેષ વક્તવ્ય નથી. પરંતુ હીંડોલા ઝુલાવવા વિગેરેનો દાખલો આપીને ભગવાનને પ્રાકૃત સુખ વૈભવમાં રમવાનું લખી થોડીવાર દર્શન આપે અને થોડીવારમાં બંધ કરે એ કોઈ શાસ્ત્રમાં નથી, એવું દર્શાવી તેને ધતિંગ ઠરાવ્યું છે, આ લખતી વખતે તેઓએ કેટલાક હલકા શબ્દો વાપર્યા છે, એ ઉપરથી વાંચક વર્ગ સમજી શકશે કે તેમના તે શબ્દો દ્વેષ ભરેલાજ ઉદ્ગારો છે, તેમ તે લખનારને સ્નેહનું સ્વરૂપ કે શ્રીમદ્ભાગવતમાં પૂજાનો પ્રકાર કેવો છે, તે પણ ખબર નથી કારણ કે પર્વ, યાત્રા અને મહોત્સવમાં મહારાજાધિરાજને છાજતા વૈભવોથી પૂજા કરવાનું અને પોતાને સારો વૈભવ હોય તો હમેશાં પૂજા કરવાનું જણાવ્યું છે.

एक हस्त नमस्कारः एका चैव प्रदक्षिणा ॥
अकालदर्शनं विष्णो र्हन्ति पुण्य पुराकृतम् ॥

અર્થ—( એક હાથે નમસ્કાર, એકજ પ્રદક્ષિણા અને વિષ્ણુ

નુ અમુક વખત વગરનું ગમે તે વખતે દર્શન એઓ પૂર્વે કરેલાં પુણ્યનો નાશ કરે છે, આ ઉપરથી વાચક વર્ગ જોઇ શકશે કે ભગવાનના દર્શન માટે ઠરાવેલો અમુક વખત સપ્રમાણ છે અને તે સિદ્ધાન્તની સામે શંકાની નજરે જોનારા ભ્રાન્ત જ છે.

હવે આપણે એ સંબન્ધમાં જરા આગળ વિચાર ચલાવીએ કે ગવર્નર અને વૈસરાય વિગેરે પણ પોતાની મુલાકાતે આવનાર લોકોને વખત વેહેંચી આપી નિમેલે વખતેજ પોતાની મુલાકાત આપે છે, તો ગવર્નરના ગવર્નર, વૈસરાયના વૈસરાય અને છેવટે શહેનશાહના પણ શહેનશાહ મહારાજાધિરાજ પ્રભુ હમેશાં દર વખતે દર્શન લેવાને આતુર લોકોને દર્શન દેવાને રાજી ન હોય એમ માનવું ન્યાય સિદ્ધ છે; એટલે પ્રભુનું અંતઃકરણ ઓલખી દર્શનનું બંધારણ બાંધનાર આ સંપ્રદાયને હલકો ચિતરવાની હીન કોશીશ કરનારાઓ માટે અમો ખરેખર દિલગીર છીએ, વળી તેઓને સ્નેહના સ્વરૂપનું બિલકુલ ભાન નથી, તેમજ દેવને પ્રાકૃત ચરિત્ર આપવાનુ લખ્યું છે તે પણ કેટલું અજ્ઞાન છે, એનો પણ વાંચક વર્ગ વિચાર કરશે. કારણ કે જે દેવના સંબંધથી પ્રાકૃત હોય તે પણ અપ્રાકૃત થઈ જાય છે. શ્રી કૃષ્ણ ભગવાને પોતેજ ગીતાજીમાં આજ્ઞા કરી છે કે

**मामेव ये प्रपद्यन्ते मायामेतांतरन्ति ते**

( જે લોકો મારીજ શરણે આવે છે તે લોકો આ માયાને તરે છે) એ શ્લોકમાં બીજા દેવની શરણે જનાર માયાને તરતા નથી એમ બતાવવા માટે **मामेव** એમ લખ્યું છે. આ ઉપરથી એમ સમજવાનું છે કે જેમની શરણે જનાર માયાને તરે છે તે દેવાધિદેવ શ્રીકૃષ્ણના ચરિત્રને પ્રાકૃતરૂપ ઠરાવવું એ કેટલું અજ્ઞાન છે? તે વાંચક વર્ગજ સમજી લેશે.

"વલી તેઓ લખે છે કે" શૈવો અને વૈષ્ણવો કાંઈ જુદા નથી, બેઉનાં શાસ્ત્રો એકજ છે. બેઉની રીતભાત, આચાર વિચા-

ર અને ધર્મ પ્રવૃત્તિ એકજ છે, તેમની વચ્ચે શા માટે ભેદ ભાવ કે દ્વેષ હોવો જોઈએ?" તેના જવાબમાં લખવાનું કે જ્યારે શૈવ તથા વૈષ્ણવોને તેઓ એકજ સમજે છે ત્યારે વૈષ્ણવોનો શા માટે દ્વેષ કરે છે? એ કાંઈ સમજ પડતી નથી. તેમ જો બન્નેનાં એકજ શાસ્ત્ર હોય તો તે બન્નેમાં મતભેદ થાયજ નહિ, પણ શૈવોનાં શાસ્ત્રો તમોગુણ પ્રધાન હોવાથી તેઓમાં ખોટો આગ્રહ, ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ આચાર જોવામાં આવે છે. ત્યારે વૈષ્ણવોનાં શાસ્ત્રો સાત્વિક પ્રધાન, તેઓમાં શાન્તિ અને ધર્મ શાસ્ત્રમાં કહેલો આચાર જોવામાં આવે છે. તેનો ટુંકામાં દાખલો જોવો હોય તો ધર્મ શાસ્ત્રમાં કાંદા, લસણ, ગાજર અને કલિંગુ એ તમામને ગામનાં કુકડાં બરાબર ગણી તે ખાવાથી ચાન્દ્રાયણનું પ્રાયશ્ચિત લખ્યું છે. તેથી વૈષ્ણવોમાં તેવી ચીજ ખાવાનો પ્રચાર નથી. એટલુંજ નહિ પણ તેનો નિષેધ છે. અને શૈવોમાં ગાજરના સંધાણા અને કલિંગુ તો જાહેર વાપરવામાં આવે છે. અને કાંદા તથા લસણ પણ છુટાં છવાયાં વપરાતાં હોય એમ સાંભળવામાં આવે છે, અને તે વાત ખરી હોય તો વૈષ્ણવો અને શૈવોનો આચાર એક કયાં રહયો? વૈષ્ણવોમાં આચાર છે તેનો દશાંશ પણ શૈવોમાં જોવામાં આવતો નથી. તેથીજ आचारे वैष्णवाः स्मृताः એવું વાકય પ્રસિદ્ધમાં આવ્યું છે. શૈવોની ધર્મ પ્રવૃત્તિ શાસ્ત્ર મર્યાદાથી કેટલીક અલગીજ છે. અને વૈષ્ણવોની ધર્મ પ્રવૃત્તિ શાસ્ત્રમર્યાદાનુકૂલ છે. તેથીજ વૈષ્ણવો અન્નકુટ વિગેરેનો ઉત્સવ કરે છે, તેને જોઇને શૈવો પણ તેની નકલ કરવા લાગ્યા છે. વલી તેઓ લખે છે કે ભેદ માત્ર એટલોજ છે કે વૈષ્ણવોમાં શાસ્ત્ર પરંપરા નથી અને શૈવોમાં શાસ્ત્ર પરંપરા છે, વૈષ્ણવોમાં જ્ઞાનાંશ અલ્પ છે અને શૈવોમાં જ્ઞાન પ્રાધાન્ય છે, શૈવોમાં બ્રાહ્મણોના ગુરૂ શ્રીશંકરાચાર્ય છે, અને વૈષ્ણવોમાં ગુરૂ વલ્લભી મહારાજો છે બ્રાહ્મણો અને તેમના ગુરૂ શ્રીશંકરાચાર્યમાં ધર્મને લગતું જ્ઞાન અઘાપ રહેતું

આવ્યું છે. તેટલું બલકે તેનાથી પણ ઘણું ઓછું જ્ઞાન વૈષ્ણવોમાં કે તેમના ગુરૂ વલ્લભી મહારાજોમાં રહેતું આવેલું નથી.” આવી રીતે તેમનું લખવું કેવું હાસ્યજનક તથા અજ્ઞાન મૂલક છે તે અમે દર્શાવીએ છીએ કે, વૈષ્ણવો શાસ્ત્રમાં કહેલા ધર્મ પ્રમાણે કલિંગાદિકનું ભક્ષણ કરતા નથી અને શૈવો કરે છે તેજ બતાવી આપે છે કે વૈષ્ણવોમાં શાસ્ત્ર પરંપરા છે અને શૈવોમાં શાસ્ત્ર પરંપરા નથી, તેમ ઉચ્છિષ્ટાદિકનો સ્પર્શ થયો હોય તો તેની શુદ્ધિ કરવાનો વૈષ્ણવોમાં પ્રચાર છે અને શૈવોમાં ચાહ, પાણી વિગેરે ઉચ્છિષ્ટ પાત્રોથીજ લેવાનો પ્રચાર છે, તે પણ વૈષ્ણવોમાં શાસ્ત્ર પરંપરા છે અને શૈવોમાં નથી એમ જણાવી આપે છે, માટે વૈષ્ણવોમાં જ્ઞાનાંશ અલ્પ છે અને શૈવોમાં જ્ઞાન પ્રાધાન્ય છે, એ લખવું ઈર્ષા ભરેલુંજ છે, કારણ કે શાસ્ત્રની મર્યાદાને વલગી રહી જે ચાલે તેનુંજ જ્ઞાન વધારે કહેવાય અને શાસ્ત્રની મર્યાદા ઓળંગીને જે ચાલે તેનુંજ જ્ઞાન ઓછું કહેવાય એ સર્વ કોઈ સમજી શકે છે. શૈવોમાં બ્રાહ્મણોના ગુરૂ શ્રી શંકરાચાર્ય છે એમ લખ્યું છે, તેતો કેવળ અજ્ઞાન જ છે. કારણ કે તે લખનાર તથા બીજા શૈવ બ્રાહ્મણોને બીલકુલ જ્ઞાન નથી કે શ્રી આદિ શંકરાચાર્યે શૈવ સંપ્રદાયનું ખંડન કર્યું છે, શૈવ સંપ્રદાયમાં વિશિષ્ટાદ્વૈત માનવામાં આવે છે; અને શ્રીમાન્ શંકરાચાર્યે માયાવાદનું સ્થાપન કર્યું છે, તેથી શૈવ સિદ્ધાન્ત તથા શાંકર સિદ્ધાન્તમાં ઘણોજ તફાવત છે, તેનું પણ તેને ભાન નહિ હોવાથી શૈવ બ્રાહ્મણો શંકરાચાર્યને ગુરૂ માને છે. માટે બ્રાહ્મણોમાં કે તેમના ગુરૂ શ્રી શંકરાચાર્યોમાં ધર્મને લગતું જ્ઞાન અદ્યાપિ રહેતું આવેલું છે એમ લખ્યું છે તેના બદલામાં રહેતું આવ્યું નથી એમ લખવું જોઇએ, તે લખનારની ભૂલ થઇ હોય તેમ જણાય છે. કારણ કે આશ્રમપ્રયુક્ત ધર્મો શૈવોમાં કે તેમના ગુરૂ શ્રી શંકરાચાર્યોમાં યથાર્થ જોવામાં આવતા નથી, એ હાલના શ્રીમાન શંકરાચાર્યના વર્તનને ધર્મશાસ્ત્રમાં કહેલા સન્યાસીના

ધર્મ સાથે જો કોઈ મેળવશે તો સહેજમાં તેને ખાત્રી થશે. અને વૈષ્ણવોના ગુરૂઓમાં બ્રહ્મચર્ય આશ્રમના સમયે અગ્નિઉપાસન અને વિવાહ થયા પછી આહિતાગ્નિથી સર્વ વૈદિક ક્રિયાઓ કરવામાં આવે છે, તેથી ધર્મને લગતું જ્ઞાન વૈષ્ણવોમાં તથા તેઓના ગુરૂઓમાંજ રહેલું છે, શૈવોમાં તેવું જ્ઞાન નથી એ સુપ્રસિદ્ધ છે, માટે પોતામાં જ્ઞાન નહિ હોવા છતાં શાસ્ત્રમર્યાદા પ્રમાણે ચાલનારા વૈષ્ણવ બ્રાહ્મણોને ચોરાસીજ્ઞાતિ બહાર મૂકી શ્રીમાન્ શંકરાચાર્યે તેમનાપર જુલમ ગુજાર્યો, તેના પરિણામે શાંકરસિદ્ધાન્તમાં માનેલી બાબતો વેદવિરૂદ્ધ છે એમ લોકમાં પ્રસિદ્ધ થયું. એ ફૂલનું બીજ તેઓએ માનેલ તેઓના ગુરૂ શ્રી શંકરાચાર્યજ છે.

"ऋतेज्ञानान्नमुक्तिः" (જ્ઞાન શિવાય મોક્ષ થતો નથી) એ સર્વશાસ્ત્ર સંમત સિદ્ધાન્ત છે, એમ લખે છે, પરંતુ એ વાક્ય શ્રીમાન્ શંકરાચાર્યે જે જે ઉપનિષદોનાં ભાષ્ય કરેલાં છે, તેમાંથી આ વાકય કયા ઉપનિષદ્નું છે એ બતાવવું જોઇએ, અને જો તે ઉપનિષદોમાંથી ન મળે તો પોતાનો જ્ઞાનસિદ્ધાન્ત માની પોતાને વાસ્તે ઠોકી પાડયું હોય એમ જણાય છે, જ્ઞાન એ મુક્તિનું સાધન છે, એ વાતની અમો ના પાડતા નથી પરંતુ તે શુદ્ધઅદ્વૈત જ્ઞાન મુક્તિનું સાધન છે, નહિ કે માયાવાદ મુક્તિ સાધન છે. અને શ્રીમાન્ શંકરાચાર્યે તો માયાવાદજ સ્થાપિત કર્યો છે, એ તો વ્યાખ્યાનકર્તાઓએ પણ પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યું છે; માટે તેમના અનુયાયીઓએ તો "ऋतेमायावादान्नमुक्तिः" એવું વાકય શોધી કહાડવું જોઇએ, ત્યારેજ તેમના સિદ્ધાન્તને લાગુ પડે, માટે પોતાના સિદ્ધાન્તની ઘણીખરી બાબતો વેદ વિરૂદ્ધ હોવા છતાં પોતાનો કક્કો ખરો કરવા સારૂ કોલાહલ કરવો એ અમોને તો વ્યાજબી લાગતું નથી, પછી જેમ તેઓની ઇચ્છા. હજુ પણ જો તેઓ લખશે તો યક્ષબલિ ન્યાયથી અમારે પણ લખવું પડશે, તેમાં તેમના સિદ્ધાન્ત માંહેની બાબતોની વેદાદિ શાસ્ત્રવિરૂદ્ધતા વિશેષ જાહેરમાં આવશે.

"પુષ્ટિમાર્ગ કલ્પિત છે એવું એક ચોપાનિયું શાંકરમતવાળા તરફથી પ્રકટ થયું હતું," એમ લખ્યું છે, પરંતુ શાંકરમતવાળા કોઈ ફાલતુ માણસ તરફથી પ્રકટ થયું નથી, પણ શ્રીમાન્ શંકરાચાર્ય માધવતીર્થના કુલમુખત્યાર તરફથી પ્રકટ થયું છે અને તેમાં કુલીન માણસને નહિ છાજે એવાં વાગ્બાણો નહિ પણ વાગ્બોમ્બો ફેંકેલાં છે જેમકે "તમો ગોહત્યારા નીચ છો" એમ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને ઉદ્દેશીને લખ્યું છે. તેને માટે પરિષદ્‌માં તિરસ્કાર દર્શાવ્યો હોય તો તેને કોઇપણ સમજુ માણસ ગેરવ્યાજબી ગણશે નહિ, એ તટસ્થ વાંચક વર્ગ સમજી લેશે, અને શ્રીમાન્ માધવતીર્થની વિદ્વત્તાની પ્રશંસા લખતાં તેઓ બીજાઓને (શાસ્ત્રાર્થ માટે) આમન્ત્રણ કરી શકે છે એવો અભિપ્રાય જણાવ્યો છે, તે વિષે લખવાનું કે મુંબઇમાં ગુજરાતી પત્રના અધિપતિ રા. રા. ઇચ્છારામ સૂર્યરામને ત્યાં બેસતે વર્ષે વિદ્વત્સભા થઈ હતી તે સભામાં શ્રીમાન્ માધવતીર્થને પણ આમંત્રણ હોવાથી તેઓ પણ સભામાં આવેલા હતા તે સમયે તેઓના મુખમાંથી નીકળેલા સંસ્કૃત તથા ગુજરાતી થોડા શબ્દો ઉપરથીજ સર્વ વિદ્વદ્વર્ગે જાણી લીધું છે કે તેઓશ્રીને સંસ્કૃત તથા ગુજરાતી ભાષાનો અભ્યાસ નથી. તેમ તેમણે રચેલી "આમ્નાયતત્ત્વ તરઙ્ગિણી" નામની ચોપડી પ્રસિદ્ધ થઈ છે; તેમાં કેટલી અશુદ્ધિ છે ? તે "આમ્નાયતત્ત્વ ભાસ્કર તથા સત્સિદ્ધાન્ત સહસ્રાંશુ" એ નામના બે ગ્રન્થમાં સારી રીતે દર્શાવી છે. તે બે ગ્રન્થો જેઓએ વાંચેલા છે, તેઓને તો ખાત્રી થઈ છે કે સંસ્કૃત જ્ઞાનમાં શ્રીમાન્ શંકરાચાર્ય માધવતીર્થ ઘણાજ અપૂર્ણ છે, તેથી તેવા અપૂર્ણ લોકો પૂર્ણ વિદ્વાનને આમંત્રણ કરે, અને પૂર્ણ વિદ્વાન તે આમંત્રણ સામે દૃષ્ટિ ન કરે એ વ્યાજબી છે.

તેઓ લખે છે કે વેદાન્તજ્ઞાન તત્ત્વના ભંડારરૂપ ગણાતા અને મહાપુરૂષોએ માન્ય ગણેલા વિશ્વ વિખ્યાત ગ્રન્થો યોગવાસિષ્ઠ, પંચદશી અને આત્મપુરાણ "એ આપણા સંપ્રદાયના નથી"

"એમ ગાજી ગાજીને કહેવું, એ શું અજ્ઞાનની પરિસીમા નથી. આમ લખવું એજ અજ્ઞાનનું સ્વરૂપ છે. કારણ કે એ ગ્રન્થો વેદાન્ત જ્ઞાન તત્ત્વના ભંડારરૂપ નથી પણ માયાવાદમાં માનેલા વેદાદિ વિરૂદ્ધ તત્ત્વોના ભંડારરૂપ હોવાથી માયાવાદી લોકોએજ માન્ય કરેલા છે. બીજા કોઇપણ વિદ્વાન્ તે ગ્રન્થોને માન્ય ગણતા નથી. એ ખરી બાબત વૈષ્ણવ પરિષદ્‌માં સમજાવવા માટે ઉઘાડી પાડવામાં આવી હોય તો તે અજ્ઞાનની પરિસીમા નથી, પણ એ સંબન્ધમાં ચાતુર્માસ્યની અમાસની માફક વ્યાપી રહેલા અંધારા ઉપર મોટું અજવાળું પાડવામાં આવ્યું છે. જે ઉપરથી ઘણા લોકો તે અંધારામાં અથડાતાં અટક્યા છે, અને ખરા જ્ઞાનનું સ્વરૂપ સમજવા લાગ્યા છે. આ ગ્રંથોમાં માનેલી બાબતો વેદાદિ સર્વ શાસ્ત્ર તથા અનુભવથી વિરૂદ્ધ છે એ વિશેનું વિશેષ વિવેચન પ્રારંભથી તે રા. રા. મિ. હીરાલાલના વ્યાખ્યાનનું અવલોકન સુધી નિરીક્ષણ કરતી વખતે કરવામાં આવશે માટે જેઓને તે જાણવાની ઇચ્છા હોય તેઓએ તે સ્થાને વાંચી લેવું

मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते (પદ્મપુરાણ)
तदा ग्रहनिबद्धाये तादृशाःस्युर्न ते कथम् ॥
षण्णांभावपदार्थानां स्वीकृत्यानादितां तथा
पञ्चानां तत्र सान्तत्व मेकस्यानन्ततां तथा
साध्य ते तन्नये द्वैतं द्वैताद्वैतं कथं न तत् ॥
प्रागभांवस्यदृष्टान्तो न भावेषूपयुज्यते ॥
तस्मात् शांकरसिद्धान्ते ना द्वैतं सिध्यति क्वचित्
ब्रह्म सत्यं जगत् सत्यं जीवांशो ब्रह्मणःस्मृतः ॥
अयं श्रौतो ब्रह्मवादः सर्व श्रुतिनिरूपितः

શ્રીવલ્લભાબ્દ ૪૩૨ પૌષ શુદિ ૯ ૧૯૬૭ સોમ.
તા. ૯—૧—૧૯૧૧ શાસ્ત્રી છગનલાલ અમરજી.

श्रीहरिः

# શંકરજયન્તીની વ્યાખ્યાનમાલાનું અવલોકન.

---

હવે આ વ્યાખ્યાનમાલાનું અવલોકન કરતાં વ્યાખ્યાનની શરૂઆત કરતી વખતના મંગલાચરણમાં "श्रीशंकर जयन्ति." એવું હેડિંગ લખ્યું છે તેમાં **प्रथमग्रासे माक्षिकापात** નો ન્યાય થયો છે તે એ કે સંસ્કૃત શબ્દ લખેલ હોવાથી "शंकर" એ સ્થલે પરસવર્ણ કરીને "शङ्कर" એમ લખવું જોઇએ, તેમ શંકર અને જયંતિ એ બે શબ્દો જુદા પાડ્યા છે, પણ તે બન્નેનો સમાસ હોવાથી સાથે મૂકવા જોઇએ, અને जयन्ति એ સ્થલે જે હ્રસ્વ મૂકયો છે ત્યાં "ति" દીર્ઘ મૂકવો જોઇએ એમ સાત અક્ષરના પદમાં ત્રણ ચૂકો છે.

વિઘ્નને નાશ કરવા માટે મંગલાચરણમાં જેમને નમન કર્યું છે તેને વેદાન્ત જાણનાર પરબ્રહ્મ કહે છે, બીજાઓ પ્રધાન પુરૂષ કહે છે, અથવા વિશ્વની ઉદ્દગતિના કારણરૂપ ઇશ્વર કહે છે, એમને નમન કરેલ છે, ત્યાં શાંકરસિદ્ધાન્તથી તેઓ ખસી ગયા છે, કારણ કે वेदान्तविदः એ વિશેષણ જો તેઓએ શાંકરસિદ્ધાન્તાનુયાયીઓમાં આપ્યું હોય તો તે બ્રહ્મનેજ પ્રધાનપુરૂષ કે વિશ્વની ઉદ્દગતિના કારણરૂપ ઇશ્વર તેમના સિદ્ધાન્તમાં માનેલ નથી, તે બ્રહ્મમાં વિઘ્ન નાશ કરવારૂપ ધર્મ તેઓ માનતા નથી. બીજા શ્લોકમાં શારીરમીમાંસા શાસ્ત્ર લખેલ છે તો શારીર એ જીવનું નામ છે, તો વ્યાસસૂત્ર "જીવમીમાંસા" નથી, પણ બ્રહ્મમીમાંસા છે તેમ ત્રીજા શ્લોકમાં શ્રીમાન્ શંકરાચાર્યને "शणमत-स्थापनाचार्य" એ ઠેકાણે તેમના અભિપ્રાય પ્રમાણે श ના બદલામાં મૂર્ધન્ય ષકાર મૂકવો જોઇએ, અને શ્રીમાન્ શંકરાચાર્યે

"છ" મત ક્યાં સ્થાપન કર્યાં છે? પણ ફક્ત માયાવાદ એકજ સ્થાપન કર્યો છે, માટે "मायावादस्थापकंच" એમ લખવુ જોઇએ; તેમ સર્વતંત્ર એટલે સઘળા સિદ્ધાન્તોના આદિ કારણરૂપ શંકરાચાર્યને લખ્યા છે તો-તેઓ સઘળા સિદ્ધાન્તોના આદિકારણ નથી પણ માયાવાદજ આદિકારણ છે. પાંચમા શ્લોકમાં અનુક્રમ પ્રમાણે અર્થ લઇએ તો સૂત્ર કરનાર શંકરાચાર્ય અને ભાષ્યકાર કેશવ બાદરાયણ એવો અર્થ થાય છે, પણ તેમ નથી કારણ કે સૂત્રકાર કેશવ બાદરાયણ છે, અને ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય છે, એટલે આનુપૂર્વીનો ભંગ થાય છે. છઠ્ઠા શ્લોકમાં "अज्ञानात्तिमिरांधस्य" એ સ્થલે "अज्ञानातिमिरांधस्य" એમ લખવું જોઇએ. સાતમો અને આઠમો એ બે શ્લોકના અનુક્રમ અર્ધા અર્ધા શ્લોકમાંજ મૂકયા છે અને તે શ્લોક છંદઃશાસ્ત્રની રીતિ પ્રમાણે ખોટા છે, એ પ્રમાણે મંગલાચરણનું અવલોકન કરતાં તે કૃતિ કોઈ વિદ્વાન્ની હોય એમ અમોને જણાતું નથી. પરસવર્ણના સંબન્ધમાં વધારે બોલવા માગીએ તો બહુ લંબાણ થાય એમ છે માટે આટલેથીજ બંધ પડીએ છીએ.

ભાષાની કવિતાપર અમોએ ધ્યાન આપ્યું નથી.

હવે વ્યાખ્યાનોની તપાસ લઇએ.

પ્રમુખ સાહેબ રા. બ. કમલાશંકરે સૂચના આપી હતી કે "કોઈ પણ વ્યક્તિને કંઈ પણ બોલવાનું અથવા આપણા કાર્ય માટે આક્ષેપ કરવાનું રહે નહિ, આપણે કોઇના કાર્યનું ખંડન મંડન કરવા મળ્યા નથી તેમ આપણને તે કરવું પણ નથી." એમ જાહેર જણાવ્યા છતાં ખંડન મંડનથીજ ભરપૂર કેટલાંક વ્યાખ્યાનો હતાં, તો પ્રમુખે જણાવેલી બાબતોનું માન ક્યાં રહ્યું? એ તમામ વ્યાખ્યાન વાંચનારાઓને સ્પષ્ટ જણાયું હશે.

રા. રા. ગણપતરામભાઈનું વ્યાખ્યાન તટસ્થ જેવું અને પ્રસંગને અનુસરતું હોવાથી અમારે કાંઈ પણ બોલવા જેવું નથી.

---

## રા. રા. અતિસુખશંકર કમલાશંકરના વ્યાખ્યાનનું અવલોકન.

એમણે "ષડ્દર્શન, વેદાન્ત અને આધુનિક મત ભિન્નતા" એ મથાળાં નીચે ભાષણ આપેલું છે. તે ઉપરથી તેઓની સમજમાં ષટ્દર્શન અને વેદાન્ત જુદાં છે, એમ જણાય છે, પણ ભાષણમાં જુદાઈ સિદ્ધ કરી નથી. તેમ સાહેબ લોકોનાંજ ઉદાહરણ આપ્યાં છે, તે ઉપરથી આર્ય ભૂમિના વિદ્વાનોના ગ્રન્થો ની માહેતી થોડી મેળવેલી હોય એમ અનુમાન થાય છે. તેથી તેઓના મગજમાં યુરોપના વિદ્વાનોનીજ છાપ પડેલી છે એમ જણાય છે.

ઉત્તરમીમાંસાનું વિવેચન કરતાં તેઓ જણાવે છે કે, "એ સિદ્ધાન્તોનું ઉત્તમ પ્રતિપાદન કરનાર ભાષ્યકાર શ્રીમત્ શંકરાચાર્ય જેમની આજે જયન્તી ઉજવવા આપણે એકઠા થયા છીએ, તે આપણા આદિ આચાર્ય આઠમા નવમા સૈકામાં જન્મ્યા હતા આ સ્થલે એ બાબતનું અવશ્ય ધ્યાન ખેંચવું જોઈએ કે વ્યાખ્યાનમાલાની ચોપડીના ટાઈટલમાં શ્રીમદાદ્યશંકરાચાર્ય શકાબ્દ ૨૩૮૦ લખેલા છે, તેમ શારદા પીઠના કહેવાતા શંકરાચાર્ય શ્રીમાન્ માધવ તીર્થ પણ તે પ્રમાણેજ તેમના શકાબ્દ લખે છે. તે ઉપરથી એવી શંકા ઉત્પન્ન થાય છે કે તેઓએ બતાવેલ શકાબ્દ ખરા છે કે ભાષણ કર્તા આઠમા નવમા સૈકામાં જન્મ લેવાનું જણાવે છે તે સત્ય છે? (પણ ખરૂં જોતાં માયાવાદ હોવાથી માયાના મોહમાં જેમ બોલાય તે ખરૂ એમ જણાય છે) માટે આ વિરોધનો પરિહાર શાંકર સિદ્ધાન્તાનુયાયી કોઈ પણ કરશે, તો લોકપર અજવાળું પડશે.) હવે તેઓ લખે છે કે" વેદાન્તનો મુખ્ય સિદ્ધાન્ત સરલ "एकमेवाद्वितीयम्" ત્રે કેવલાદ્વૈતનું છે એના ખુલાસા માટે અમારે જણાવવું જોઇએ કે વેદાન્ત (ઉપનિષદો) નો એ મુખ્ય સિદ્ધાન્ત છે તે બાબત ખરી છે પરંતુ કેવલાદ્વૈતનો એ સિદ્ધાન્ત નથી. કારણ કે કેવલાદ્વૈત મત

માં છ ભાવ પદાર્થને અનાદિ માની પાંચ ભાવ પદાર્થને સાંત માની એક પદાર્થનેજ અનંત માનવામાં આવે છે, એટલે પ્રથમ દ્વૈત તેમના મતમાં સિદ્ધજ છે, અને પાછળથી તે અદ્વૈત સિદ્ધ કરવા જાય છે, પરંતુ પાંચ ભાવ પદાર્થને અનાદિ માનવાથી તે પદાર્થોને પણ છઠ્ઠા પદાર્થને અનન્ત માને છે તે દૃષ્ટાંતથી અનંતપણું આવી જાય છે, ત્યાં તેઓ એમ કહે છે કે પ્રાગભાવ અનાદિ છતાં સાન્ત છે, તેમ પાંચ પદાર્થો અનાદિ છતાં સાન્ત છે પરંતુ તેમ કહેવું સત્ય શોધનાર વિદ્વાન પાસે રહી શકે એમ નથી. કારણ કે ભાવ પદાર્થોની વ્યવસ્થા માનવામાં ભાવ પદાર્થનુંજ ઉદાહરણ ઉપયોગી થાય અભાવનું ઉદાહરણ ઉપયોગી થાય નહિ, માટે તેમનું કેવલાદ્વૈત સિદ્ધ થઈ શકતું નથી. વળી આગલ ચાલતાં તેઓ જણાવે છે કે " જે જગત્ આપણે જોઇએ છીએ, તે માત્ર અવિદ્યા જનિત્ ભ્રાન્તિ છે, અજ્ઞાનના આવરણમાં સર્વ આભાસવત્ છે, રાત્રિને વખતે નિદ્રા વચ્ચે ચાલતી સ્વપ્નસૃષ્ટિવત્ ક્ષણિક અને કલ્પિત છે, અથવા રજ્જુપર થયેલા સર્પના અધ્યાસવત્ છે " તેના જવાબમાં લખવાનું કે " રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય છે " એ સામા પક્ષના સિદ્ધાન્તના માન ખાતર ક્ષણભર કબુલ કરીએ તોપણ તે અધ્યાસ કયારે અને કેવા સંયોગમાં ઉભો થાય છે તેનાપર આપણે જરા વિચાર ચલાવીએ. પ્રથમ તો રજ્જુમાં સર્પની જે ભ્રાન્તિ માનવામાં આવે છે તે ભ્રાન્તિ થવાનું કારણ એક અંધારૂ પણ જોવામાં આવે છે, તો બ્રહ્મમાં જગત્‌ની ભ્રાન્તિ થતી વખતે કયું અંધારૂં હસ્તી ભોગવે છે? એટલે બ્રહ્મમાં જગત્‌ની ભ્રાન્તિ થતી વખતે એવો કોઈ પણ પદાર્થ હસ્તી ભોગવતો નથી કે જે અંધારાની જગ્યા સંભાળી લે, બીજો એ સવાલ ઉભો થાય છે કે રજ્જુમાં સર્પનો જે અધ્યાસ થાય છે, તેમાં અધ્યસ્ત સર્પ સત્ય છે તો તેવા સત્ય પદાર્થોનોજ અધ્યાસ થવાનો સંભવ છે, તો બ્રહ્મમાં જગત્‌નો અધ્યાસ માનતી વખતે સીધી રીતે નહિ પણ

આડકતરી રીતે તેઓને જગત્‌ની નહિ ઇચ્છવા યોગ્ય સત્યતા બલાત્કારથી સ્વીકારવી પડશેજ, ત્રીજો સવાલ એ ઉભો થાય છે કે સર્પની લંબાઇ અને પાતળાપણા વિગેરે સાદૃશ્યથી રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય છે. અને ભ્રાન્તિમાં સાદૃશ્ય કારણ માનવામાં નહિ આવે તો રજ્જુમાં સર્પની ભ્રાન્તિની માફક અશ્વની ભ્રાન્તિ શા માટે નહિ થવી જોઈએ? આ પરથી એમ સાબીત થાય છે કે સાદૃશ્યજ ભ્રાન્તિ મૂલક છે, તો બ્રહ્મમાં જગતની ભ્રાન્તિ થતી વખતે સામા પક્ષથી એમ નહિ સ્વીકારી શકાય કે રજ્જુ જેમ સર્પનું સાદૃશ્ય ધરાવે છે તેમ બ્રહ્મ પણ જગત્‌નું સાદૃશ્ય ધરાવે છે, આવી ઘણી દલીલોથી અમો કહી શકીયે કે બ્રહ્મમાં જગત્‌નો અધ્યાસ માનવાની કલ્પના શાસ્ત્રીય નથી પણ કલ્પિત કલ્પના છે. તેવો અધ્યાસ સાબીત કરનારૂં અને એવી આપણી પોતીકી કલ્પિત કલ્પનાજ શાસ્ત્રોના અર્થોને ગમે તે દિશા તરફ ઘસડવાને શક્તિમાન છે એમ આપણે માનીશું તો પછી શાસ્ત્રીય કલ્પના કેવા ગેરઇનસાફનો ભોગ થાય છે, એ સામો પક્ષજ જોઇ લેશે. રજ્જુ, સર્પ અને દૃષ્ટા એ ત્રણેના સંયોગમાં દૃષ્ટાએ પ્રથમ સત્ય સર્પ જોયો છે તેની ભ્રાન્તિ અંધકારને લીધે સર્પાકાર રજ્જુ હોવાથી તેમાં થાય છે. તેવી રીતે આ ભ્રાન્તિરૂપ જગત્ શિવાય બીજું સત્ય જગત્ કયા સ્થલમાં કોણે જોયું છે કે જેને બ્રહ્મમાં જગત્‌ની ભ્રાન્તિ થઈ? કદાચિત આ શંકા કરનારનેજ ભ્રાન્તિ થઈ એમ કહેવામાં આવે તો શંકા કરનાર તો જે જગત્‌ને તેઓ ભ્રાન્તિરૂપ માને છે તેની અંદરનો હોવાથી ભ્રાન્તિનો દૃષ્ટા નથી, પણ ભ્રાન્તિના વિષયરૂપ સર્પની માફક છે. અને " સ્વપ્નસૃષ્ટિવત્ ક્ષણિક અને કલ્પિત છે " એમ લખ્યું છે તે " **वैधर्म्याच्च न स्वप्नादिवत्** એ વ્યાસસૂત્રથી વિરૂદ્ધ છે, કારણ કે સૂત્રમાં વ્યાસ ભગવાન સ્પષ્ટ સમજાવે છે કે સ્વપ્નસૃષ્ટિના ધર્મો અને આ જગત્ સમાન ધર્મવાળા નથી. તેથી સ્વપ્નવત્ આ જગત્ નથી. ત્યારપછી યુરોપના વિદ્વાનોનો

દાખલો આપી લખ્યું છે કે " વસ્તુનું સમ્યક્જ્ઞાન આપણને થતું નથી. અવિદ્યાના આવરણમાંથી મુક્ત થવું અને બ્રહ્મજ્ઞાન મેળવવું તેજ વેદાંતનો ઉદ્દેશ છે. એમ લખ્યું છે તે ખરૂં છે, પણ અવિદ્યાના આવરણનું સ્વરૂપ સમજવું જોઇએ, આ ઘટપટાકાર બ્રહ્મજ છે તેને આપણે બ્રહ્મથી જગત્ જુદું સમજીએ છીએ આપણી દૃષ્ટિ આડી અવિદ્યા આવે છે, તેથી તે બ્રહ્મ છે એવું જ્ઞાન થતું નથી. જો તે તે આકારરૂપે અને તે તે નામરૂપે તે તે કાર્ય માટે બ્રહ્મજ વ્યવહારમાં આવે છે. એવું ખરૂં જ્ઞાન થાય તો તેને અવિદ્યાનું આવરણ નિવૃત્ત થયું એમ સમજવું. નહિ કે જગત્ને ખોટું કહી જગતના તમામ વ્યવહાર કર્યા કરવાથી અવિદ્યાનું આવરણ મટે. જગત્ જો ભ્રાન્તિ કલ્પિત હોય તો જ્ઞાનીની દૃષ્ટિમાં જગત્ના પદાર્થો આવવા નહિ જોઇએ, પરંતુ જનકાદિક અને શુક સનકાદિક પૂર્ણ જ્ઞાની હોવા છતાં તેઓની દૃષ્ટિમાં જગત્ના પદાર્થો તેવાને તેવા જોવામાં આવતા હતા તે તેઓના ઈતિહાસપરથી આપણના જાણવામાં આવે છે, તેમ સર્વભૂતોની સૃષ્ટિરૂપ આ જગત ભ્રાન્તિ રૂપ કે આભાસવત્ મિથ્યા હોય તો વેદની દૃષ્ટિમાં તો જગત હોવુંજ નહિ જોઇએ, પણ વેદ ભગવાન્ તો यतोवा इमानि भूतानि जायन्ते (જે બ્રહ્મ થી આ પ્રાણીઓ થાય છે) सहैतावानास (તે પરમાત્મા આ સર્વ રૂપ થયા) तस्माद्वाएतस्मादात्मनआकाश संभूतः (તે પ્રત્યક્ષ અથવા તો પરોક્ષ આત્માથી આકાશ ઉત્પન્ન થયું છે) एतस्माज्जायतेप्राणो मनः सर्वेन्द्रियाणिच खंवायुर्ज्योतिरापः पृथ्वी विश्वस्य धारिणी (પરમાત્માથી પ્રાણ થાય છે અને મન સઘળી ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ અને વિશ્વને ધારણ કરનાર પૃથ્વી એઓ તેનાથી થાય છે) તેમ પુરુષસૂક્તમાં પણ સ્પષ્ટ સૃષ્ટિ લખી છે, તેથી આ સૃષ્ટિને અવિદ્યા કલ્પિત ભ્રાન્તિ રૂપ અથવા તો અધ્યાસરૂપ કે સ્વપ્ન સૃષ્ટિવત્ માનવી એ વેદાદિ શાસ્ત્ર વિરૂદ્ધ છે.

વળી તેઓ ભાષણમાં જણાવે છે કે "જગત્‌નું આદિકારણ એક ઈશ્વરનું અસ્તિત્વ કબુલ કર્યા પછી દરેક તત્ત્વજ્ઞાનમાં બીજો મોટો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે ઈશ્વર સગુણ છે કે નિર્ગુણ? સામાન્ય બુદ્ધિને સગુણ બ્રહ્મવાદ એટલે ભક્તિમાર્ગ વધારે રૂચે છે, પણ સગુણ વાદમાં સામાન્ય બુદ્ધિથી વિચારતાં કેટલીક ગુંચવણો ઉભી થાય છે ને તે નીચે પ્રમાણે દર્શાવી શકાય" એ પ્રમાણે લખી નીચેના પેરેગ્રાફમાં ગુંચવણો દર્શાવી છે તેનું અવલોકન કરતા પેહેલાં આ પેરેગ્રાફનું અવલોકન કરતાંજ તેમાં સામાન્ય બુદ્ધિને સગુણબ્રહ્મવાદ એટલે ભક્તિમાર્ગ વધારે રૂચે છે એમ લખેલું છે, તે લખાણ કેવલ તેમનું અજ્ઞાનજ બતાવે છે, કારણ કે સગુણબ્રહ્મવાદને માયાના ગુણો સહિત બ્રહ્મવાદ એવો અર્થ તેઓ સમજ્યા હોય એમ જણાય છે, પરંતુ તેઓએ એટલો વિચાર કર્યો નથી કે સર્વશક્તિમાન્ ઈશ્વરમાં કયું કાર્ય કરવાની શક્તિ નથી કે જેને માયાના ગુણોની જરૂર પડે? અને જો તેમને માયાના ગુણોની જરૂર પડે તો પછી તેની સર્વ શક્તિમત્તા શું રહી? માટે જો ઈશ્વરને સર્વશક્તિમાન્ જેઓ માનતા હોય તેઓને તો તેની સર્વશક્તિમત્તા સિદ્ધ કરવા માટે માયાના ગુણોની તેમને જરૂર નથી એમ બલાત્કારથી સ્વીકાવુંજ પડશે. તેમ સગુણબ્રહ્મવાદ એજ ભક્તિમાર્ગ એવું સાહસ બોલતી વખતે ભક્તિમાર્ગના સ્વરૂપનું જ્ઞાન મેળવ્યા પછીજ તે અક્ષરો મુખમાંથી ઉચ્ચારવાના હતા, જ્યારે પ્રાકૃત ગુણોથી રહિત થાય ત્યારેજ ભક્તિમાર્ગનો અધિકારી થાય છે, માટે ભક્તિના અંગોમાં જેટલી બાબતોની આવશ્યકતા છે, તેટલી બાબતો પ્રાકૃત ગુણોથી રહિત છે, વૈષ્ણવ પરિષદ્‌માં જે ભક્તિમાર્ગનું વિવેચન કરવામાં આવે છે તે ભક્તિ શુદ્ધઅદ્વૈત જ્ઞાનના પણ ફલરૂપ છે, તે વિષે શ્રી ગીતાજીના અઢારમા અધ્યાયમાં, શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે,

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

( બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરીને ब्रह्मवेद ब्रह्मैवभवति એ શ્રુતિમાં દર્શાવ્યા પ્રમાણે બ્રહ્મભૂત થયેલો પુરૂષ પ્રસન્ન અંતઃકરણવાળો રહે છે, તે શોક કરતો નથી કે કાંઈ ઇચ્છા રાખતો નથી, સર્વ ભતોમાં સમાન થઇને મારી પરાભક્તિને મેળવે છે ) એ શ્લોકમાં સ્પષ્ટ દર્શાવેલ જ્ઞાનના ફલરૂપ ભક્તિનો માર્ગ એજ ભક્તિમાર્ગ સમજવાનો છે, નહિ કે કેટલાક અજ્ઞાની લોકો ઉપાસનામાર્ગને ભક્તિમાર્ગ કહે છે તે. તે વિષે વિશેષ વિવેચન સમજવાની જે-ઓને ઇચ્છા હોય તેઓએ પોરબંદરવાળા ગોસ્વામી શ્રી જીવન-લાલજી મહારાજ તરફથી પ્રસિદ્ધ થયેલ "ઉપદેશમીમાંસા" ના-મના ગ્રંથમાં પ્રશ્ન ૧૩ થી પ્રશ્ન ૧૭ સુધીના ખુલાસા વાંચી ભ-ક્તિમાર્ગનું સંક્ષેપમાં જે સ્વરૂપ બતાવ્યું છે, તે સમજી લેવું.

ગુંચવાડાનું વિવેચન કરતાં જીવોને સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તેનો દોષ આડકતરી રીતે ઈશ્વર ઉપર મૂકવા જાય છે અને તેમાં ઈશ્વરોના ગુણો વિષે વિચાર કરવાની બાબત લઈ યુરોપના વિદ્વાનોના બોલવા ઉપર આધાર રાખી વિવેચન કર્યું છે, તેમાં ભાષણકર્તા પોતે પણ ગુંચવાડામાંજ રહેલા જણાય છે, તેથીજ જ્ઞાનની આવી તુચ્છ અવસ્થાએ પ્રથમ પહોંચવું મુશ્કેલ છે, અને પહોંચ્યા પછી તે સ્થિતિએ ટકી રહેવું મુશ્કેલ છે, એમ લખ્યું છે તે ઉપરથી તેમના લખવા પ્રમાણે જ્ઞાનમાર્ગ સિદ્ધ થાય તેમ નથી. ત્યારે જ્ઞાનનું સ્વરૂપ જાણ્યા શિવાય જ્ઞાનમા-ર્ગના નામથી આળપંપાળમાં શા માટે અટકી રહેતા હશે ? તે કાંઈ સમજી શકાતું નથી. પરંતુ તેમણે આગળ ચાલતાં ટપાટપી-નું મૂલ અર્ધદગ્ધ સ્થિતિ છે એમ દર્શાવ્યું છે તેજ સ્થિતિ વિ-દ્વાનોમાં ગણાતા ભાષણકર્તા જેવા ઘણાખરા લોકોને બાધ કર-નારી થઈ પડે છે. નહિ તો જે માર્ગના સ્વરૂપમાં પોતે ઉતર્યા હોઇએ તે માર્ગનીજ તમામ બાબતનું જ્ઞાન મેળવવું જોઇએ. કારણ કે માર્ગનું સ્વરૂપ સમજાવનારા મૂલ પુરૂષોએ બીજાની શંકા નિવૃત્ત કરવા માટે કાંઇને કાંઈ યુક્તિ યોજેલીજ હોય છે.

પછી તે યુક્તિ છેવટસુધી ટકી શકે કે ખરો વિચાર કરનાર પાસે ન ટકી શકે એ વાત બાજુપર મૂકી તેમાં શ્રદ્ધા રાખી તેમના કહેવા પ્રમાણે વર્તવું અથવા તો તટસ્થ રીતે હરેક સિદ્ધાન્તનું મૂલતત્ત્વ સહિત અવલોકન કરી તેમાંથી નિષ્પક્ષપાતપણે જે સિદ્ધાન્તની યુક્તિઓ મજબૂત દેખાય તે સિદ્ધાન્ત તરફ ઢળવું, એ ખરા વિદ્વાનનું કામ છે. "બુદ્ધધર્મ ઉપર શ્રીમાન્ શંકરાચાર્યે સપાટા લગાવ્યા" તે ઉપરથી તે પોતાની જન્મ ભૂમિપરથી જતો રહ્યો. એમ ભાષણ કર્તા જણાવે છે, પરંતુ તેમના શિષ્ય યોગાચાર્ય વિગેરે ચાર હતા, તેમણે માનેલી અનિર્વચનીયતા તથા ક્ષણિક વિજ્ઞાનતા વિગેરે બાબતો હજી સુધી આ ભૂમિમાંથી ગઈ નથી. તેમાં પણ અનિર્વચનીયતા જેવી મોટી બાબત છે તે તો ખાસ શંકરાચાર્યના સિદ્ધાન્તમાંજ ઘુસી ગઇ છે તેથીજ ખંડનખંડખાદ્યકાર લખે છે કે **सौगतब्रह्मवादिनोरयं विशेषः यदादिमः सर्वमेवानिर्वचनीयं वर्णयति** ( સૌગત (બૌધ) અને બ્રહ્મવાદી (શાંકર) માં આટલો તફાવત છે કે પહેલો (બૌધ) સર્વજ અનિર્વચનીય છે એમ વર્ણવે છે) એમ કહી તેમાં પ્રમાણ આપી પછી લખે છે કે **विज्ञानव्यतिरिक्तं पुनरिदं विश्वंसदसद्भ्यां विलक्षणं (अर्थात् अनिर्वचनीयम्) ब्रह्मवादिनः [अर्थात्शांकराः] संगिरन्ते** ( એટલે વિજ્ઞાન શિવાય ફરીને આ જગત્ સત્ તથા અસત્થી વિલક્ષણ [ અર્થાત અનિર્વચનીય) છે, એમ બ્રહ્મવાદીઓ (અર્થાત્ શાંકરો) પ્રતિજ્ઞા કરે છે. એમ સ્પષ્ટ બૌધ મતને મળતાપણું બતાવી બૌધ જ્યારે સર્વને અનિર્વચનીય કહે છે ત્યારે શાંકરો વિજ્ઞાનને અલગ રાખી બાકી સર્વ જગતને અનિર્વચનીય કહે છે, એટલોજ માત્ર બૌધ મતથી શાંકર સિદ્ધાન્તમાં તફાવત છે. એમ ખંડનખંડખાદ્યકાર સ્પષ્ઠ ઉદ્‌ઘોષ કરે છે, તેથી એની અનિર્વચનીયતા આર્યભૂમિમાંથી ગઇ નથી, પણ જેમના સિદ્ધાન્તની જયન્તી ઉજવવા માટે ગ્રેજ્યુએટ વિદ્વાનો એકઠા થયા હતા તેમના મતમાં મુખ્ય સ્થાન ભોગવી રહી છે,

વળી તેઓ આગળ ચાલતાં જણાવે છે કે "શાંકર મત-ની સાથે સ્પર્ધા કરતાં અન્ય મતો વિષે ચર્ચા કરવી એ બાબત હું મારા અધિકારની બહારની સમજું છું, તોપણ એટલું તો સ-વિનય કહી શકું છું કે, જ્ઞાનમાર્ગ ને ભક્તિમાર્ગ એ બેની વચ્ચે પસંદગી કરવાની હોય તો હું પ્રથમના તરફજ આંગળી કરૂં, છતાં ધર્મ, લોકપ્રિય થવાને ભક્તિમાર્ગ અગત્યનો છે, અને જ્યાં સુધી સમાજ ઘણાજ ઉંચા પ્રકારનું જ્ઞાન ધરાવતી થાય ત્યાં સુધી તેને માટે ભક્તિમાર્ગ શ્રેયસ્કર છે." એવી રીતે જણાવતી વખતે ભાષણ કર્ત્તાના અંતઃકરણમાં ભક્તિનાં બે અંગ [ માહાત્મ્ય જ્ઞાન તથા સુદૃઢ–સર્વતોઽધિકસ્નેહ ] એ બન્નેમાંથી બીજાં અંગને સિદ્ધ કરનાર[1] ) જ્ઞાન માર્ગનાં ખરાં સ્વરૂપની પ્રશંસા વાંચી હશે તેની છાપ અંતઃકરણમાં પડેલી હશે તેથી તેઓ જ્ઞાનમાર્ગ તરફ આંગળી કરે તો તેમાં કાંઈ નવાઈ નથી. પરંતુ જ્ઞાનમાર્ગ કયો ? એ સમજવું જોઇએ. શુદ્ધઅદ્વૈત બ્રહ્મવાદ એજ શ્રુતિસિદ્ધ જ્ઞાનમાર્ગ છે. નહિ કે માયાવાદને શ્રુતિ-સિદ્ધ બ્રહ્મવાદ કહી શકાય. માટે તે જ્ઞાનમાર્ગનું સ્વરૂપ શ્રુતિવાકયો, ગીતાજી અને બ્રહ્મસૂત્રની એકવાકયતા કરી કોઇ પણ શ્રુતિ કે ગીતાવાકય કે બ્રહ્મસૂત્રનો જેવો અર્થ શબ્દના નિગમ પ્રમાણે વ્યાકરણાદિકથી થતો હોય તેવો અર્થ કરી પોતાની કપોલ ક-લ્પનાનો આશ્રય છોડી એકવાકયતા સિદ્ધ થાય તેજ જ્ઞાનમાર્ગ ખરો છે એમ સમજવું, નહિ કે અમુક વાકય સગુણપર છે અને અમુક વાકય નિર્ગુણપર છે, એક શ્રુતિમાં અમુક ભાગ સગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે અને અમુક ભાગ નિર્ગુણબ્રહ્મનું પ્રતિ-પાદન કરે છે. એવી રીતે પ્રસ્થાનત્રયોના અર્થોને ડોળી નાંખી એકવાક્યતા કરવાનો ડોળ ઘાલી સિદ્ધાન્ત સિદ્ધ કરવો એ જ્ઞાન-માર્ગ કહેવાય.

---

૧ સર્વ જગતના આત્મા રૂપ બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થઇ તેનો વિજ્ઞાન રૂપ સાક્ષાત્ અનુભવ થાય ત્યારે સર્વથી અધિક સ્નેહ આત્મામાં હોવા થી પર બ્રહ્મ પરમાત્મામાં તેવો દૃઢ સ્નેહ સિદ્ધ કરનાર.

સગુણ અને નિર્ગુણની કલ્પના બાહ્ય સાંખ્ય શાસ્ત્રમાં છે, પણ પ્રસ્થાનત્રયમાં નથી એ બરાબર યાદ રાખવાનું છે, માટે છેવટ તેઓ સહિષ્ણુતા રાખવાની ભલામણ કરે છે તે જો કે સિંહના દાંતમાં વળગી રહેલ માંસને ખાવાની હિમ્મત ધરનાર પ્રાણીના "मा साहसम्" એવાં બોલ જેવું એ બોલવું છે તોપણ તેમણે અસહિષ્ણુતા દર્શાવી છે તે પર દૃષ્ટિ ન કરીએ તો સહિષ્ણુતા સર્વોત્તમ સાધન છે, એ નિઃશંકપણે સર્વ કોઈ કહી શકશે. પરંતુ કહેવા પ્રમાણે વર્તન રાખવું એ બહુ કઠિન છે; માટે ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરવામાં આવે છે કે સર્વ મનુષ્યોના હૃદયમાં સહિષ્ણુતાનો આવિર્ભાવ કરો.

---

## "श्री शंकराचार्यनो मायावाद"
## એ મથાળા નીચે રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેના વ્યાખ્યાનનું અવલોકન.

---

ભાષણકર્તાએ માયાનું વિવેચન વિસ્તારથી કરેલું છે અને માયા શબ્દથી સર્વ લોક જાણીતા છે એ પણ વિવેચનપૂર્વક દર્શાવ્યું છે, પરંતુ માયા એટલે શું એ સવાલના જવાબમાં માયાનુ સ્વરૂપ બતાવવામાં બરોબર વિવેચન થયું નથી. એ સવાલનો જવાબ બહુજ અગત્યનો છે, માટે એ માયાનું સ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાને શ્રીભાગવતના દ્વિતીય સ્કંધના નવમા અધ્યાયમાં બ્રહ્માજીને સપ્તશ્લોકીથી ઉપદેશ કરેલો છે, તેમાં નીચે પ્રમાણે દર્શાવ્યું છે.

**ऋतेऽर्थंयत्प्रतीयेत न प्रतीयेतचात्मनि ॥**
**तद्विद्यादात्मनोमायां यथाभासोयथातमः ॥**

અર્થ—પદાર્થ વગર જે પદાર્થને દેખાડી આપે છે તેના

દૃષ્ટાન્તમાં આભાસ આપેલો છે એટલે નેત્રને અંગુલ્યાદિના સંપર્કથી ચંદ્રાદિકનો દ્વિત્વા ભાસ દેખાડે છે, તે બીજો ચંદ્ર નહિ છતાં જોનારને બીજો ચંદ્ર ભાસે છે તે માયાનું સ્વરૂપ છે, બીજું માયાનું સ્વરૂપ એ છે કે 'પદાર્થનું સ્વરૂપ હોય તે છતાં પદાર્થ પોતાના સ્વરૂપમાં પ્રતીત થતો નથી, તે પણ માયાનું સ્વરૂપ છે તેના દાખલામાં અધિકાર આપેલ છે, એટલે અંધકારમાં ઘટાદિક પદાર્થ પડ્યો હોય, તોપણ તે પોતાના સ્વરૂપમાં પ્રતીત થતો નથી. એ પણ માયાનું સ્વરૂપ છે, એ બે માયાના સ્વરૂપ જીવને વ્યામોહ કરનારી જે પોતાની શક્તિ છે તેના છે, એ બે સ્વરૂપથીજ જીવને મોહ થાય છે. તે ઉપરથી એમ સમજવાનું છે કે વિષયરૂપ પદાર્થો **"सनैवरेमे स एकाकी न रमते सद्वितीयमैच्छत्" "सहैतावानास"** એ બૃહદારણ્યક ઉપનિષદ્‌ના પુરૂષવિધબ્રાહ્મણની શ્રુતિમાં કહ્યા પ્રમાણે પરબ્રહ્મ પરમાત્મા આત્મ સ્વરૂપમાં રમણ કરતા હતા, તેમની બાહ્ય રમણ કરવાની ઈચ્છા થવાથી સર્વ બાહ્ય પદાર્થરૂપ ઘટપટાદિક રૂપે બ્રહ્મજ આવિર્ભૂત થયેલ થયેલ છે, તેવું જ્ઞાન જીવને નહિ થવા દેતાં જીવે પોતેજ પેદા કરેલ અહંતા મમતાત્મક અવિદ્યાથી સર્વ પદાર્થોને બ્રહ્મથી જુદા પોતાના પણાથી માનેલા છે. એજ માયાનું સ્વરૂપ છે અને તેને લીધેજ સુખ દુઃખાદિકનો ભોક્તા જીવ થાય છે, ઈશ્વર જીવને સુખ દુઃખાદિ આપતો નથી. અને જીવે પોતેજ અવિદ્યાથી અહંતા મમતા ફેલાવી સારા નરસાપણું માન્યું એજ સુખદુઃખાદિકનું કારણ છે. તે વિષે મહાભારતના શાંતિપર્વાન્તર્ગત મોક્ષધર્મમાં પોતે પાળેલા મેના પોપટને બીલ્લી લેઈ જાય તેનું દુઃખ પોતાને થાય છે પણ પોતાના ઘરમાં રહેનાર ઉંદરને બીલ્લી લઈ જાય તો તેનું દુઃખ પોતાને થતું નથી, તેનુ કારણ એ કે પોતે મેના પોપટમાં મમતા બાંધી છે તેથી તે આગંતુક છતાં અને વલી પાલણ પોષણ કરવાનું દુઃખ આવતાં છતાં તેને બીલ્લી લેઇ જાય તો તેનાથી દુઃખ થાય છે, અને ઉંદર પાલણ

પોષણુ કરવાનું દુઃખ આપતો નથી અને પોતાની મેળેજ પોતાનો નિર્વાહ કરે છે, એવી રીતે મેના પોપટની માફક ઉંદર પોતાના લાલન પાલન માટે બીલકુલ દુઃખ આપતો નથી તે છતાં તેમાં મમતા નહિ હોવાથી તેને બિલ્લી લઇ જાય તો તેને માટે ખેદ થતો નથી. એવી રીતે દાખલો આપી દુઃખનું કારણુ અહંતા મમતાજ છે એમ સ્પષ્ટ બતાવ્યું છે, તેમ સીતાજી પ્રત્યે શ્રીરામચંદ્રજીનાં વચન અને ભર્તૃહરિનો શ્લોક પણુ અહંતા મમતાત્મક સંસારનું જ દુઃખદપણું દર્શાવે છે, નહિ કે પ્રપંચનું દુઃખદપણું છે. શ્રીમાન્ શંકરાચાર્યે શારીરક ભાષ્યમાં "માયાવાદને અતિ સરલ અને સુસ્પષ્ટ છતાં પ્રૌઢ અને ગભીર વાણીમાં સમજાવ્યો છે" એમ જણાવીને શારીરક ભાષ્યનું વિવેચન કરતાં તેઓ આસ્તિક અને નાસ્તિક એ બે શબ્દનો અર્થ સમજાવતાં ઈશ્વર ઉપર જે શ્રદ્ધા રાખે તે આસ્તિક અને ઈશ્વર ઉપર જે શ્રદ્ધા ન રાખે તે નાસ્તિક એમ આપણે સમજીએ છીએ તે નહિ પણુ વેદગ્રન્થને જે પ્રમાણુભૂત ગણે તે આસ્તિક એવો અર્થ તેમણે જણાવેલ છે. પરંતુ ઈશ્વર અને વેદ બન્ને ઉપર શ્રદ્ધા રાખી તે બન્નેને બ્રહ્મરૂપ સમજી તેમની આજ્ઞા પ્રમાણે વર્તનાર અને કોઇ અંશમાં પણુ તેને અપ્રમાણુ નહિ માનનાર હોય તેજ આસ્તિક છે એમ સમજવું. એટલે વેદાદિકમાં જેની ઉપાસના લખી છે, તે ઈશ્વર માયિક છે અને વેદના વાક્યો પણુ વ્યવહારદશામાંજ પ્રમાણુભૂત છે, નહિ કે પરમાર્થદશામાં. એવો ઉપદેશ જે સિદ્ધાન્તમાં હોય તે સિદ્ધાન્તને આસ્તિક દર્શનમાં મૂકતા પહેલાં ઈશ્વર તથા વેદવાક્યોપર તે સિદ્ધાન્તમાં કેવી શ્રદ્ધા રાખવામાં આવનાર છે તેનો સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરીનેજ તે સિદ્ધાન્તને આસ્તિક દર્શનમાં મૂકવો જોઇએ, એવી રીતે ઈશ્વર અને વેદ ઉપર પૂર્ણુ શ્રદ્ધા રાખનાર જો કોઈ સિદ્ધાન્ત હોય તો શ્રીમદ્વલ્લભાચાર્ય પ્રતિપાદિત શુદ્ધઅદ્વૈત સિદ્ધાન્ત છે, તેમણે ઈશ્વરને માયિક માનેલા નથી પણુ નિર્દોષપૂર્ણુગુણુવિગ્રહ માનેલા

છે. અને વેદને કેવલ વ્યવહારમાત્રમાંજ પ્રમાણભૂત માનેલ નથી પરંતુ નિત્ય શબ્દબ્રહ્મરૂપ સ્વયંભૂ નારાયણરૂપ માનેલ છે, અને વેદના અક્ષરે અક્ષર હરિના નામરૂપ છે એમ શ્રૌતપદ્ધતિને અનુસારે સ્વીકારેલું છે, એ વાત સર્વદા ધ્યાનમાં રાખવાની છે, અને મૈત્રેયી બ્રાહ્મણમાં પણ તેજ, શુદ્ધઅદ્વૈત સિદ્ધાન્તનું સારી રીતે સમર્થન કર્યું છે.

શાશ્વત સુખની પ્રાપ્તિ તરફ ષટ્દર્શનોનું લક્ષ છે, એમ જણાવી પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાના સૂત્રોના અર્થો સમજવા ઘણા અઘરા છે એમ સૂચવી ટીકાકારની મદદ વગર તે બીલકુલ સમજાય નહિ એવાં છે એમ જણાવી પૂર્વમીમાંસાનો વિષય કર્મકાંડનો છે અને ઉત્તરમીમાસાનો વિષય જ્ઞાનકાંડનો છે એમ બન્નેની ભિન્નતા બતાવી બન્નેનું સ્વતંત્રપણું સૂચવ્યું છે; તે ભુલ છે. કારણ કે બન્ને વેદપ્રતિપાદિત વિષય છે, અને "**सर्वेवेदायत्पदमामनन्ति**" તથા "**वेदैश्चसर्वैरहमेव वेद्यः**" એ શ્રુતિ તથા ગીતાવાક્યથી સમગ્રવેદ એ પરબ્રહ્મ પરમાત્માનુંજ પ્રતિપાદન કરે છે, તેના પેટાના વિષયો તરફ લક્ષ કરતાં પૂર્વમીમાંસામાં વેદના પૂર્વભાગથી યજ્ઞાત્મક ક્રિયાવિશિષ્ટ ભગવાન્‌ના સ્વરૂપનું વિવેચન કર્યું છે, અને ઉત્તરમીમાંસામાં વેદના ઉત્તરભાગથી જ્ઞાનવિશિષ્ટ બ્રહ્માત્મક સ્વરૂપનું વિવેચન કર્યું છે. તે બન્ને શાસ્ત્રો અન્યોન્ય ઉપકારી છે, તેથીજ "**तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषान्ति यज्ञेनानाशकेन**" એ શ્રુતિમાં નિષ્કામ યજ્ઞને જ્ઞાનના અંગપણું દર્શાવ્યું છે. અને "**यदेव विद्यया करोति श्रद्धयोपनिषदावा तदेव वीर्यवत्तरं भवति**" એ શ્રુતિમાં બ્રહ્મજ્ઞાનનું યજ્ઞાદિક કર્મના અંગપણું બતાવ્યું છે. તે ઉપરથી પૂર્વમીમાંસા તથા ઉત્તરમીમાંસા એ બન્ને પરસ્પર ઉપકારી છે એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે. અને તેવી રીતે જ્યારે માનવામાં આવે ત્યારેજ સમગ્રવેદ એકજ સ્વરૂપનું પ્રતિપાદન કરે છે એમ આપણે માન્યું ગણાય; અને ક્રિયા તથા જ્ઞાન ઉભય વિશિષ્ટ પરબ્રહ્મ સ્વરૂપનું પ્રતિપાદન કર-

નાર શ્રી ભાગવતજ છે, તેથીજ શ્રીમાન્ વલ્લભાચાર્યે શ્રીભાગવતને ચોથું પ્રસ્થાન માન્યું છે, કારણ કે તેમાં વેદ, ગીતા અને વ્યાસસૂત્રની સારી રીતે એકવાક્યતા કરી છે, તે તેમની શ્રીસુબોધિનીજી નામની ટીકા જે વૃન્દાવનમાં છપાઈ છે તે વાંચવાથી વિદ્વદ્વર્ગને ખાત્રી થશે.

શારીરકભાષ્યનો અર્થ કરતાં ભાષણકર્તા જણાવે છે કે **शरीरमेव शरीरकं तत्रभवति जीवः शारीरकः** (શરીર તેજ શરીરક "ક" એ તિરસ્કાર સૂચવે છે) તેમાં રહેનારો જીવ તે શારીરક. તે વિષેનું જેમાં જ્ઞાન આપવામાં આવેલું છે તે "શારીરક ભાષ્ય" હવે આ સ્થલે શારીરકનો અર્થ ભાષણકર્તાએ જીવ સ્વીકાર્યો છે, પણ તે અર્થ બરાબર નથી, કારણ કે જો વ્યાસજીને "શારીરક" શબ્દનો અર્થ "જીવ" એમ અભિપ્રેત હોત તો "**अथातो ब्रह्म जिज्ञासा**" એ સૂત્ર કરતી વખતે વેદવ્યાસ તેવી આનુપૂર્વીમાં નહિ ગોઠવતાં "**अथातो जीवजिज्ञासा**" એવી આનુપૂર્વીમાં ગોઠવત, છતાં તેવી આનુપૂર્વીમાં સૂત્રને નહિ ગોઠવી ભગવાન્ વેદવ્યાસ આપણને એમ જણાવે છે કે આ સૂત્રો બ્રહ્મવિષયકજ છે નહિ કે જીવવિષયક. છતાં તે સત્રોને જીવવિષયક લગાવીને શારીરક નામ પાડી સૂત્રોને જીવપર લગાડવાનું કૃત્ય ભગવાન્ વેદવ્યાસના અભિપ્રાયથી વિરૂદ્ધ જાય છે, તેઃ પછી ઉત્તરમીમાંસાનુ નામ બ્રહ્મમીમાંસા નહિ કહેતાં જીવમીમાંસા કહેવું જોઇએ, તે કેટલું વિરૂદ્ધ છે તે વાચકવર્ગ સમજી લેશે. તેમ ભાષણકર્તા જણાવે છે કે "હાલમાં કેટલાક કહેવાતા મહાત્માઓ કોઈ કોઈ વખતે જેવા પ્રકારના વિગ્રહમાં ઉતરે છે, તેવા પ્રકારના વિગ્રહમાં એ (આદિ શંકરાચાર્યે) કદી ઉતર્યા નહોતા. એકબીજાની સાથે ગાળાગાળી કરવાનો ધંધો માંડી એ બેઠા નહોતા." તેના જવાબમાં લખવાનું કે તેઓએ શંકર દિગ્વિજય વાંચ્યો નહિ હોય, એમ જણાય છે, તેથી તેમને તે વાંચવાની ભલામણ કરીએ છીએ, તેમાં સ્પષ્ટ લખ્યું છે કે શ્રીમાન્ શંકરાચાર્ય મંડનમિશ્ર સાથે

શાસ્રાર્થ કરવા ગયા ત્યારે તેના દ્વારમાં મેના પોપટનાં પીંજરાં હતાં તેની સાથે શાસ્રાર્થ કરી તેને હરાવીને અંદર જઇ શકાય એવું હોવાને લીધે છલથી તે શાસ્રાર્થ ન કરવો પડે તેવી રીતે અંદર પ્રવિષ્ટ થયા, તે ઉપરથી મંડનમિશ્રને આશ્ચર્ય લાગવાથી તેમણે પ્રશ્ન કર્યો છે કે આ મુંડી (સંન્યાસી) ક્યાંથી? તેનો જવાબ્ વાક્છલથી આપીને आगलान्मुंडी (ગળાંથી અથવા ગળાં સુધી મુંડાણો છું) એવો વૈતંડિક જવાબ આપતાં મંડનમિશ્રને ગુસ્સો થવાથી બન્ને ગાળાગાળીપર આવી ગયા, ત્યારે શ્રીમાન્ શંકરાચાર્યે મંડનમિશ્રને તું રાંડીરાંડનો છોકરો છો, તારો બાપ ગધેડો છે અને તું દારૂ પીનાર (મહા પાતકી) છો, ઇત્યાદિક શબ્દો કહ્યા છે, છતાં તે શબ્દોને ભાષણકર્તા ગાળાગાળીમાં નહિ સમજતા હોય તો કોણ જાણે? એવા અપશબ્દો હાલના કહેવાતા મહાત્માઓ કે જે તેમના અંતઃકરણમાં હોય તેમાંથી સામાને માટે કોણે વાપર્યા છે? તે દર્શાવવું જોઇએ; ત્યારેજ તેનું લખવું બીજા યોગ્ય માની શકે, તેમજ શ્રીમાન્ શંકરાચાર્યે શાસ્ર અને તર્કના આધારમાં પણ તર્કનોજ આધાર વિશેષ રાખ્યો છે, અને ઘણે ઠેકાણે શાસ્રને બાજુપર મૂકી શબ્દાર્થ ફેરવી વિરૂદ્ધ અર્થ પણ કરેલા છે, તેવા દાખલા ભાષ્યમાં ઘણા મળી આવે છે, પરંતુ તમામ લખવાથી વિસ્તાર બહુ થાય તેને માટે "तदनन्यत्वमारंभणशब्दादिभ्यः" એ સૂત્ર વ્યાસભગવાને કારણરૂપ બ્રહ્મના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાય છે એમ ઉદ્દાલકે શ્વેતકેતુને કરેલા ઉપદેશને વિષયમાં લઇને આ સૂત્ર યોજેલું છે, તેનો અર્થ પ્રથમ શબ્દને અનુસારે કરીને પછી આ જગત્ બ્રહ્મથી અનન્ય છે એવા અર્થને બદલે માયિક (ખોટા) ઇશ્વરને કલ્પી તેણે જગત્ કરેલું હોવાથી મિથ્યા છે એવો અનન્ય શબ્દનો અર્થ કરેલો છે, આંહી વાચકવર્ગ વિચાર કરશે કે છાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકની શરૂઆતથીજ શ્વેતકેતુનું ઉપાખ્યાન છે. તેમાં શ્વેતકેતુ બાર વર્ષમાં ચાર વેદ ભણી મહા ઉદ્ધત થઇને જ્યારે આવ્યો. ત્યારે તેને શાંત

પાડવા માટે તેમના પિતા ઉદ્દાલકે તેને પૂછ્યું કે તું આવો અભિમાની થઇને આવ્યો છે, પણ તેં એવું કાંઈ જાણ્યું છે કે એક જાણવાથી બધું જાણી શકાય ? તેના ઉત્તરમાં શ્વેતકેતુએ કહ્યું છે કે એ મેં જાણ્યું નથી, અને મારા ગુરૂ પણ જાણતા નહિ હોય, નહિ તો મને તે કેમ ન કહે, માટે આપ મને તે ઉપદેશ કરો, તે ઉપરથી ઉદ્દાલકે મૃત્તિકા, સુવર્ણાદિક પદાર્થો અને નખનિકૃંતન એ ત્રણ દાખલા આપીને આંહીથી જે વિકાર કહેવાય છે તે અને તેનું નામ તે સર્વ સત્ય છે. કારણ કે એ પ્રકારનુંજ કારણ કાર્યરૂપ થાય છે. એમ ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને સમજાવ્યું છે, તેમાં એક મૃત્તિકાની બાબતની શ્રુતિનેજ આંહી ટાંકી વાચકવર્ગનું ધ્યાન ખેંચું છું "यथा सौम्यैकेनमृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातंस्यात् वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्" (सौम्य हे सौम्य) एकेन मृत्पिण्डेन (એક મૃત્તિકાનો પિંડ જાણવાથી) सर्वं मृण्मयं (મૃત્તિકાથી થયેલા ઘટશરાવાદિ સર્વ પદાર્થો) विज्ञातं स्यात् (જાણવામાં આવી જાય છે) वाचारंभणम् (વાણીથી કહેવાતો) विकारः (વિકાર) અને नामधेयम् (ઘટશરાવાદિક નામ) मृत्तिका इति (એ પ્રકારની મૃત્તિકા છે એટલે વાણીથી કહેવાતો વિકાર અને નામ) एव सत्यम् (સત્ય છે) मृत्तिका इति एव આંહીનો ઇતિ શબ્દ પ્રકારવાચી છે એટલે એ પ્રકારની માટીજ છે વિકાર અને ઘટશરાવાદિ નામ પણ સત્ય છે. અને શ્રુતિને આવો અર્થ અભિપ્રેત ન હોત તો मृत्तिकेत्येव सत्यम् એ સ્થલે નારી જાતિના મૃત્તિકા શબ્દનું સત્ય વિશેષણ હોવાથી સ્ત્રીલગે સત્યા એવું લખવું જોઇએ, પણ તેમ નહિ કરતાં सत्यम् એ નપુંસક લિંગમાં લખ્યું છે તે "इति શબ્દ પ્રકારવાચી છે" એવા અર્થ પર આપણને દોરી જાય છે, એટલે એ પ્રકારની મૃત્તિકાજ છે. વિકાર અને નામધેય પણ સત્ય છે એવો અર્થ સ્વીકારવાથીજ શ્રુતિ માંહેના "સત્યમ્" એ શબ્દનું સ્વારસ્ય જળવાય છે, એ શ્રુતિનો અભિપ્રાય સમજાવવા

માટે "तदनन्यत्वमारंभणशब्दादिभ्यः" એ સૂત્ર વ્યાસજીયે યોજેલું છે; હવે જો ભગવાન્ વેદવ્યાસનો જગત્‌ને મિથ્યા મનાવવા તરફ પોતાનો યત્ન હોત તો "तदनन्यत्वमारंभणशब्दादिभ्यः" એ સૂત્રમાં "तदनन्यत्व" ના બદલામાં "तन्मिथ्यात्वमारंभणशब्दादिभ्यः" એમ મૂકત અથવા "तद्व्यतिरेकेण तदभावः आरंभणशब्दादिभ्यः" (બ્રહ્મ વગર જગત્‌નો અભાવ છે કારણ કે "यथासोम्यैकेन" ઇત્યાદિક શ્રુતિઓમાં આરંભણ શબ્દ વાપર્યો છે એમ જણાવત; પરંતુ તેમ નથી મૂક્યું અને "मिथ्यात्व" નહિ લખતાં "अनन्यत्व" લખ્યું છે, તે ઉપરથી જગત્ બ્રહ્મથી જુદું નથી એવો જ એ શ્રુતિનો અર્થ વ્યાસજીએ દર્શાવ્યો છે, વલી આંહી એ બાબત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે જે શ્રુતિને આધારે વ્યાસભગવાને જગત્‌ને બ્રહ્મથી અનન્ય (જુદું નહિ) એમ કહેલ છે તેનો અર્થ કરતાં તેઓએ જગત્‌ને મિથ્યારૂપ માની રજ્જુમાં સર્પની માફક ભ્રાન્તિરૂપ સ્વીકાર્યું છે, તે અભિપ્રાય પ્રમાણે ઉપર દર્શાવેલી "यथासौम्यैकेनमृत्पिण्डेन" એ શ્રુતિ એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થવાના દૃષ્ટાન્તમાં આપેલી છે, તે જો સર્વ એક હોય તો જ માટીના જ્ઞાનથી જેમ ઘટશરાવાદિકનું પણ માટીપણું જાણવામાં આવે છે, તેમ એક બ્રહ્મના વિજ્ઞાનથી જગતના ઘટપટાદિક સર્વ પદાર્થોનું જ્ઞાન થાય એમ સમજાવવા માટે આપેલી છે, તેને બદલે જગતને ભ્રાન્તિકલ્પિત માનવામાં આવે તો બ્રહ્મ અને જગત્ બન્ને એકરૂપ નહિ હોવાથી બ્રહ્મના વિજ્ઞાનથી ભ્રાન્તિકલ્પિત જગતના ઘટપટાદિક પદાર્થોનું વિજ્ઞાન શી રીતે થઈ શકે? એ શ્રીમાન્ શંકરાચાર્યની ફિલસુફી મગજમાં ઉતરી શકે છે કે કેમ? એ વાચકવર્ગને તપાસવાનું છે. ત્યાર પછી આગળ ચાલતાં "तर्काप्रतिष्ठानादन्यथानुमेयमितिचेदेवमप्यविमोक्ष प्रसंगः" એ વ્યાસસૂત્ર આપીને શ્રીમાન્ શંકરાચાર્યના લેખની પદ્ધતિનો ખ્યાલ આપવા માટે તે સૂત્રના ભાષ્યને આધારે સાર આપ્યો છે, તેમાં મનુભગવાને વેદશાસ્ત્રથી વિરોધ ન આવે તેવા તર્કથી ધર્મ સંબન્ધી ઉપદેશનું

અનુસંધાન કરવાનું કહ્યું છે, તે પ્રમાણે નહિ કરતાં જ્યાં તર્કનો બાધ આવે છે ત્યાં વેદાદિશાસ્ત્રને પણ તેમના સિદ્ધાન્તમાં બાજુ પર મૂકવામાં આવે છે. વ્યાસભગવાન્ તથા મનુભગવાન્નો એવો અભિપ્રાય નથી કે વેદાદિશાસ્ત્રને બાજુપર મૂકી તર્કથી ધમ સમજવો, કિંતુ વેદાદિશાસ્ત્ર સાથે વિરોધ ન આવે તેવી રીતના તર્કથી ધર્મ સમજવો જોઇએ. કદાચિત્ આ સ્થલે એમ કહેવામાં આવે કે વેદાદિશાસ્ત્રમાં જે બાબત તર્કથી સમજવામાં યોગ્ય ન લાગે એવી બાબતમાં તર્કને પ્રધાનપદ આપી વેદાદિશાસ્ત્રના અભિપ્રાયને બાજુપર મૂકયા વગર ચાલેજ નહિ, તો તેના ખુલાસામાં જણાવવું જોઇએ કે જે બાબત વદાદિશાસ્ત્રમાં તર્કથી અનુભવમાં ન આવે એવી હોય તેવી બાબતમાં પરબ્રહ્મ પરમાત્માનું અનવગાહ્ય માહાત્મ્ય સમજી વિરોધ મટાડવો જોઇએ, પરંતુ તર્કથી તેનો અન્યથા અર્થ કરવો નહિ જોઇએ, જેમકે પુરૂષસૂક્તમાં "चंद्रमा मनसोजातः चक्षोः सूर्यो अजायत" એમ કહ્યું છે ત્યાં નિષેક વગર પ્રજા ઉત્પન્ન થાયજ નહિ એવો તર્ક ઉઠાવી એ સૃષ્ટિ થયેલજ નથી એવો અર્થ કરી માયાનો આશ્રય લેવો એ વેદાદિશાસ્ત્રથી વિરૂદ્ધ છે, વેદાદિકમાં તો મન વિગેરે સર્વ ઇન્દ્રિયો તથા દેહાદિકથી સૃષ્ટિ થવાનું સ્પષ્ટ ઉદ્ઘોષિત છે, તેને અન્યથા કરી તર્કનીજ પ્રધાનતા રાખવી એ વેદશાસ્ત્રથી અવિરોધી તર્ક કહેવાય નહિ, પણ વેદશાસ્ત્રથી વિરૂદ્ધ તર્ક કહેવાય, એવો તર્ક કરવા માટે વ્યાસભગવાને તથા મનુભગવાને સ્પષ્ટ મના કરી છે, અને એવાજ તર્કનો આશ્રય શાંકરસિદ્ધાન્તમાં મુખ્યત્વે કરીને લીધો છે. બ્રહ્મનું અને બ્રહ્મના ધર્મોનું જ્ઞાન મેળવવામાં વેદાદિશાસ્ત્રોનોજ આધાર લેવો જોઇએ. તર્કનો આધાર તેમાં ઉપયોગી નથી. કારણ કે "तंत्वौपनिषदं पुरुषं पृच्छामि" એ શ્રુતિથી કેવલ ઉપનિષદ્વેદ્યજ બ્રહ્મસ્વરૂપ છે, અને વેદની પ્રમાણતા સર્વવાદીઓએ મુખ્યત્વે સ્વીકારેલી છે, તે પ્રમાણપણું ત્યારેજ સિદ્ધ થાય કે જ્યારે બીજા પ્રમાણનો આશ્રય લેવો પડે

નહિ. જે પ્રમાણથી જે વસ્તુ સિદ્ધ થાય તે વસ્તુની બીજાં પ્ર-
માણોથી સિદ્ધ થાયજ નહિ ત્યારેજ તે વસ્તુને સિદ્ધ કરનાર
પ્રમાણ ખરૂં ગણાય, કારણ કે પ્રમાણનું લક્ષણ अनधिगतार्थगन्तृत्व
રૂપ છે, એટલે બીજા કોઈ પણ પ્રમાણથી જે વસ્તુનું જ્ઞાન થઈ
શકે નહિ, તે વસ્તુનું જ્ઞાન કરી આપનાર પ્રમાણ કહી શકાય,
તેથી બ્રહ્મનું સ્વરૂપ તથા બ્રહ્મના ધર્મો કેવલ વેદાદિશાસ્ત્રોથીજ
સમજી શકાય તેવા છે, તેમાં તર્ક કરી પ્રત્યક્ષ થતા અનુભવોની
રીતે બ્રહ્મનું કે બ્રહ્મના ધર્મોનું જ્ઞાન થતું હોય તો પછી વેદાદિ
શાસ્ત્રોનું શબ્દપ્રમાણપણું સિદ્ધ રહે નહિ. હવે દશ જણા નદી
ઓળંગીને ગયા તે માંહેનો કોઈ એક જણ પોતાની સાથેના
મિત્રોને ગણવા લાગ્યો, ગણતાં ગણતાં દશને બદલે નવ થયા
ત્યારે તેણે વિચાર્યું કે આપણે જે નદી ઓળંગીને આવ્યા તેમાં
એક ગુમ થયો, એમ સાંભળી સઘળાઓ પોતપોતાના શિવાય
ગણવા લાગ્યા ત્યારે વિચાર કરતાં નવ થવાથી રડવા લાગ્યા,
ત્યારે તેઓને રડતા જોઈ બીજા કોઈ તટસ્થે કહ્યું કે તમો શા
માટે રડોછો, ત્યારે તેમણે જણાવ્યું કે અમારા માંહેનો કોઈ
એક નદી ઓળંગી આવતાં ગુમ થયો જણાય છે. ત્યારે તટસ્થે
પોતે બરાબર ગણીને ગણનાર દશમાને કહ્યું કે આ નવ રહ્યા
અને તું દશમો છે. એવા તટસ્થના શબ્દથી પોતાને દશમો ગણી
પોતે ગભરાતો બંધ પડયો. એટલે આ કહેવાની મતલબ એવી
છે કે પોતાને દશમો માનવામાં પેલા તટસ્થનો "તું પોતે દશમો
છે" એ શબ્દ પ્રમાણથી પોતાને દશમો માન્યો, પણ એ શબ્દ-
પ્રમાણ પણ દશમા માણસના પ્રત્યક્ષ શરીરને આભારી છે, કા-
રણ કે પોતાના શરીરને પ્રત્યક્ષ દેખી દશમો ગણે છે ત્યારે તેને
ગભરાટ મટે છે અને દશમો માણસ નહિ હોત તો તે શબ્દપ્ર-
માણ કાંઈ કામ કરી શકત નહિ. હવે વખતે આપણે પ્રત્યક્ષ
પ્રમાણથી શબ્દપ્રમાણને ટેકો મળ્યો એમ માનીએ તો પછી શી
હરકત? તો તેનો જવાબ એટલોજ કે પ્રમાણોમાં સાંકર્ય આવી

જશે, એટલે શબ્દપ્રમાણ તથા પ્રત્યક્ષપ્રમાણ, એમ બે પ્રમાણથી એક જ્ઞાન થયું તો એકજ્ઞાનમાં બે પ્રમાણોનું સાંકર્ય આવ્યું.

લેખને ટુંકે રસ્તેથી વાળવામાં મહારાજ શ્રી વ્રજરત્નલાલજી મહારાજના લગ્નદિવસના વરઘોડાનું દૃષ્ટાન્ત આપ્યું છે તે પરથી એમ જણાય છે કે તે વરઘોડાની ધામધમ જોઈ તેમના અંતઃકરણમાં દ્વેષભાવ ઉત્પન્ન થયો હોય તેવું લાગે છે. પરંતુ એવી નકામી ઈર્ષ્યાને વિદ્વાન્ લોકો પસંદ કરતા નથી, વળી તેઓ શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તનું એકજ સૂત્ર મૂકી શકે છે કે "ब्रह्म सत्यंजगन्मिथ्याजीवो ब्रह्मैव नापरः" એટલે (બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે અને જીવ બ્રહ્મજ છે પણ બીજો નથી) એટલામાં શ્રી શંકરાચાર્યનો સિદ્ધાન્ત સમાઈ જાય છે, એમ જણાવ્યું છે તે જણાવતી વખતે તેમણે એટલું અવશ્ય વિચારવાનું હતું કે તેમના સિદ્ધાન્તમાં જગતને મિથ્યા સ્વીકાર્યું ત્યારે જીવ જગત્ની અંદર આવી ગયો કે કેમ ? અને જો જગત્ની અંદર આવી ગયો હોય તો જગત્નું મિથ્યાપણું સ્વીકારવાથી જીવનું પણ મિથ્યાપણું અર્થાત સ્વીકારાઈજ જશે તો પછી જીવનું બ્રહ્મપણું માનવાનો સિદ્ધાન્ત ખોટો પડશે. અને જગતથી જીવ જુદો છે અને બ્રહ્મરૂપ છે એમ માનવામાં આવશે તો બ્રહ્મ અને જીવ એ બન્ને પદાર્થો જુદા થવાથી દ્વૈતાપત્તિ થશે, અને જીવની સૃષ્ટિ સાધારણ જગતની ચાલુ સૃષ્ટિ કરતાં જુદી છે એમ માનવામાં આવે તો તે સિદ્ધ કરવાનો બોજો તેને માથે આવી પડશે, એ વિચાર સાયન્સની ઘણી જરૂર માનનાર ભાષણકર્તાના મનમાં આવ્યો નહિ એ સાયન્સનો તેમણે કેવો ઉપયોગ કર્યો તે સમજી શકાતું નથી.

બ્રહ્મની સત્યતા વિષે એકમત છે, જગત મિથ્યા જેવું છે એમ પણ ઘણાને લાગે છે, પણ જગત મિથ્યા છે એ સૂત્ર ઘણા વિદ્વાનોને ગભરાવી મૂકે છે. એમ જણાવે છે, પરંતુ જે વિદ્વાન્ હોય તેને તો બીલકુલ ગભરાટ થતો નથી. કારણ કે ખરા વિ-

દ્વાન તો જાણે છે કે પ્રસ્થાનત્રયીમાં જગત્ બ્રહ્મનું કાર્ય છે એમ સ્પષ્ટ સિદ્ધ કર્યું છે, તેથી જગત્ મિથ્યા નથી પણ અમારાં સગાં, અમારા મિત્રો, અમારી સ્ત્રી, અમારાં બાલકો, અમારા બગીચાઓ અને અમારા બંગલાઓ એમ સર્વમાં પોતાની મમતા બાંધેલી છે તેજ મિથ્યા છે, અને પોતાના દેહાદિકમાં જે અહંતા માનેલી છે તે મિથ્યા છે એમ અહંતામમતા મિથ્યા છે, એવી રીતે દલીલ સહિત જો કોઈ વિદ્વાન્ અજ્ઞ માણસને સમજાવે તો તે પણ સમજી શકે એવી તે બાબત છે, ત્યારે ડો. જોહનસન જેવા સુપ્રસિદ્ધ સાક્ષર કે બીજા કોઈ કવિ તો તે વાતને સહેલાઇથીજ સમજી શકે તેમ છે. પણ જગત્‌ને મિથ્યા કહેવાની પ્રસ્થાનત્રયથી વિરૂદ્ધ બાબત તો વિચારશીલ કોઈ પણ વિદ્વાન્‌ના મગજમાં ઉતરી શકશેજ નહિ, તે વિષે ખંડનખંડખાદ્યકાર જણાવે છે કે.

आशामोदक तृप्ता ये ये चोपार्जितमोदकाः
रसवीर्य विपाकादि तुल्यं तेषां प्रसज्यते ॥

અર્થ---(જે લોકો મનમાં લાડુની આશા રાખીને તૃપ્ત થાય છે અને જે લોકો મોદકને ખાઈ તૃપ્ત થાય છે તે બન્નેને રસ[1] વીર્ય[2] અને [3]વિપાકાદિક તુલ્ય થવાનો પ્રસંગ આવશે. જો કે આ શ્લોક ખંડનખંડખાદ્યકારે પૂર્વપક્ષમાં આપીને ઉત્તરમાં સિદ્ધ કરેલ મોદકને અવિદ્યાકલ્પિત ઠરાવી રસ, વીર્ય અને વિપાકાદિકને પણ અવિદ્યાકલ્પિત ઠરાવી બન્નેને તુલ્યપણાનો પ્રસંગ સિદ્ધ કર્યો છે, પરંતુ તે ફિલસુફીથી વિચાર કરતાં બન્નેનું તુલ્યપણું યોગ્ય લાગતું નથી. માટે એવો ખોટો વિચાર કોઈ

---

૧ અન્ન ખાધા પછી તેનો જે રસ નાડી ઉપર તથા શરીરમાં જાય છે તે.

૨ શીત, ઉષ્ણ તથા શીતોષ્ણ પરાક્રમ કરે છે તે.

૩ મધુર, અમ્લ અને કટુ વિગેરે અન્ન પાક્યા પછી છેવટે જે થાય છે તે.

વિચારશીલના મગજમાં ઉતરી શકે એમ નથી, પરંતુ આ ભાષણકર્તાના મગજમાં બાર્કલિ જેવા યુરોપના વિદ્વાન્‌ના વિચારોજ ભરાઈ ગયેલા હોવાથી આર્યભૂમિના વિદ્વાનોના વિચારો તેમના મગજમાં ન આવ્યા હોય તો એ કાંઈ નવાઈ નથી. વળી આગળ ચાલતાં ભાષણકર્તા જણાવે છે કે જગત્ અને બ્રહ્મ બન્ને એકજ છે, જે ભેદ દેખાય છે, તે કેવલ મિથ્યા છે, રજ્જુના ઉપર સર્પનો જેવી રીતે અધ્યારોપ થાય છે, શુક્તિના ઉપર રજતનો જેવી રીતે અધ્યારોપ થાય છે તેવી રીતે બ્રહ્મના ઉપર વિષય અને તેના ધર્મોના અધ્યારોપ થાય છે.”

આના જવાબમાં જણાવવાનું કે રજ્જુમાં સર્પનો તથા શુક્તિમાં રજતનો જેમ અધ્યારોપ થાય છે, તેની માફકજ બ્રહ્મમાં જગત્‌નો અધ્યારોપ માનવામાં આવે છે, આ તેઓએ સ્વીકારેલો અધ્યારોપ પક્ષ કોઇ પ્રકારે ટકી શકે એમ નથી; એમ અમો યુક્તિબંધ અવિશ્રાન્ત દલીલોથી રા. રા. અતિસુખશંકર કમલાશંકરના વ્યાખ્યાનનું અવલોકન કરતી વખતે સાબીત કરી ગયા છીએ, એટલે આંહી ફરી તે વિષે બોલવાનું દુરસ્ત ધારતા નથી, પણ એટલું તો જણાવીએ છીએ કે જગત્ અને બ્રહ્મની એકતા સિદ્ધ કરવા માટે રજ્જુ સર્પના તથા શુક્તિ રજતના જે દાખલાઓ આપવામાં આવ્યા છે, તે દાખલાઓ બ્રહ્મ અને જગતની એકતા સાબીત કરવા માટે શક્તિ ધરાવતા નથી, કારણ કે જ્યારે સર્પ અથવા તો રજત એવા નામની કોઈ પણ સત્ય વસ્તુ નજ હોય ત્યારેજ રજ્જુનો સર્પ સાથે તથા શુક્તિનો રજત સાથે અમુક સંયોગમાં પણ અભેદ સ્વીકારી શકાય, પણ સત્ય સર્પ અથવા તો સત્ય રજત જ્યારે આપણે પ્રત્યક્ષ રીતે જુદા જોઈ શકીએ છીએ તો પછી રજ્જુ સર્પ તથા શુક્તિ રજતનો અભેદ શી રીતે સ્વીકારી શકીએ? એટલે આવાં ભેદ જણાવનારાં અપૂર્ણ દૃષ્ટાંતો જગત્ અને બ્રહ્મની એકતા સાબીત કરવા માટે કેમ શક્તિમાન થાય? ઉલટા તેજ દાખલાઓ બીજા સત્ય જગતનાં

મનાવવા તરફ ઢળતા રહી સામા પક્ષે સ્વીકારેલી અદ્વૈતતાનો ભંગ કરી-દ્વૈતતા લાવી મૂકે છે." આગળ ચાલતાં તેઓ જણાવે છે કે, એ અધ્યારોપ માયાને લીધે છે. માયા એ પરમેશ્વરને આશ્રયે રહેનારી શક્તિ છે. તેનું સ્વરૂપ અનીર્વચનીય છે, વિદ્યા વડે એ માયાનું-એ અવિદ્યાનું અનિર્વચનીય સ્વરૂપ જાણવાનો પ્રયત્ન કરવો એ દીવો લઇને અંધારૂં ખોળવા નીકળી પડવા જેવું મૂર્ખાઇ ભરેલું છે. એ માયાને આપણે "સત્" પણ કહી શકીએ નહિ, તેમ "અસત્" પણ કહી શકીએ નહિ, બ્રહ્મ શિવાય સર્વ અસત્ય હોવાથી તેને આપણે સત્ કહી શકીએ નહિ, જગત્ રૂપી મિથ્યા વસ્તુનો આભાસ તેને લીધે થતો હોવાથી તેને આપણે અસત્ પણ કહી શકીએ નહિ, એ અનિર્વચનીય તત્ત્વના યોગે કરીને બ્રહ્મથી આ જગતરૂપી માયાવી રચનાનો ઉદ્ભવ થયો છે."

તેના જવાબમાં જણાવવાનું કે ભાષણ કર્તા "માયાને પરમેશ્વરની શક્તિ માને છે," એ તેની માનનીયતા બરાબર નથી કારણ કે ભાષણ કર્તાને જો પરમેશ્વર શબ્દથી તેનો અર્થ પરબ્રહ્મ અભિપ્રેત હોય તો તે સંભવતો નથી કારણ કે "શુદ્ધ પરબ્રહ્મની શક્તિ માયા છે" એમ માનવાથી બ્રહ્મને સધર્મકપણું આવી જાય છે અને તેવું માયાજન્ય સધર્મકપણુ માનવાથી "પરબ્રહ્મ નિર્ધર્મક છે" એવા તેમના સિદ્ધાન્તનો વ્યાકોપ થશે, ત્યારે હવે ભાષણ કર્તા અગતિક ગતિથી એવા વિચારપર દોરાય કે માયા શક્તિ શુદ્ધબ્રહ્મની નહિ, પણ માયોપાધિક ઈશ્વરની છે તો તેમની એ માન્યતા પણ વ્યાજબી નથી કારણ કે તેમનો સિદ્ધાન્ત માયામાં પડેલાં બ્રહ્મના પ્રતિબિંબનેજ ઈશ્વર માનનારો છે તો જે માયા અમુક સંયોગમાં ઈશ્વરને જન્મ આપનારી છે તો તેજ માયા પરમેશ્વરને આશ્રયે રહેનારી શક્તિ છે એમ જણાવ્યું છે, તે માયા પરમેશ્વરની શક્તિ છે એમ સિદ્ધ થાય ત્યારેજ તેને આશ્રયે રહેનારી છે એમ સ્વીકારી શકાય. એટલે માયા એ

"પરબ્રહ્મની કે માયોપાધિક ઈશ્વરની શક્તિ છો" એ બન્ને વિકલ્પ માંહેના એક પણ વિકલ્પને માયાને પરમેશ્વરની શક્તિ માનવાનો તેમનો સિદ્ધાન્ત સહન કરી શકતો નથી.

વળી માયાના સ્વરૂપની અનિર્વચનીયતા જણાવે છે, તો તેના જવાબમાં જણાવવાનું કે તેમના સિદ્ધાન્તમાં છેવટે માયાના સ્વરૂપને સદસદ્ વિલક્ષણ ઠરાવીને તેણીની અનિર્વચનીયતા જણાવી છે, ત્યારે હવે તેમના સિદ્ધાન્તે ઘણા ઉહાપોહ કરીને સાબીત કરવામાં આવેલી માયાની સદસદ્ વિલક્ષણતાની તપાસ લઈએ, આપણે આપણી ભારે અક્કલથી નહિ પણ સાદી અક્કલથી પણ જરા વિચાર કરીએ તો આપણને સહજમાં માલમ પડશે કે જે વસ્તુ સત્ ન હોય તે અસત્ હોય અને અસત્ ન હોય તે સત્ હોય; છતાં પણ સામાના સિદ્ધાન્તે માયાને ન્યાય પ્રાપ્ત સત્ અથવા તો અસત્ નહિ માનતાં તેમની સદસદ્ વિલક્ષણતા સ્વીકારી છે, એ એક અજાયબીની વાત છે. હવે આ સ્થલે પ્રસંગોપાત એવો સ્વાલ ઉભો થાય છે કે તેમનો સિદ્ધાન્ત માયાને જન્યા કે અજન્યા માને છે? જો તેમનો સિદ્ધાન્ત પહેલા પક્ષ તરફ પોતાનો આંગળી કરે તો તે પક્ષ સંભવતો નથી કારણ કે જો માયાને ઉત્પન્ન થયેલી માનવામાં આવે તો આપણને માનવું પડશેજ કે આખી સૃષ્ટિ માયાએ કરેલી હોવાથી માયાને તો ઉત્પન્ન કરનાર (બીજો નહિ હોવાથી) બ્રહ્મ શિવાય હોયજ નહિ તો તેમાં દુર્નિવાર કર્તૃત્વ દોષ આવી જશે કે જે કર્તૃત્વ તેમના સિદ્ધાન્તનું અંતઃકરણ વાંચતાં જણાય છે કે તેમને ઇષ્ટ નથી. હવે તેમનો સિદ્ધાન્ત માયા "અજન્યા" છે એવા બીજા પક્ષ તરફ પોતાની પસંદગી ઉતારે તો તે પણ સંભવતી નથી કારણ કે માયાને અજન્યા (નહિ ઉત્પન્ન થયેલી) માનવાથી એક માયા અને બીજો બ્રહ્મ પદાર્થ એમ બન્ને પદાર્થો સ્વીકારાઇ જતાં દ્વૈતાપત્તિ થશે, કે જે દ્વૈતાપત્તિની છાયામાં આવવાને પણ તેમનો સિદ્ધાન્ત ખુશી બતાવતો નથી. હવે વખતે

સામો પક્ષ એમ કહેશે કે માયા જો કે અનાદિ છે તોપણ છે-વટે તેને સાંત માનેલી હોવાથી અદ્વૈતનું સંપૂર્ણ રક્ષણ થાય છે, તો આ તેમની દલીલ ક્ષોદક્ષમ નથી કારણ કે જે વસ્તુ અના-દિ હોય તે વસ્તુ સાંત હોય નહિ, જેમકે બ્રહ્મ અનાદિ છે તો તે સાંત નથી.

હવે પ્રાગભાવ જેમ અનાદિ તથા સાન્ત છે; તેમ માયા પણ અનાદિ તથા સાન્ત છે, એવી રીતે પ્રાગભાવનો દાખલો આપી માયાને અનાદિ તથા સાન્ત માનવા તેઓ ઇચ્છતા હોય તો તે પણ ઉપયોગી નથી, કારણ કે પ્રાગભાવ એ અભાવ પદાર્થ નો ભેદ છે, અને માયાને તેઓ ભાવ પદાર્થ માને છે, તેથી ભાવ પદાર્થની વ્યવસ્થામાં ભાવ પદાર્થનોજ દાખલો જોઇએ, પ-ણ અભાવ પદાર્થનો દાખલો ઉપયોગી નથી. તેથી તેમના સિદ્ધા-ન્ત પ્રમાણે માયા કોઇ પ્રકારે પણ સિદ્ધ થઇ શકતી નથી. અ-ને માયાને સિદ્ધ કરવા જશે તો બલાત્કારથી દ્વૈતાપત્તિ આવી જશે.

વલી આગળ ચાલતાં ભાષણ કર્તા જણાવે છે કે "એ અ-નિર્વચનીય તત્ત્વના યોગે કરીને બ્રહ્મથી આ જગતરૂપી માયાવી રચનાનો ઉદ્‌ભવ થયો છે" તેના જવાબમાં જણાવવાનું કે અ-નિર્વચનીય તત્ત્વનો યોગ પ્રથમ કોઇ પણ વસ્તુ નહિ હોવાથી શુદ્ધ બ્રહ્મને થયો એમ માનવુંજ જોઇએ, તો તે શરૂઆતથી કે પાછળથી? જો, પહેલો પક્ષ સ્વીકારવામાં આવે તો શુદ્ધ બ્રહ્મને તો કોઇનો પણ સંસર્ગ સંભવતો નથી. અને બીજો પક્ષ સ્વીકારવા માં આવે તો તે સંસર્ગના અનાદિપણાનો ભંગ થશે. માટે શુદ્ધ બ્રહ્મને તો કોઇ પ્રકારે પણ સંસર્ગ બંધ બેસતો આવતો નથી.

તેઓ આગળ ચાલતાં જણાવે છે કે "જીવોની ભિન્નતા તે પણ અંતઃકરણ આદિ ઉપાધિઓને લીધે છે" તેના જવાબ-માં જણાવવાનું કે અંતઃકરણ એ ઉપાધિ કોની? શુદ્ધ બ્રહ્મની કે જીવની? પહેલો પક્ષ સ્વીકારવામાં આવે તો તે સંભવતો

નથી કારણ કે બ્રહ્મ પોતે સ્વાભાવિક રીતે શુદ્ધ હોઇને તેને કોઇ ઉપાધિ માનવી એ તો ભુલ ભરેલું છે. અને બીજો પક્ષ સ્વીકારવામાં આવે તો તે પણ સંભવતો નથી કારણ કે જીવોની ભિન્નતા તે પણ અંતઃકરણ આદિ ઉપાધિઓને લીધે છે, એમ તેઓ જ્યારે જણાવે છે, ત્યારે અંતઃકરણ આદિ ઉપાધિ કારણરૂપ થઈ, અને જીવોની ભિન્નતા કાર્યરૂપ થઈ, તો કાર્યની પહેલાં કારણ હોવુંજ જોઇએ, એટલે જ્યારે જીવોની ભિન્નતારૂપ કાર્ય થયા પહેલાં ઉપાધિઓ વિદ્યમાન હતી, એમ સ્વીકારાય ત્યારેજ તે ઉપાધિઓથી ભિન્નતા થઈ એમ સ્વીકારી શકાય, માટે જીવની ભિન્નતા થયા પહેલાં અંતઃકરણ આદિ ઉપાધિઓ સ્વીકારવામાં આવે ત્યારે તે જીવની ઉપાધિ શી રીતે કહી શકાય ?

હવે આ સ્થલે એક એવો સવાલ ઉભો થાય છે કે વાદીઓનો સિદ્ધાન્ત જીવની અવિદ્યા મટવાથી તેમનો મોક્ષ થાય એમ માને છે, જીવનો એવા પ્રકારનો માનેલો મોક્ષ જોઈ અમોને લાંબો વખત તો નહિ પણ થોડો વખત ઈશ્વરની સ્થિતિ તરફ નજર નાખતાં આનંદ થાય છે, કારણ કે અમો તેમના સિદ્ધાન્તનું બારીકીથી અવલોકન કરતાં જોઈ શકયા છીએ કે તેમના સિદ્ધાન્ત પ્રમાણે ઈશ્વરની સ્થિતિ જીવની સ્થિતિ કરતાં પણ બહુજ દયાપાત્ર અને કફોડી છે, તો હવે તે સંબન્ધી દિગ્દર્શન કરાવીએ છીએ, આપ વાચકવર્ગ જોઈ શકશો કે અવિદ્યાનું આવરણ મટી જ્યારે જીવને "अहंब्रह्मास्मि" એવું જ્ઞાન થાય ત્યારે તે મોક્ષના સુખનો અનુભવ કરી શકે છે, પણ જાણીને અમોને ખેદ થાય છે કે જીવની માફક કહેવાતો મોક્ષ પણ ઈશ્વરને માટે લખ્યો નથી, હવે વખતે સામો પક્ષ એમ કહેશે કે ઈશ્વર તો મુક્તજ છે, માટે તેને મુક્ત થવાનું શું રહ્યું ? તો તટસ્થને સહેજ જાણવાની એવી ઇચ્છા થાય કે તેઓ ઈશ્વરને માયોપાધિક માને છે, અને જે માયોપાધિક હોય તે તો મુક્ત હોઈ શકે નહિ, તો તે પોતજ માયોપાધિક હોઇને પણ મુક્ત થવાની

જીવની માફક હડહડતી આતુરતા ધરાવે એ માનવા યોગ્ય છે, તો તેની મુક્ત થવાની હડહડતી આતુરતાને તૃપ્ત કરવા માટે સામાના કોઇ પણ શાસ્ત્રે દિલસોજી ધરાવી છે? નહિ જ. સામા પક્ષના કોઈ પણ શાસ્ત્રે ઈશ્વર બીચારો માયોપાધિક હોવા છતાં પણ તેના તરફ મોક્ષનો રસ્તો બતાવી ઉદાર મમતા તો નહિ પણ જરા સંકુચિત પણ મમતા બતાવી હોય એમ જણાતું નથી. એટલે ઈશ્વરની સ્થિતિ તો ત્રિશંકુની માફક અધવચ જ ટકતી રહી. અમોને ભારે ખેદ થાય છે કે અમુક જીજ સિદ્ધાન્ત શિવાય સઘળા સિદ્ધાન્તો ઈશ્વરને સર્વોપાસ્ય, સર્વજ્ઞ, નિત્યમુક્ત, નિત્ય શુદ્ધબુદ્ધ અને માયાના ગંધથી પણ રહિત માને છે, તો તે ઈશ્વરનેજ સામાના શાસ્ત્રે માયોપાધિક માનેલ છે, તેથીજ તેઓના સિદ્ધાન્ત પ્રમાણે ઈશ્વરને કોઇ પ્રકારે પણ મુક્ત થયેલો નહિ જોઈને ભારે ખેદ થાય છે, અમુક્ત ઈશ્વર તથા અમુક્ત જીવો અને બ્રહ્મ એતો સર્વદા રહ્યાં, જ્યારે પૂર્વકાલમાં છ પદાર્થ અનાદિ હતા, અને ઉત્તરકાળમાં અમુક્ત ઈશ્વર, અમુક્ત જીવો અને શુદ્ધ બ્રહ્મ એમ ત્રણે પદાર્થો રહ્યા, એટલે તેમના સિદ્ધાન્ત પ્રમાણે અદ્વૈત કયા કાળમાં થયું? એ વાચક વર્ગે જાણવું જોઇએ, ખરો વિચાર કરતાં તો તેમના સિદ્ધાન્ત પ્રમાણે અદ્વૈત સિદ્ધ થતુંજ નથી.

પછી તેઓ આગળ ચાલતાં જણાવે છે કે "જીવ અને શિવનો કાંઇપણ ભેદ નથી." તે વિશે લખવાનું કે જીવ અને શિવનો ભેદ નથી તે શિવ શુદ્ધ બ્રહ્મજ તેઓના અભિપ્રાયમાં છે કે માયિક ઈશ્વર તેઓ કહે છે તે અભિપ્રેત છે? જો શુદ્ધ બ્રહ્મજ અભિપ્રેત હોય તો પછી તેનો ભેદ શીરીતે થયો? શુદ્ધ બ્રહ્મનો ભેદ કરવાને કોઈ પણ સમર્થ નથી. છતાં ભિન્ન થઇને માયાકલ્પિત—ભ્રાન્તિરૂપ જગતમાં તે જીવો શીરીતે ભ્રાન્તિના વિષયરૂપ થયા? તે તેને કોણે કર્યા? તેમ તેઓના સિદ્ધાંતમાં શિવ તથા વિષ્ણુને માયિક માનવામાં આવે છે તેથી જો માયિક

શિવની સાથે અભેદ અભિપ્રેત હોય તો જીવ પણ માયિક થયો. ત્યારે જીવ અસંગ અધિકારી અને નિત્ય છે. એમ શ્રુતિ તથા શ્રીગીતાજીમા કહેલું છે તેને બાધ આવશે. એટલુંજ નહિ પણ જીવે જ્ઞાન પ્રાપ્ત કરી અવિદ્યાની નિવૃત્તિ કરી. તોપણ પાછું માયિક થવું પડ્યું, એતો ઘર સળગેલું જોઇ ભય પામી વનમાં ગયો ત્યાં દાવાનળમા સપડાયો. એ દશા તેઓના સિદ્ધાન્ત પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરેલા જીવોની થાય; માટે બન્ને પક્ષથી જીવ તથા શિવનો અભેદ તેઓના સિદ્ધાન્ત પ્રમાણે થઈ શકતો નથી. વળી ભાષણકર્ત્તા જણાવે છે કે " જીવ એ પરમાત્માનો અંશ નહિ પણ પરમાત્મા પોતેજ છે. तत्त्वमसि એ જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ થતાં અવિદ્યાનો અન્ધકાર ખસી જાય છે. અને सच्चिदानंद स्वरूप શ્રીપરમાત્માની સાથે જીવાત્માને तदात्म्यनो અનુભવ થાય છે " તેના જવાબમાં લખવાનું કે શ્રીકૃષ્ણ—પરમાત્માએ શ્રીગીતાજીના પંદરમાં અધ્યાયમાં અર્જુનને આજ્ઞા કરી છે કેઃ—

ममैवांशो जीवलोके जीवभूत सनातनः ॥

અર્થ—જીવલોકમાં જીવ થયેલો સનાતન મહારાજ અંશ છે. એવી રીતે एव કારથી પોતાનો અંશજ જીવને કહ્યો છે. તે છતાં તે જીવ અંશ નહિ એમ કહે છે, એ ગીતાજીથી સ્પષ્ટ વિરૂદ્ધ છે, અને જો પોતાના સિદ્ધાન્તોમાં માનેલી ઘણી બાબતો જ્યારે વેદથી વિરૂદ્ધ છે, ત્યારે "गजायन्नगणयन्ते मशकानान्तु का कथा " એ ન્યાયથી ગીતાજીને મશક તુલ્ય ગણી તેની સામે દ્દષ્ટિ ન કરતા હોય તો જેમ તેમની ઇચ્છા, પણ વાચકવર્ગ જોઇ શકશે કે ત્યારે પાશ્ચાત્ય વિદ્વાનો પણ ગીતાજીના ઉંચા વિચાર તરફ લલચાઇને સંપૂર્ણ માનદૃષ્ટિથી જોવા લાગ્યા છે ત્યારે શાંકર સિદ્ધાન્તાનુયાયી લોકો ગીતાજીમાં બતાવેલ જીવના અંશ સ્વરૂપનો સાફ નિષેધ કરે છે, એ તેમનો સિદ્ધાન્ત વિચિત્રપરમાણુથી બંધાયેલો છે એમ સિદ્ધ કરે છે, વળી જીવં

પરમાત્મા પોતેજ છે, ત્યારે તેઓને મુક્ત થવાના સાધનો કરવાની જરૂર શી ? પરમાત્મા પોતે પણ મોક્ષના સાધનો કરતા નથી તો જીવે પણ મોક્ષના સાધનો નહિ કરવા જોઈએ. વળી "तत्त्वमसि" એ જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ થવાનું જણાવ્યું છે તો તે વિષે જણાવવાનું કે "तत्त्वमसि" એ શબ્દોપદેશ છે, તો શબ્દ પ્રમાણથી પ્રત્યક્ષ અનુભવ થાય તો શબ્દની પ્રમાણતા જતી રહે અને પ્રમાણનું સાંકર્ય થાય. તે બાબત આગળ બતાવી ગયા છીએ પરંતુ તેમાં એક એવો પ્રશ્ન ઉઠે છે કે तत् શબ્દથી તે સર્વજ્ઞત્વાદિગુણ વિશિષ્ટ ઈશ્વરને માને છે, અને त्वम् શબ્દથી અલ્પજ્ઞત્વાદિગુણ વિશિષ્ટ જીવને માને છે, ત્યારે અલ્પજ્ઞત્વાદિગુણ વિશિષ્ટ જીવને એવો ઉપદેશ કરવામાં આવે કે તું સર્વજ્ઞત્વાદિગુણ વિશિષ્ટ (માયિક) ઈશ્વર છો, તો તેને ઈશ્વર સાથે પોતાનો અભેદ સમજવામાં આવે કે શુદ્ધ બ્રહ્મની સાથે ? જેનો ઉપદેશ કર્યો હોય તેની સાથેજ અભેદ માનવામાં આવે નહિ કે જેનો ઉપદેશ સાંભળવામાં પણ ન આવ્યો હોય તેની સાથે અભેદ માનવામાં આવે. તેમ "तत्त्वमसि" એટલીજ શ્રુતિનો જ કાંઈ નવવાર ઉપદેશ કર્યો નથી, પરંતુ ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो ! (હે શ્વેતકેતો આ દેખાય છે તે સઘળું જગત્ બ્રહ્માત્મક છે, તે સત્ય છે કેમકે તે આત્મા છે તે તું છો ) એ પ્રમાણે સમગ્ર શ્રુતિમાં જડ જીવાત્મક સમગ્ર જગત્ બ્રહ્મરૂપ છે, એવો ઉપદેશ પોતાના પુત્ર શ્વેતકેતુને ઉદ્દાલકે નવવાર કર્યો છે, તેમાંથી કેવલ જીવનેજ કલ્પોડી રીતે અર્થ કરી માયિક ઈશ્વરરૂપ ઠરી જાય એવો અભિપ્રાય બતાવવો એ કેટલું વિરૂદ્ધ છે ? એ વાચકવર્ગ સમજી લેશે, વલી તેઓ જણાવે છે કે "મોક્ષ કાંઈ મેળવવાનો નથી, પણ હું મુક્ત છું એ સત્યનો સાક્ષાત્કાર થતાં સઘળાં માયાના બંધનો એની મેળેજ નાશ પામે છે" તેના જવાબમાં જણાવવાનું કે કોઈ રાજા "હું મુક્ત છું" એમ પોતે સમજીને તે ઉપદેશ પોતાની પ્ર-

જામાં ઢંઢેરા મારફત ફેરવી સઘળી પ્રજા પાસે "હું મુક્ત છું હું મુક્ત છું" એવો સ્વાધ્યાય કરાવીને તેમને પણ પોતાની સાથે મોક્ષના સુખનો અનુભવ કરાવે તો શ્રી રામચંદ્રજીએ પોતાની અયોધ્યાવાસી સઘળી પ્રજાને મુક્ત કરી હતી તેથી તેમની કીર્ત્તિ ફેલાઇ રહી છે, તેવી કીર્તિ પ્રાપ્ત કરે. પરન્તુ શ્રીમાન્ આદ્યશંકરાચાર્યને સુધન્વા જેવા રાજા સ્વાધીન હતા છતાં એવા (ભાષણકર્તા જેવા) વિદ્વાન કોઇ પણ તેઓને સલાહ આપનાર કે સલાહ આપી શ્રીમાન્ શંકરાચાર્ય પોતે તે રાજાને તેવો ઉપદેશ કરાવનાર નહિ હોય તેથી તેવી કીર્તી મેળવવાનું કાર્ય બની શકતું નહિ હોય એમ અનુમાન થાય છે. વળી ભાષણકર્તા જણાવે છે કે "એ સાક્ષાત્કાર થવા માટે (૧) નિત્યાનિત્ય વસ્તુ વિવેક, (૨) ઈહામુત્રફલ ભોગ વિરાગ, (૩) શમદમાદિ સાધનસંપતિ અને (૪) મુમુક્ષુત્વ એટલાં સાધનોની જરૂર રહે છે" એ તેમની માન્યતામાં પ્રશ્ન એ ઉઠે છે કે જ્યારે તેમણે બતાવેલાં સાધનો કરે ત્યારેજ વેદાન્ત શ્રવણનો અધિકારી થાય અને વેદાન્ત શ્રવણ કરે ત્યારેજ સાધનોના સ્વરૂપો જાણી સાધનો કરે, એવી રીતે અન્યોન્યાશ્રય દોષ આવે છે તેથી **ब्रह्मजिज्ञासा** એ પ્રતિજ્ઞા સૂત્રના ભાષ્યમાં **अथ** શબ્દનો અર્થ સાધન સંપત્તિ સિદ્ધ થયા પછી વેદાન્ત શ્રવણનો અધિકારી થાય એવો દર્શાવ્યો છે તે સંભવતોજ નથી તેમ તેવી સાધન સંપત્તિ આજના સમયમાં કોઇનામાં પણ જોવામાં આવતી નથી, તેથી તેમના સિદ્ધાન્તની માન્યતા પ્રમાણે તેમણે જે વેદાન્ત માનેલું છે, તેના અધિકારી હાલ નથી, તે છતાં તેવા અનધિકારીઓ અમે વેદાન્તનું સ્વરૂપ જાણીએ છીએ એવું માનતા હોય તો તેઓના સિદ્ધાન્ત પ્રમાણે તેમનીજ ભૂલ છે.

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે જેમાં સગુણ બ્રહ્મની ઉપાસનાનું વિધાન છે તે "**अपरा विद्या**" કહેવાય છે. **पराविद्या** અથવા નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કારથી તરત મોક્ષ મળે છે **अपराविद्या** અથવા સગુણ બ્રહ્મની ઉપાસનાથી બ્રહ્મ લોકની પ્રાપ્તી

થાય છે. અને ત્યાર પછી નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન થતાં મોક્ષ મળે છે," તેના જવાબમાં જણાવવાનું કે અપરા અને પરા શબ્દ વૈદાહિક અને ઉપનીષદોને કહેનારા છે અને તે એક બીજાને ઉપકારિણી છે પણ ભાષણ કર્ત્તા અપરા અને પરાનો જે અર્થ ધારે છે તે પ્રમાણે અર્થ થઇ શકતો નથી, વલી સાક્ષાત્ બ્રહ્મમાં પણ સગુણ અને નિર્ગુણ એવી બે પ્રકારની કલ્પના કરીને હાલના સુધરેલા શબ્દોમાં જુનીઅર બ્રહ્મ સીનીઅર બ્રહ્મ એ પ્રમાણે બે બ્રહ્મનો તેમનો લેખ ઇસારો કરે છે, અમોને જાણીને અજાયબી થાય છે કે આવી બ્રહ્મ માટેની સગુણ નિર્ગુણની કલ્પના શ્રૌત સિદ્ધાન્ત સ્વીકારતો નથી, એટલુંજ નહિ પણ બન્ને બ્રહ્મ સ્વીકારવામાં આવે તો દ્વૈતાપતિ થશે અને એવી દ્વૈતાપત્તિની ધાસ્તીથી જો નિર્ગુણ બ્રહ્મજ પોતે સગુણ થાય છે એમ માનવામાં આવે તો પણ એ સવાલ ઉભો થાય છે કે નિર્ગુણ બ્રહ્મને એવી કઇ આપત્તિ આવી કે જે આપત્તિને તાબે થઇને પોતે સગુણ બ્રહ્મપણું સ્વીકાર્યું? વખતે સામો પક્ષ એવો જવાબ આપે કે અમુક કામ કરવા માટે તેમણે પોતાનું સગુણપણું સ્વીકાર્યું, તો તેનો જવાબ એવો છે કે બ્રહ્મ પોતે સર્વ શક્તિમાન્ છે તો પોતાની શક્તિના જોરથીજ પોતાની નિર્ગુણ અવસ્થામાંજ પોતાનાં ધારેલાં કામો પાર મૂકી શકે એવા છે એટલે તેમને સગુણરૂપ લેવાની જરૂર સ્વીકારી શકાય તેમ નથી, વલી સગુણ નિર્ગુણ એ પ્રમાણે બે પ્રકારની કલ્પના બાહ્યશાસ્ત્ર પછી જન્મી છે નહિ કે અનાદિ કાલથી. સગુણ અને નિર્ગુણ બ્રહ્મ એવી કલ્પના પ્રસ્થાન ત્રયીમાંથી મલી શકતી હોય, છતાં કોઇ શાંકર સિદ્ધાન્તનુયાયી તેમાંથી તે વિષય કાઢી આપશે, તો તેને અમો મોટા માન સાથે વધાવી લેશું આ સગુણ અને નિર્ગુણની કલ્પના ફક્ત સાંખ્ય શાસ્ત્રમાં છે અને તે વાતનું વ્યાસ ભગવાને પ્રથમધ્યાયના ચતુર્થ પાદમાં અને સ્મૃતિ પાદમાં ખંડન કર્યું છે, માટે શ્રૌત સિદ્ધાન્તાનુયાયીઓને સગુણ અને નિર્ગુણ એવી કલ્પના નહિજ કરવી જોઈએ.

વળી ભાષણ કર્ત્તા એવી મતલબનું જણાવે છે કે આ અદ્વૈત સિદ્ધાન્તપર કેટલાક અજ્ઞાની લોકો એવો આક્ષેપ કરે છે કે જો સઘળું અસત્ય હોય તો તમારાં શાસ્ત્રો, તમારા આચાર્યો વિગેરે પણ સઘળાં ખોટાં ઠરે છે, અને તે સઘળાં ખોટાં ઠરવાથી તેઓએ આપેલો ઉપદેશ પણ ખોટો ગણાય" એમ જણાવીને તેના સમર્થન માટે એમ જણાવે છે કે સ્વપ્નમાં દીઠેલા શુભાશુભ જેમ અસત્ય છે છતાં તે અસત્ય પદાર્થથી જેમ સત્ય ફલ થાય છે તેમજ ગુરૂ શાસ્ત્રો અને આચાર્યો ખોટા હોવા છતાં તેઓનાથી મળતું શિક્ષણ સત્ય છે, તેના જવાબમાં જણાવવાનું કે "સ્વપ્નમાં જોયેલા પદાર્થોની માફક ગુરૂ, તેમના શાસ્ત્રો અને તેમણે કરેલા ઉપદેશો અસત્ય છે એમ ભાષણ કર્તા પોતે પણ જણાવે છે, ત્યારે હવે તે ઉપદેશથી પરમાર્થ સદ્રૂપ બ્રહ્મ ફલરૂપ થશે કે નહિ એ આપણે તપાસીએ. સ્વપ્ન પદાર્થ શું છે? અને તે જોવાથી શુભાશુભ ફલની કેમ પ્રાપ્તિ થાય છે? તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ. બહદારણ્યક ઉપનિષદ્માં આ લોક અને પરલોક એ બે સ્થાન છે અને ત્રીજું તેની સંધીરૂપ સ્વપ્નસ્થાન છે, તેમાં રહીને આ લોકના તથા પરલોકના વિષયોને તે દેખે છે, તેમાં અમુક અમુક વિષયો જોવાથી શુભ કે અશુભ ફલ થાય છે એમ વેદાદિ શાસ્ત્રોમાં કહેલું છે, તે પ્રમાણે અસત્ય શાસ્ત્રથી અસત્ય ગુરૂ અસત્ય બોધનો ઉપદેશ કરે તેમાંથી સત્યરૂપ બ્રહ્મ ફલરૂપ પ્રાપ્ત થાય એવું વેદાદિ શાસ્ત્રમાં ક્યાંય પણ કહેલું નથી. તેથી સ્વપ્નનો દાખલો ઉપયોગી નથી, અને તે સ્વપ્નનું જ્ઞાન થાય છે એ સર્વ સ્વપ્નોનું જ્ઞાન થાય છે એવો કાંઇ નિયમ નથી. ઘણા સ્વપ્નો ભૂલી પણ જવાય છે, એ અનુભવ સિદ્ધ છે એમ સ્વપ્નની માફક આ જગતને માનવાનું વ્યાસસૂત્રથી વિરૂદ્ધ છે એમ આગલ અમો દર્શાવી ગયા છીએ. માટે સ્વપ્નના દાખલાથી ઉપરના આક્ષેપને નિવૃત્ત કરવાનો ભાષણકર્તાનો જે ઈરાદો છે તે સિદ્ધ થતો નથી.

પણ વેદાદિ શાસ્ત્ર વિરૂદ્ધ તર્ક કરવાનો વ્યાસ ભગવાન્ તથા મનુ ભગવાનનો નિષેધ છે તે છતાં એવા વિરૂદ્ધ તર્કો કરવાનું સામાના મતમાંસાબીત થાય છે. ઇન્દ્રિઓ પ્રસુપ્ત છતાં સ્વપ્નમાં સર્વે ઇન્દ્રિયો નું કાર્ય જોવામાં આવે છે, તેનું વિવેચન કરીએ તો બહુ વિસ્તાર થાય માટે આંહી વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું નથી.

વલી ભાષણ કર્તા આગળ ચાલતાં જણાવે છે કે એ સત્ય જ્ઞાનના અધિકારી થયા વિના "अहंब्रह्मास्मि" એમ કહીને જેઓ પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે, અનન્યને છેતરે છે, અને કરણઘેલાના વેદાન્ત બ્રાહ્મણોની પેઠે પારકાની વસ્તુઓને પોતાની ગણવામાંજ જેઓ વેદાન્તના જ્ઞાનનો ઉપયોગ કરે છે, તેમને માટે શ્રીકૃષ્ણના ચરિત્રનું રહસ્ય ન સમજનાર પરસ્ત્રી વિલાસી પુરૂષોના અયોગ્ય આચરણ માટે શ્રીકૃષ્ણની ભક્તિનો ઉંચો ઉપદેશ આપનારા ભકતો જેટલા જવાબદાર છે, તેના કરતાં શ્રી શંકરાચાર્યના મતાનુયાયીઓ વધારે જવાબદાર નથી."

તેના જવાબમાં જણાવવાનું કે ભાષણકર્તાએ પોતાના શંકરમતાનુયાયી શ્રી શંકરાચાર્યો કરતાં શ્રી વલ્લભકુળમાં જન્મેલા અમારા આચાર્યશ્રી મહારાજોને વધારે જવાબદાર ગણ્યા છે તો હવે તેની આપણે તપાસ લઇએ, આપણે વિચાર કરવો જોઇએ કે શ્રીમાન્ આદિ શંકરાચાર્યે રાજા મહારાજોને છાજતી નહિ પણ એક સાધારણ સાદી જીંદગી ભોગવીનેજ પોતાનું આચાર્યપણું શોભાવ્યું છે તેમાં બે મત છેજ નહિ, હવે તેમાં જરા આગળ ઉતરીને તપાસ કરીશું તો આપણને સહજમાં ધ્યાનમાં આવશે કે હાલના શંકરાચાર્યોની જીંદગી સાદી છે કે રાજા મહારાજાઓને છાજતી છે. તેઓની સાદી જીંદગી છે એમ તો કહી શકાશે નહિ કારણ કે આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ કે નકી પોકારનાર તથા પાલખી વિગેરે ઉપાડનાર માણસોના દમામ ભરેલા સાહિત્યથી તેઓ રાજા મહારાજાધિરાજને છાજતીજ જીંદગી ભોગવે છે, તેનો આબેહુબ ચિતાર આપવા માટે શ્રીમાન્ શંકરાચાર્યે

શ્રી માધવતીર્થનો શંકરજયંતી વ્યાખ્યાનમાળાની સાથેનો ફોટો નીહાળવાની હું ભલામણ કરૂં છું, આવું હાલના શંકરાચાર્યનું વર્તન મૂળ શંકરાચાર્યના વર્તનથી કેટલું વિરૂદ્ધ છે એ બતાવી આપ્યું, હવે અમારા શ્રીમાન્ મહારાજાઓનું વર્તન પોતાના આચાર્યશ્રી વલ્લભાચાર્યના વર્તનને કેટલું અનુસરતું છે તે બતાવી આપવાનું કામ મારે માથે આવી પડયું છે, શ્રીવલ્લભાચાર્ય પોતે પોતાના વખતનો મોટો ભાગ સેવામાંજ પસાર કરતા હતા તેમની માફકજ હાલના અમારા મહારાજો પણ સેવાના કામથી જરા પણ ખસતા હોય એમ અમો જોઈ શકતા નથી એ વાત નિર્વિવાદ છે વળી તેઓને ગૃહસ્થાશ્રમમાં રહીનેજ ઉપદેશ દેવાનો હક હોઇને વખતે તેઓનું વર્તન રાજા મહારાજોને છાજતું જાણુવામાં આવે તોપણ હું નથી ધારતો કે તેનું વર્તન અમારા આચાર્યશ્રી વલ્લભાચાર્યના વર્તનથી જરા પણ વિરૂદ્ધ જતું હોય, અને હાલના શંકરાચાર્યનું વર્તન મૂળ શંકરાચાર્યે કરતાં કેટલું વિરૂદ્ધ છે? એ જોવાને આપની પાસે એક નહિ પણ અનેક પ્રત્યક્ષ પ્રમાણો છે, તો હવે શ્રીમાન્ શંકરાચાર્યોના તથા અમારા મહારાજાના વર્તનનો મુકાબલો કરતાં કેનું વર્તન ધ્યાન ખેંચનારૂં છે તે વિચારવાનું કામ તથા હવે શ્રી શંકરાચાર્યો તથા શ્રી મહારાજાઓમાં કોણ વધારે જવાબદાર છે એ વિચારવાનું કામ મારા વિદ્વદ્ વાચકવર્ગની મુનસફી પર છોડું છું. હવે મૂળ સંપ્રદાય પ્રવર્તક બન્ને આચાર્યોના ઉપદેશ તરફ વાચકવર્ગનું ધ્યાન ખેંચું છુ કે શ્રીમાન્ આદિ શંકરાચાર્યે છાંદોગ્ય ઉપનિષદ્‌ના દ્વિતીય પ્રપાઠકના તેરમા ખંડ ઉપર ભાષ્ય કરેલું છે તેમાં પરાંગના પોતાની શય્યાપર પ્રાપ્ત થઇ હોય અને તે સંગમની ઇચ્છાવાળી હોય તો તેને છોડવી નહિ, એવો ઉપદેશ કર્યો છે, ત્યારે અમારા આચાર્ય શ્રીમાન્ વલ્લભાચાર્યે સન્ન્યાસનિર્ણય નામના પોતે કરેલા ગ્રન્થમાં જણાવ્યું છે કે,

स्वयं च विषयाक्रान्तः पाखंडीस्यात्तुकालतः
विषयाक्रान्त देहानां नावेशः सर्व(दा)था हरेः

અર્થ—દૃઢ વૈરાગ્ય વગર જો સન્ન્યાસ ગ્રહણ કરે તો કાળ દોષથી તે પાખંડી થાય, અને વિષયાક્રાન્ત થાય, અને જેમનો દેહ વિષયાક્રાન્ત હોય છે તેઓને હરિનો આવેશ સર્વથા થતો નથી. અથવા સર્વદા રહેતો નથી. એટલે જેના અંતઃકરણમાં વિષયનો આવેશ હોય તેના અંતઃકરણમાં પરબ્રહ્મ શ્રીકૃષ્ણનો આવેશ થાયજ નહિ, એ બન્ને ઉપદેશ પરથી કોના મૂલ આચાર્યનો ઉપદેશ ઉત્તમ બોધકારક છે તે વાચકવર્ગ સહજમાં જોઇ લેશે. હવે શ્રીમાન્ શંકરાચાર્યનું ભાષ્ય તથા તે ઉપરની આનંદ ગિરિકૃત ટીકા અક્ષરે અક્ષર અમે "આમ્નાયતત્ત્વ ભાસ્કર" નામના ગ્રન્થમાં પ્રસિદ્ધ કરી છે, માટે તે જોવાની જેને ઇચ્છા હોય તે તે ગ્રન્થ વાંચીને ભલે સંતોષ પકડે, અને સન્ન્યાસનિર્ણય નડીઆદમાં ત્રિભોવનદાસ પીતાંબરદાસ શાહે ગુજરાતી ભાષાન્તર સહિત છપાવી પ્રસિદ્ધ કર્યો છે, તે ઉપરથી અમારા મૂળ આચાર્યનો ઉપદેશ પણ ધ્યાનમાં લેવો એટલે બન્ને આચાર્યના અર્થનું તારતમ્ય ધ્યાનમાં આવે. હવે ભાષણકર્તાએ શ્રીકૃષ્ણના ચરિત્રમાં વિષયવાસના હોય એવો અભિપ્રાય દર્શાવ્યો છે. પરંતુ શ્રીકૃષ્ણનું ચરિત્ર મુખ્યત્વે કરીને શ્રીમદ્ ભાગવતપરથીજ સર્વના જાણવામાં આવ્યું છે. ને મૂલમાં અને તેમની જે ટીકા શ્રી સુબોધિનીજી અમારા આચાર્યે કરી છે તેમાં વિષયવાસનાનો ગંધ પણ નથી એમ સ્પષ્ટ બતાવી આપ્યું છે તે ટીકા થોડો સમય થયાંજ વૃન્દાવનમાં સાત ટીકા સાથે પ્રસિદ્ધ થયેલ છે તે વિદ્વદ્ વર્ગ વાંચીને ખાત્રી કરશે. અને મૂલ શ્રીમદ્ભાગવતમાં પણ શ્રી શુકદેવજીએ સ્પષ્ટ દર્શાવ્યું છે કે આ ચરિત્રમાં વિષયવાસનાનો ગંધ પણ નથી, એટલુંજ નહિ પણ આ ચરિત્રનું શ્રદ્ધાથી જો શ્રવણ કરે અથવા તો વર્ણન કરે તો તેના હૃદયના રોગરૂપ કામને થોડા સમયમાં જલદી ધોઈ નાંખે છે, તે ઉપરથી પણ સ્પષ્ટ સમજી શકાય છે કે આ ચરિત્ર વિષયવાસનાને વધારનાર નથી પણ તેને દૂર કરનાર છે, તેમ આજના લોકો વિષયગ્રસ્ત

હોવાથી શ્રીકૃષ્ણના ચરિત્રમાં પણ વિષયવાસનાની સંભાવના કરશે એમ ધારી પરીક્ષિત્ રાજાએજ તે બાબતનો પ્રશ્ન ઉઠાવ્યો છે તેના જવાબમાં શ્રી શુકદેવજીએ જણાવ્યું છે કે તેમના ચરણારવિન્દની સેવાથી તૃપ્ત થયેલા યોગેશ્વરો પણ સ્વેચ્છાચારી હોય છે, તેનો બાધ તેમને આવતો નથી, એ શ્રીકૃષ્ણ ભગવાને ઇચ્છાથી સ્વરૂપ ધારણ કરી, ક્રીડા કરી તેમાં કાંઈ બાધ નથી. એવી રીતે પ્રશ્નાનુસાર ઉત્તર આપી પાછું કહ્યું છે કે

गोपीनां तत्पतीनां च सर्वेषामेवदोहिनाम् ॥
योन्तश्चरतिसोऽध्यक्षः क्रीडनेनेहदेहभाक् ॥

અર્થ—ગોપીઓ, તેણીઓના પતિઓ અને સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં જે ભગવાન્ રહે છે અને તે સર્વના અધ્યક્ષ છે, તેમણે ક્રીડા કરવાના હેતુથી મનુષ્યાવતાર લીધો છે. એમ કહીને છેવટે કહ્યું છે કે તે વ્રજવાસીઓએ શ્રીકૃષ્ણની નિંદા કરી નથી, કારણ કે પોતાની સ્ત્રીઓ પોતાની પાસેજ છે એમ તેઓ માનતા હતા, આ સ્થળે વાચકવર્ગે વિચાર કરવો જોઇએ કે જેઓ પોતાની સ્ત્રીને ગોતવા નીકળ્યા હતા, તેઓ પોતાની સ્ત્રી પોતાની પાસે આવ્યા શિવાય સ્ત્રીઓ પોતાની પાસે છે એમ માને ખરા? એ બાબતનો વિચાર વાચક વર્ગ કરશે તો સમજી શકશે કે શ્રીકૃષ્ણના ચરિત્રમાં દોષ આવે તેવી બાબત કાંઈ છેજ નહિ, તેમ શ્રી શુકદેવજીએ પરીક્ષિત્ રાજાના પ્રશ્નના ઉત્તરના પ્રારંભમાંજ કહ્યું છે કે

नैतत् समाचरेज्जातु मनसाऽपिह्यनीश्वरः
विनश्यत्याचरन्मौढ्याद् यथारुद्रोऽब्धिजंविषम् ।

અર્થ—જીવમાત્રે ભગવાનના વર્તનનું મનથી પણ આચરણ કરવું નહિ, અને મૂઢપણાથી જો આચરણ કરે શિવજી ઇશ્વર હતા તેમણે સમુદ્રમથનથી નીકળેલા વિષનું ભક્ષણ કરેલું

હતું તે પ્રમાણે બીજો પણ જો કરવા જાય તો તેનો જેમ નાશ થાય તેમ શ્રી કૃષ્ણના વર્તનનું આચરણ કરવા જાય તો તેનો નાશ થાય. તેમ શ્રી ભાગવત મૂલમાંજ ઉપદેશ છે, તેથી શ્રીકૃષ્ણના ચરિત્રનું જેઓએ શ્રવણ કર્યું હોય તેઓએ આ વાતનું પણ શ્રવણ કરેલું હોવુંજ જોઇએ, એટલે શ્રીકૃષ્ણના ચરિત્ર ઉપરથી કોઈને પણ વિષયવાસના થવાનો સંભવ પણ નથી. માટે સ્વભાવથીજ કોઇ વ્યક્તિઓ વિષયગ્રસ્ત થાય તેમાં શ્રીકૃષ્ણ ચરિત્રનો અપરાધ નથી. કે જે અપરાધને માટે ભાષણકર્તાએ ભક્તિમાર્ગીય ઉપદેશકોને જવાબદાર ગણ્યા છે. અને શાંકરસિદ્ધાન્તમાં તો તે સિદ્ધાન્તના જ્ઞાનીને પણ પ્રારબ્ધમાં પાપ કરવાનું લખ્યું હોય તો તે પાપકર્મ કરે તો પણ પાપકર્મનું ફલ તેને ભોગવવું પડતું નથી, એવો સ્પષ્ટ ઉપદેશ છે, ત્યારે હવે પાપ કરવાથી તેઓ શા માટે ડરે? અને અમારા આચાર્યશ્રીનો એવો ઉપદેશ છે કે વિષયાસક્તના હૃદયમાં હરિનો આવેશ થતો નથી માટે વિષયોથી દૂર રહેવું. હવે એ બાબત વાચકવર્ગ જ્યારે વિચારશે ત્યારે બન્ને આચાર્યોમાં કોણ જવાબદાર છે એ જોઇ લેશે.

છેવટે ભાષણકર્તા પોતાનું ભાષણ સમાપ્ત કરતી વખતે જણાવે છે કે "શ્રીશંકરાચાર્યના માયા વિષેના પ્રૌઢ, દૂરગામી અને ક્ષુદ્રબુદ્ધિને અગમ્ય એવા વિચારો તરફ એકવાર ફરીથી આપનું લક્ષ ખેંચીને અને ઉપનિષદ્‌નાં જુદાં જુદાં પરસ્પર વિરોધી જેવાં જણાતાં વચનોની એકવાક્યતા જો કોઈ પણ રીતે થઇ શકતી હોય તો, તે શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તથીજ થઇ શકે છે, એવો મત ડૉ. થીબો જેવા એક પરદેશી અને પરધર્મી એટલુંજ નહિ પણ શ્રી રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈત તરફ કંઇક પક્ષપાતની નજરથી જોનારા વિદ્વાન્ પણ ધરાવે છે." તે વિષે લખવાનું કે તેઓ તો ડૉ. થીબો જેવા પરદેશી અને પરધર્મી વિદ્વાનનો અભિપ્રાય ઉપર પ્રમાણે જણાવે છે, અને "પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત" નામના ગ્રન્થમાં રા. રા. પટવારી રણછોડલાલ

વ્રન્દાવનદાસ નીચે પ્રમાણે પૃષ્ટ ૧૭૨ થી પ્રારંભ કરીને ૧૯૭ સુધીના પેરેગ્રાફમાં જણાવે છે કે,

એવો પ્રચલિત નિયમ છે કે જે ગ્રન્થો વિશેષે કરી આપણા વાંચવામાં આવે તેનાજ વિચારો આપણા મગજમાં ઠરી જાય છે, અને સામી બાજુના વિચારોની માહિતીના અભાવે ઠરી ગયેલા વિચારો આપણને ખરા હોવાનું જણાય છે. માયાવાદના ગ્રન્થો અત્યારસુધીમાં ઘણા છપાયા છે. અને કેટલાકના અંગ્રેજીમાં તરજુમા પણ પ્રસિદ્ધ થયા છે. આ ગ્રન્થો વિશેષે કરી વાંચવામાં આવે છે, તેથી માયાવાદના વિચારો વાંચનારાઓના મગજમાં ઠરી ગયેલા હોય છે, પણ રામાનુજસંપ્રદાયના તથા પુષ્ટિમાર્ગના ગ્રન્થો જેમ જેમ બહાર પડતા જાય છે, તેમ તેમ જગતના, જીવના અને બ્રહ્મના સ્વરૂપ વિગેરે વિષે માયાવાદના ગ્રન્થોમાં બતાવેલ વિચારો વેદવિરૂદ્ધ અને ખોટા છે, એવો વિદ્વાન્‌વર્ગને નિશ્ચય થવા માંડયો છે. માયાવાદના સિદ્ધાન્તોના સંબન્ધમાં વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈતના આચાર્યશ્રીઓએ અને પંડિતોએ જેવા વિચારો ઘણાં વર્ષ ઉપર જણાવ્યા છે, તેવાજ વિચારો યુરોપીયન તત્ત્વવેત્તાઓએ પણ હાલમાં જણાવવા માંડ્યા છે. યુરોપના વિદ્વાનોમાં ડોકટર થીબો ઉંચું પદ ધરાવે છે. તેમણે આર્યભૂમિના તત્વજ્ઞાનના ગ્રન્થોનું બારીકીથી અવગાહન કર્યું છે, તેઓએ શ્રી આદ્યશંકરાચાર્યના શારીરક ભાષ્યનું અંગ્રેજીમાં ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું છે, આ ભાષાન્તરના ઉપોદ્‌ઘાતમાં શારીરકભાષ્યમાં શ્રી શંકરાચાર્યે જે વિચારો જણાવ્યા છે, તેના સંબન્ધમાં આ સુપ્રસિદ્ધ લેખક લખે છે કે—

૧ શંકરાચાર્યનું શારીરકમીમાંસા ભાષ્ય ઘણે ઠેકાણે અસલ સૂત્રોને અનુસરતું નથી.

૨ શ્રી વેદવ્યાસનાં સૂત્રો શંકરાચાર્યના ભાષ્યને અનુસરતાં નથી.

૩ વૈદિક સિદ્ધાન્ત સંબન્ધી ઘણા અગત્યના વિષયો ઉપર શંકરાચાર્યનું ભાષ્ય બ્રહ્મસૂત્રોને અનુસરતું નથી.

૪ ઉપનિષદો અમુક ધોરણ પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ કરે છે, એમ બતાવવાનો શંકરાચાર્યનો યત્ન બનાવટી છે, એવો બૃહદારણ્યક ઉપનિષદ્‌ના આખા ત્રીજા અધ્યાય ઉપરથી જોઇએ તેટલો પુરાવો મળે છે.

૫ જે શ્રુતિઓમાં બ્રહ્મના ધર્મ અથવા ગુણ કહેવામાં આવ્યા છે તે શ્રુતિઓ ખરૂં કહે છે, એમ શંકરાચાર્ય માનતા નથી.

૬ આ જગત્ ખોટું છે અથવા વિવર્ત કે માયાકલ્પિત છે એવું ઉપનિષદો કહેતાં નથી પણ તે બ્રહ્મનું કાર્ય છે, એમ કહે છે.

૭ ભાષ્યમાં જાદુગર જુદા જુદા દેખાવો આપે છે પણ તે જેમ સત્ય હોતા નથી તેમ જગત્ પણ માયાકલ્પિત છે, એમ બતાવવા જાદુગરનો દાખલો આપવામાં આવે છે, પણ સૂત્રોમાં આવો કોઈ દાખલો મળી આવતો નથી.

૮ પહેલા અધ્યાયના ચોથા પાદના છેલ્લા ભાગમાં "માયા" શબ્દ નથી.

૯ શંકરાચાર્ય ઈશ્વર અને બ્રહ્મમાં જે તફાવત બતાવે છે તે સૂત્રમાં નથી.

૧૦ જગત્ મિથ્યા છે, એમ સૂત્રોમાંથી નીકળતું નથી.

૧૧ જે સૂત્રો જીવનું (પરિમાણ) બતાવે છે તે સૂત્રો શંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે સમજી શકાતાં નથી.

૧૨ જે સૂત્રમાં જીવને બ્રહ્મનો અંશ કહેલ છે, તે સૂત્રનો વિના આધારે શંકરાચાર્ય अंशइव એવો અર્થ કરે છે.

૧૩ જે સૂત્રમાં પ્રતિબિંબવાદ નથી, તે સૂત્રમાં આભાસનો અર્થ પ્રતિબિંબ કરવામાં આવે છે, તેમ કરવાથી બીજા અધ્યાયના ત્રીજા પાદના ૪૩ મા સૂત્રનો વિરોધ આવે છે, કેમકે તેમાં જીવને બ્રહ્મનો સાક્ષાત્ અંશ જ કહેલ છે.

આ ઉપરથી સહજ જણાશે કે ડોકટર થીબો જેવા યુરોપના વિદ્વાનના અભિપ્રાય પ્રમાણે માયાવાદના પરબ્રહ્મના, જીવના

અને જગત્‌ના સ્વરૂપ વિષેના વિચારો શ્રુતિ અને બ્રહ્મસૂત્ર વિરૂદ્ધ છે અને પોતાનો વિચાર ખરો છે એવું પ્રતિપાદન કરવા "इव" શબ્દ શ્રી શંકરાચાર્યને પોતાના ઘરનો ઉમેરવો પડયો છે. શ્રુતિ, ગીતા તથા સૂત્રની એકવાક્યતા કરવાનો આ રસ્તો છેજ નહિ; જેનો જેવો અર્થ અને આશય હોય તેનો તેવોજ અર્થ અને આશય ગ્રહણ કરીને એકવાકયતા કરવી જોઇએ, અને તેવી રીતની એકવાક્યતા તો શ્રી વલ્લભાચાર્યજીએજ કરી છે, એવું હરકોઈ વિચારશીલને ગ્રન્થોનું નિષ્પક્ષપાત બુદ્ધિથી અવગાહન કરવાથી જણાશે.

ઉપર પ્રમાણે ડો. થીબોના અભિપ્રાયપરથી વાચકવર્ગ બન્ને આચાર્યોના સિદ્ધાન્ત માટેની સંગીન તુલના કરી શકશે.

રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેના વ્યાખ્યાનનું
અવલોકન સમાપ્ત.

---

## "શ્રીમચ્છંકર સિદ્ધાન્ત" એ મથાળા નીચેના રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. ના ભાષણનું અવલોકન.

---

પ્રથમ કર્મકાંડનો વિષય દર્શાવી કર્મમાર્ગથી અનિત્ય ફળ મળે છે એવું સૂચવ્યું છે, તેમાં જણાવવાનું કે "अक्षय्यं हवै चातुर्मास्य याजिन, सुकृतं भवति" (ચાતુર્માસ્યથી યજન કરનાર પુરૂષને ક્ષય ન થાય તેવું પુણ્ય મળે છે) "पशुबन्धयाजी सर्वान् लोकानाप्नोति" (પશુબન્ધથી યજન કરનાર સર્વ લોકને પામેછે) ઈત્યાદિક શ્રુતિઓમાં કહેલ ફલને અનિત્ય કહેવું એ શ્રુતિનો વિરોધ સ્પષ્ટ બતાવી આપે છે, ત્યાં એવી શંકા થાય કે "तद्यथेह कर्मचितो लोकः क्षीयत एवममुत्र पुण्यचितो लोकः क्षीयते" (જેમ આંહીઆં કર્મથી મેળવેલો લોક (ધાન્યાદિક) ક્ષય પામે છે, તેમ

પુણ્યથી મેળવેલો પારલૌકિક લોક ક્ષય પામે છે) ઇત્યાદિક શ્રુતિઓમાં અને "ते तं भुक्त्वा स्वर्गं लोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति"* (તેઓ વિશાલ એવા સ્વર્ગલોકના સુખ ભોગવીને પુણ્યક્ષીણ થાય ત્યારે મર્ત્યલોકમાં પ્રવેશ કરે છે) ઇત્યાદિક ગીતાવાક્યમાં કર્મથી પ્રાપ્ત થયેલો લોક ક્ષય પામે છે એમ સ્પષ્ટ નિરૂપણ કર્યું છે, તેથી તેને અનિત્ય કહેવો જ જોઇએ, એમ કહેવામાં આવે તો પછી ઉપરની શ્રુતિમાં અક્ષય્ય સુખ મળવાનું જે લખ્યું છે, તે ખોટું લખ્યું છે એમ કહેવું જોઇએ. અને તેમ જો કહીએ તો વેદની શ્રુતિને ખોટી કહેવાનો દોષ આવી જશે, વેદની એક શ્રુતિને પણ ખોટી કહેનાર મહાપાતકી ગણાય, માટે તેની વ્યવસ્થા એ પ્રમાણે સમજવાની છે કે કર્મ, "આધિદૈવિક, આધ્યાત્મિક અને આધિભૌતિક" એમ ત્રણ પ્રકારનાં થાય છે, તેમાં યજ્ઞિય પદાર્થો, યજ્ઞમાં ઉપયોગમાં આવતા મંત્રો અને યજ્ઞોના પાત્ર વિગેરેને "यज्ञो वै विष्णुः" એ શ્રુતિને આધારે યજ્ઞસ્વરૂપ સમજી નિષ્કામ થઈ ઉપનિષદ્દસિદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરેલો માણસ યજ્ઞ કરે તે આધિદૈવિક યજ્ઞ કહેવાય, તે આધિદૈવિક યજ્ઞ કરનારને સાક્ષાત્ યજ્ઞપુરૂષ વિષ્ણુ ભગવાન્‌ની અભિવ્યક્તિ થઈ તેનું દર્શન થાય છે, એટલે તે અર્ચ્યાદિમાર્ગથી, ક્રમ મુક્તિરૂપ ફલ મેળવે છે.

આધ્યાત્મિક—યજ્ઞમાં અગ્નિ, ઇન્દ્ર સૂર્ય અને વરૂણ ઇત્યાદિ યજ્ઞમાં ભાગ લેવાવાળા દેવતાઓ યજ્ઞરૂપ વિષ્ણુના અવયવરૂપ હોવાથી વિષ્ણુરૂપ છે એ જ્ઞાન ન હોય પણ વેદની આજ્ઞાથી પોતાનું અવશ્ય નિત્ય કર્તવ્ય કર્મ માની વેદોક્ત યથાર્થ વિધિ પ્રમાણે યજ્ઞમાં ઇજ્ય ઇન્દ્ર વરૂણ વિગેરે દેવતાઓનેજ કેવલ પ્રસન્ન કરવા સારુ જે યજ્ઞ કરે છે તે યજ્ઞનું આધ્યાત્મિક સ્વરૂપ છે અને તે આધ્યાત્મિક યજ્ઞ કરનાર પુરૂષ મધ્યમાધિકારી છે મધ્યમ અધિકારીઓને અંતઃકરણ શુદ્ધ થઈ બીજા જન્મમાં શુદ્ધ અદ્વૈત જ્ઞાન પ્રાપ્ત થાય છે.

આધિભૌતિક--યજ્ઞના આરંભથી તે યજ્ઞની સમાપ્તિ સુધી યાવત્ ક્રિયા જે થાય છે તે યજ્ઞનું આધિભૌતિક સ્વરૂપ છે, અને તે ઉપર લખેલું જ્ઞાન ન હોય અને કેવલ યજ્ઞની ક્રિયા માત્રથી યજ્ઞ કરનાર પુરૂષ હીનાધિકારી છે તો તેને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. અને તેને પુનરાગમન થાય છે.

આમ જ્યારે શ્રુતિઓની વ્યવસ્થા કરવામાં આવે ત્યારેજ શ્રુતિનો અક્ષરાર્થ કર્યો કહેવાય, પણ "तद्यथेह कर्मचितो लोकः क्षीयत एवममुत्र पुण्यचितो लोकः क्षीयते" એ શ્રુતિ તથા "ते तं भुक्त्वा स्वर्गं लोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति" એ એ સ્મૃતિથી કર્મ ફલને અનિત્ય માનવું એ અર્થ કર્યો કહેવાય? વળી "अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति" એ શ્રુતિઓનો પરસ્પર વિરોધનો પરિહાર જ્યારે કરવામાં આવે ત્યારેજ શ્રુતિઓ સુવ્યવસ્થિત કહેવાય, નહિ કે અમુક શ્રુતિ અર્થવાદરૂપ છે માટે તે શ્રુતિ ખરૂં કહેતી નથી અને અમુક શ્રુતિમાં કહેલો ભાગનો યુક્તિથી વિરૂદ્ધ છે, એમ ગંભીર વેદાર્થની વ્યવસ્થા પોતાની કપોલ કલ્પનાથી કરી એ વ્યવસ્થા કરી કહેવાયજ નહિ, વેદનો એક અક્ષર પણ ખરૂં કહેતો નથી એવું સાહસ કરવું એ આસ્તિક જનોનું કાર્ય નથી. આસ્તિક જનનું તો કાર્ય એ છે કે દરેક શ્રુતિઓમાં વ્યાકરણની રીતે જે પ્રકારનો અર્થ દેખાતો હોય તેવોજ અર્થ કરી પરસ્પર ઉપર ઉપરથી દેખાતા વિરોધનો પરિહાર કરી સર્વ શ્રુતિઓની એક વાક્યતા કરવી એજ શ્રુતિઓની ખરી વ્યવસ્થા કરી કહેવાય. અને તેવી વ્યવસ્થા કરીને જે સિદ્ધાન્ત સિદ્ધ થાય તેજ શ્રુતિ સિદ્ધ સિદ્ધાન્ત કહેવાય, તેવી રીતે શ્રુતિ વાક્યોની વ્યવસ્થા કરીને જો કોઈએ પણ સિદ્ધાન્ત સિદ્ધ કર્યો હોય તો તે શ્રીમાન્ વલ્લભાચાર્યજીએજ કર્યો છે તે તટસ્થ વિદ્વાન વાચક વર્ગ સિદ્ધાન્તના ગ્રંથો વાંચી અથવા તેમણે કરેલા નિબંધના ત્રણ પ્રકરણોમાંથી એ "સર્વ નિર્ણય" પ્રકરણ વાંચી તેનો અભિપ્રાય મગ-

જમાં બેસે તો તેને સ્પષ્ટ માલુમ પડશે, કે કર્મ પ્રતિપાદક અને જ્ઞાન પ્રતિપાદક શ્રુતિઓની વ્યવસ્થા યથાર્થ એજ પ્રમાણે થઈ શકે છે. એ કર્મના સ્વરૂપના વિવેચન વિષે વિશેષ જાણવાની જે જેઓને ઇચ્છા હોય, તેઓએ ગોસ્વામી શ્રી જીવણલાલજી મહારાજ તરફથી ભક્તિવર્ધિનીના વ્યાખ્યાનરૂપે હવે પ્રકટ થનાર ગ્રન્થની ભૂમિકા વાંચી સંતોષ પકડવો.

આગળ ચાલતાં ભાષણ કર્તા ઉપનિષદ્ શબ્દનો અર્થ સમજાવતા જણાવે છે કે "षद्लृ विशरण गत्य वसादनेषु એમ સદ્ ધાતુનો અર્થ છે, એમ ધાતુપરથી ઉપનિષદ્ શબ્દ ઉત્પન્ન થયો છે, મુમુક્ષુઓ વિષયોથી વિમુખ થઇને બ્રહ્મ વિદ્યાનું ઉપસદન કરી એની પાસે જઇ તન્નિષ્ટ થઈ નિશ્ચયથી તેનું પરિશીલન કરે છે, અને એથી અવિદ્યા આદિ સંસાર બીજનું વિશરણ (નાશ) થાય છે માટે બ્રહ્મ વિદ્યા ઉપનિષદ્ કહેવાય છે." એમ જણાવ્યું છે, તે વિષે લખવાનું કે તેવી રીતે અર્થ કરવામાં षद्लृ ધાતુનો આદેશ થઈને સદ્ થાય છે, પણ સ્વતંત્ર સદ્ ધાતુ નથી, અને વિશરણ, ગતિ અને અવસાધન એ ત્રણે અર્થમાં તે ધાતુ વપરાય છે. તે ત્રણે અર્થ જો કે ભાષણ કર્તાએ પોતાની કલ્પનાથી લગાવ્યા છે તોપણ તે પ્રમાણે ઘટી શકતા નથી. કારણ કે "ઉપ" ઉપસર્ગને બ્રહ્મ વિદ્યાની પાસે જવાના અર્થમાં લગાવ્યો છે. તો બ્રહ્મ વિદ્યાની પાસે જવાથી અવિદ્યા બીજનું વિશરણ થતું નથી. પણ ઉપદેષ્ટા ગુરૂની પાસે અથવા તો બ્રહ્મની પાસે જવાથી અવિદ્યા બીજનું વિશરણ થાય છે અને અવસાદનનો અર્થ તો લગાવ્યોજ નથી. એ તેમની પંડિતાઇનો પ્રભાવ છે. બ્રહ્મ વિદ્યાનું નામ ઉપનિષદ્ છે, તેને બદલે લક્ષણાથી ઉપનિષદ્ કહેવાય છે. એમ જણાવ્યું છે. તે ઉપરથી બ્રહ્મવિદ્યા અને ઉપનિષદ્ એ બન્ને જુદાં છે એમ તેઓ સમજ્યા હોય એમ જણાય છે. પરંતુ વેદનો છેલ્લો ભાગ વેદાન્તના

મથી પ્રસિદ્ધ છે. અને તેજ ઉપનિષદ્ કહેવાય છે. એ શિવાય ઉપનિષદ્ શબ્દ મુખ્ય વૃત્તિથી બીજી કોઇ બ્રહ્મવિદ્યામાં લાગવાની પ્રસિદ્ધિ તેમના માનવા શિવાય બીજે ક્યાંય પણ જોવામાં આવતી નથી અને ધાતુ પ્રમાણે ઉપનિષદ્નો અર્થ કરીએ તો ગુરૂની સમીપમાં અથવા પ્રકટ થયેલ બ્રહ્મની સમીપમાં જવાથી અવિદ્યા બીજનું વિશરણ થાય છે. અને તે પ્રમાણે સિદ્ધ ન થાય ત્યાં સુધી અંતઃકરણમાં ખેદ રહે. તેવો ઉપદેશ તેમાં હોવાથી તે ઉપનિષદ્ કહેવાય છે. એવી રીતે "ઉપનિષદ્" શબ્દનો અર્થ છે, એટલે "ઉપ" ઉપસર્ગ સામીપ્ય અર્થમાં છે, વિશરણ ગતિ અને અવસાદન એ ત્રણ અર્થ શ્રુતિમાં કહેલા છે. તે ત્રણે અર્થના વિશેષણ રૂપ "નિ" મૂકેલો છે, તેથી જીવાત્માને પરબ્રહ્મની પાસે લઇ જવા માટે તેના પૂર્વ ભાવથી વિશીર્ણ કરીને તેના સંઘાતથી ઉદ્ધાર કરીને બ્રહ્મની પ્રાપ્તિ કરાવીને બ્રહ્મ ભાવમાંજ તેનું અવસાદન કરાવે છે, જેવી રીતે જીવ ભાવનો સર્વ અંશ વિશીર્ણ થઈ જાય છે, જેવી રીતે સર્વ ભાવે કરીને તેને પ્રાપ્ત થાય છે, અને જેવી રીતે કોઈ દિવસ પણ ત્યાંથી નિવૃત થતો નથી. એવો "નિ" ઉપસર્ગનો અર્થ છે. એવી રીતે ઉપનિષદ્ શબ્દનો અર્થ થાય છે. અને તેવી રીતનો જો બીજો ગ્રન્થ હોય તો તે ઉપનિષદ્ કહેવાય નહિ કારણ કે તે શબ્દ "पंकज" શબ્દની માફક યોગરૂઢ છે.

ત્યાર પછી શ્રીમાન્ શંકરાચાર્યે પ્રથમ સૂત્રના ભાષ્યમાં વેદ બાહ્ય લોકાયતિક મતના ભેદો બતાવીને જણાંવ્યું છે કે આ બધાં મતો સમ્યગ્દર્શનના પ્રતિપક્ષ ભૂત છે અને મુમુક્ષુજનને વ્યામોહ ઉપજાવે છે. તેથી અસત્ય મતનું નિરાકરણને સત્ય મતનું સ્થાપન કરવા તેમજ "तंत्वौपनिषदंपृच्छामि" એમ, ઉપનિષદ્ગમ્ય આત્માનું યથાર્થ સ્વરૂપ પ્રતિપાદન કરવા ભગવાન્ બાદરાયણે "બ્રહ્મસૂત્ર" નામનો ગ્રંથ રચ્યો છે. તે પર શ્રીમચ્છંકરાચાર્યે "शारीरकमीमांसा" ભાષ્ય રચ્યું છે. શરીર તેજ શા-

રીરક કુત્સિત નિન્દિતના અર્થમાં શરીર શબ્દને क પ્રત્યય લાગી "શરીરક" શબ્દ થયો છે, પછી "सोस्य निवासः" એ અર્થમાં શરીર છે નિવાસ જેનો "તે શારીરક" એટલે જીવ એમ અણ્ પ્રત્યય લાગી આદિવૃદ્ધિ થઈ "शारीरक" શબ્દ વ્યુત્પન્ન થયો છે, જીવનીમીમાંસા એટલે જીવ બ્રહ્મ છે એવો વિચાર જે ગ્રન્થમાં પ્રતિપાદન કર્યો છે તે "शारीरकमीमांसा" એમ ભાષણકર્તા જણાવે છે, તેના અવલોકનમાં જણાવવાનું કે "तत्त्वौपनिषदं पृच्छामि" એ શ્રુતિમાં औपनिषदम् પછી पुरुषम् લખવું જોઈએ, તે લખાયું નથી. અને આત્માનું સ્વરૂપ ઉપનિષદ્‌થીજ ગમ્ય છે પણ બીજાં કોઇ પ્રમાણોથી ગમ્ય નથી, અને આત્મા એજ બ્રહ્મ છે, તેથીજ ભગવાન્ બાદરાયણે ઉપનિષદ્‌નો અર્થ જાણવા માટે સૂત્રો રચેલાં છે, તે બ્રહ્મસૂત્ર એવાં નામથીજ પ્રસિદ્ધ છે. તે સૂત્રોનું "शारीरक" એવું નામ આપી "જીવનીમીમાંસા" એવો અર્થ કરી જીવ બ્રહ્મ છે, તેથી "ब्रह्ममीमांसा" ની પ્રતિજ્ઞા કરી છે, તે જીવનીમીમાંસા છે એમ બલાત્કારથી બ્રહ્મમીમાંસાનો અર્થ "જીવમીમાંસા" એવો ઠરાવવો એ વ્યાસજીના અભિપ્રાયથી વિરૂદ્ધ છે. કારણ કે ભગવાન્ બાદરાયણ વ્યાસને તેવો અભિપ્રાય ઈષ્ટ હોત તો જીવ બ્રહ્મ છે એમ વ્યાસજી જાણતા હતા અને સૂત્રમાં તે પ્રમાણે તેઓએ પ્રતિપાદન કર્યુંછે. તેથી "अथातोब्रह्मजिज्ञासा" એવુ સૂત્ર તેઓએ યોજેલું છે તો તેમ નહિ યોજતાં "अथातो जीव जिज्ञासा" એમજ સૂત્ર યોજત પરંતુ अथातोब्रह्मजिज्ञासा" એવું સૂત્ર યોજેલું છે તેથી તેને "शारीरकमीमांसा" કહેવી એ વ્યાસજીના અભિપ્રાયથી વિરૂદ્ધ છે, એમ સ્પષ્ટ દેખાય છે. એવી રીતે "स्थालिपुलाक" ન્યાયથી સમગ્ર સૂત્રોની સ્વકપોલ કલ્પિત અર્થ કરી વ્યવસ્થા કરી છે. એમ વાચક વર્ગને બ્રહ્મસૂત્રના આરંભના પ્રથમ સૂત્રમાં અથની કલ્પના વિચારમાં લેવાથી સ્પષ્ટ સમજાઈ જશે એ બ્રહ્મસૂત્રના પ્રમાણ પ્રમેય સાધન અને ફલ એવા ચાર અધ્યાય છે તેથી તે ચતુર્લ-

ક્ષણી કહેવાય છે. અને તે દરેક અધ્યાયના ચાર ચાર પાદ છે. તેમાં પ્રથમાધ્યાય જે પ્રમાણનો છે, તે અધ્યાયમાં પ્રમાણથી બ્રહ્મને સિદ્ધ કર્યું છે. તે એવી રીતે કે આકાશ, પ્રાણ, અગ્નિ, દહર ઇત્યાદિકને પ્રતિપાદન કરનાર શ્રુતિઓ બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે એમ સિદ્ધ કરવા માટે પ્રથમ પાદના પ્રારંભની ત્રિસૂત્રીથી સદ્રૂપતાનું કારણપણું, ઈક્ષત્યાદિ સાત સૂત્રોથી ચિદ્રૂપતાનું કારણપણું અને આનંદમયાદિક આઠ સૂત્રોથી આનંદરૂપતાનું કારણપણું સિદ્ધ કરીને પછીથી આકાશાદિક સર્વ શબ્દવાચ્ય સર્વ બ્રહ્મજ છે, એમ સિદ્ધ કરી દ્વિતીય પાદમાં સર્વવેદાન્તમાં બ્રહ્મજ ઉપાસ્ય છે, એમ બતાવી તૃતીય પાદમાં સ્વર્ગ પૃથ્વી વિગેરેના સ્થાનરૂપ બ્રહ્મજ છે એમ સિદ્ધ કરી ચતુર્થ પાદમાં સાંખ્યને મળતી બાબત શ્રુતિમાં ઉપર ઉપરથી જોવામાં આવે છે, પણ તેમાં સાંખ્યનું પ્રતિપાદન નથી, પણ બ્રહ્મનુંજ પ્રતિપાદન છે એમ સિદ્ધ કરી "प्रमाणाध्याय" પૂર્ણ કર્યો છે, બીજો અધ્યાય "प्रमेय" નું પ્રતિપાદન કરે છે તેમાં જુદા જુદા અનેકમતવાળા જુદું જુદું પ્રમેય માને છે, તેનું નિરાકરણ કરી ઉપનિષદ્ સિદ્ધ કેવલ બ્રહ્મજ પ્રમેય છે એમ સિદ્ધ કર્યું છે. તેમાં "પ્રમાણાધ્યાય" ને શંકરસિદ્ધાન્તાનુયાયીઓ સમન્વયાધ્યાય માની તેનો મનમાનતો સમન્વય કરે છે, જેમકે પ્રથમના પ્રતિજ્ઞાસૂત્રમાં "ब्रह्मजिज्ञासा" ની પ્રતિજ્ઞા કરી તે બ્રહ્મનું લક્ષણ બતાવવા માટે વ્યાસભગવાને "जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्" એ બીજું સૂત્ર યોજેલું છે, તે સૂત્રમાં બતાવેલ લક્ષણ શુદ્ધબ્રહ્મનું નથી, પણ એક માયિક બ્રહ્મ (ઈશ્વરરૂપ)નું રૂપ માને છે. તેનું તે લક્ષણ છે, એવી રીતે વ્યાસજીએ પ્રતિજ્ઞા તો શુદ્ધબ્રહ્મના વિચારની કરી અને તે બ્રહ્મનુ લક્ષણ બતાવ્યું તેને તેમણે અશુદ્ધ (માયિક) બ્રહ્મનું બતાવ્યું, એ વ્યાસજી પણ ભંગ પીને જેમ લખવા બેઠા હોય, અને ગમે તેવું લખે એવો વિચાર આવી તેઓએ સમન્વય કરેલો છે, તેમ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને જ્ઞેયસ્વરૂપ બતાવતાં કહ્યું છે કે,

"ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः" (હેતુવાળાં અને વિશેષે કરીને નિશ્ચય કરેલાં બ્રહ્મસૂત્રોના પદોથી જ્ઞેય સ્વરૂપ સમજવામાં આવે છે, એમ કહીને હેતુવાળાં બ્રહ્મસૂત્રો હોય છે, એમ સ્પષ્ટ બતાવેલું છે, તે ઉપર પણ દૃષ્ટિ નહિ કરીને "जन्माद्यस्ययतः" એટલું જ સૂત્ર જુદું માનીને જેનાથી આ જગત્‌ના જન્માદિ થાય છે એમ સાધ્ય માત્ર સિદ્ધ કરે છે, પણ સાધ્યને સિદ્ધ કરવા માટે હેતુ જોઇએ તે હેતુને બતાવતા નથી અને "शास्त्रयोनि त्वात्" એટલો ભાગ જૂદો કર્યો છે, તેમાં પણ શાસ્ત્રના કારણપણાને વ્યાપ્ત થાય છે, એવો અર્થ કરીને વેદાદિકનું કારણપણું સિદ્ધ કર્યું છે. એ પણ સાધ્યજ સિદ્ધ કર્યું છે. તેમાં હેતુ જોઇએ તે પણ બતાવી શકયા નથી. એવી રીતે ગીતાજીમાં હેતુવાળાં સૂત્રો હોવાનું જણાવે છે. તે છતાં તેઓએ સૂત્રોને હેતુ વગરનાં ઠરાવ્યાં છે. અને બીજો પ્રમેયનો અધ્યાય છે, તેમાં "तदनन्यत्वमारंभण शब्दादिभ्यः" એ દ્વિતીય પાદના સૂત્રમાં બ્રહ્મથી જગત્ અનન્ય છે એમ વ્યાસ ભગવાને કહ્યું છે. ત્યાં શુક્તિમાં રજત દેખાય છે, અને ત્યાં જેમ રજતની ભ્રાન્તિ થાય છે. તેમ બ્રહ્મમાં જગત્‌ની ભ્રાન્તિ થાય છે, એવો અર્થ ઘણું ચક્કર ખાઈ બલાત્કારથી કર્યો છે, અને ત્યાં રજત જેમ શુક્તિ વિના દેખાય નહિ. તેમ બ્રહ્મ વિના જગત્‌નો અભાવ છે. એવો અભિપ્રાય દર્શાવ્યો છે, પણ તે સ્થળમાં એવો વિચાર કર્યો નથી કે જેણે દુકાનમાં રજત જોયેલું છે તેમેજ શુક્તિમાં રજતની ભ્રાન્તિ થાય છે. પણ જેણે જોયેલું નથી તેને ભ્રાન્તિ થતી નથી. તેવી રીતે જગત્ બીજા સ્થલમાં જોયેલું હોય તોજ બ્રહ્મમાં જગત્‌ની ભ્રાન્તિ થવાનો સંભવ છે, પણ જગત્ જોયા વગર જગત્‌ની ભ્રાન્તિ થઈ શકતી નથી. તેમ બન્નેમાં કાંઈ પણ ધર્મનું સાદૃશ્ય તેઓ સિદ્ધ કરી શકતા નથી. ઈત્યાદિક અનેક દૂષણો તેવો અર્થ કરવામાં આવે છે, એવો અર્થ કરીને તેમણે અવિરોધ બતાવ્યો છે, એવી રીતે પ્રથમાધ્યાયમાં સમન્વય અને દ્વિતીયાધ્યાયમાં અવિરોધ સ્થાલી પુલાક

ન્યાયથી અમોએ બતાવી આપ્યો છે. તેવી રીતે સર્વ સૂત્રોનો સમન્વય અને અવિરોધ વાચક વર્ગે સમજી લેવો, સર્વ સૂત્રોના અર્થની સંગતિ મળતી આવે તેવી રીતનો સમન્વય પ્રમાણાધ્યાયમાં કરવો જોઇએ તેમાં પોતાની કપોલ કલ્પના ( બ્રહ્મનું માયિક સ્વરૂપ બીજું ( પ્રસ્થાન ત્રયમાં નહિ કહેલું ) માનવા જેવી ) નહિં કરવી જોઇએ અને પ્રમેયાધ્યાયમાં એવી રીતનો અવિરોધ સિદ્ધ કરવો જોઇએ કે સૂત્રના અક્ષરાર્થને ફેરવ્યા વગર જે શ્રુતિનો અર્થ સમજાવવા માટે વ્યાસ ભગવાને સૂત્ર યોજેલું હોય તે શ્રુતિના અર્થને મળતો સૂત્રનો અર્થ ( પ્રસ્થાનત્રયથી અવિરુદ્ધ ) કરવો જોઇએ. તેવી રીતે નહિં કરતાં જીવ અણુ છે એવી રીતે શ્રુતિયોમાં કહેલ છે તેના અર્થો સમજાવવા માટે વ્યાસ ભગવાને ઘણાં સૂત્રો યોજેલાં છે તેના અર્થો ફેરવી ગીતાજીના ૧૫ મા અધ્યાયમાં જીવને અંશ કહેલ છે. તેથી વિરુદ્ધ જીવને વ્યાપક સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો એ અવિરોધ સિદ્ધ કર્યો કહેવાય નહિ. દ્વિતીયાધ્યાયમાં જે પ્રમેય સિદ્ધ કર્યું છે તેની પ્રાપ્તિ થવાનાં સાધનો કહેલ છે; તેથી તૃતીયાધ્યાય સાધનાધ્યાય કહેવાય છે. તે સાધનાધ્યાયના પ્રથમાધ્યાયમાં પઞ્ચાકુતિથી સિદ્ધ જન્મ પામેલો જીવ શુદ્ધ અદ્વૈત જ્ઞાનનો અધિકારી થાય છે, એવું નિરૂપણ કરેલ છે. તેને તેઓ કલ્પિત માને છે, બીજા પાદમાં સ્વપ્નમાં જીવને થતાં પુણ્ય પાપનો સંબંધ થતો નથી એમ બતાવવા માટે સ્વપ્નની સૃષ્ટિ જુદી છે એવું બતાવીને પ્રકાશ અને પ્રકાશના આશ્રયરૂપ સર્યાદિક જુદા નથી તેમ બ્રહ્મ અને બ્રહ્મના ધર્મો જુદા નથી એમ સિદ્ધ કરી બૃહદારણ્યક ઉપનિષદ્‌ના પુરુષવિધ બ્રાહ્મણમાં કહ્યા પ્રમાણે એકાકી બ્રહ્મને રમણ કરવાની ઇચ્છા થવાથી જેમ વિસ્ફુલિંગો અગ્નિમાંથી નીકળે છે. તેમ બ્રહ્મમાંથી જીવો નીકલ્યા છે. અને અગ્નિમાંથી તણખા નીકળે ત્યારે તે જેમ અગ્નિ રૂપજ હોય છે તેમ બ્રહ્મમાંથી જીવો નીકલ્યા ત્તે વખતે જીવો બ્રહ્મ રૂપ હતા પણ પાછળથી અવિદ્યાનો

સંબંધ થવાથી ઐશ્વર્યાદિક છ ધર્મો જીવોમાંથી તિરોહિત થતાં બંધ અને વિપર્યય થવાનું બતાવી તદ્વિષયક પ્રસંગ ચલાવ્યો તેમાં શાંકર સિદ્ધાન્તમાં શુદ્ધ બ્રહ્મ જુદું અને ધર્મવાલું બ્રહ્મ જુદું એમ બ્રહ્મનાં બે સ્વરૂપ માનવામાં આવે છે અને જીવને વેદમાં તથા શ્રી ગીતાજીમાં નિત્ય કહેલ છે છતાં તેઓ બ્રહ્મનો પ્રતિબિંબ માની અનિત્ય ઠરાવે છે, તૃતીય પાદમાં સર્વ ગુણો બ્રહ્મના છે માટે સર્વ વેદાન્ત વાકયો બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે એમ સિદ્ધ કરી ઉપાસ્ય સર્વ સ્વરૂપ બ્રહ્મ રૂપ જ છે એમ સિદ્ધ કર્યું છે. ત્યાં શાંકર ઉપાસ્ય સ્વરૂપને માયિક માને છે. તો માયિક સ્વરૂપની ઉપાસનાથી શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ શી રીતે થાય ? તેમ બ્રહ્મની પ્રાપ્તિ થવાનું તેઓ માનતા જ નથી. પણ હું બ્રહ્મ જ છું એમ સમજણ થઈ એટલે બ્રહ્મ થઈ ગયો એમ માને છે. તો માયિકના ઉપાસનાથી હું બ્રહ્મ છું. એવું જ્ઞાન શી રીતે થાય ? કદાચિત્ એમ કહેવામાં આવે કે જેમ બીજનો ચન્દ્ર કે અરુન્ધતીનો તારો સૂક્ષ્મ હોવાથી આકાશમાં પરબારી દૃષ્ટિ કરવામાં આવે તો દેખવામાં આવે નહિં પણ જેણે જોએલો હોય તે બતાવે કે અમુક વૃક્ષની અમુક શાખા ઉપર દૃષ્ટિ કરો એટલે દેખાશે તેનાં વચન ઉપરથી તે શાખા ઉપર દૃષ્ટિ કરે એટલે તેને દેખે ત્યારે પોતેજ સમજી જાય કે આ ચન્દ્ર કે અરુન્ધતીનો તારો તે શાખા ઉપર નથી પણ આકાશમાં છે. તેમ શુદ્ધ બ્રહ્મ જાણી શકાય તેમ નહિ હોવાથી માયિક બ્રહ્મમાં જગત્કર્તૃત્વાદિ ધર્મોનો આરોપ કરી તેની ઉપાસનાનો બોધ કરવામાં આવે છે. તે પ્રમાણે ઉપાસના કરવાથી ચિત્ત શુદ્ધ થાય ત્યારે કર્તૃત્વાદિ સર્વ ધર્મોથી રહિત બ્રહ્મ છે એમ પોતાની મેળે જાણી લેશે એ એવા અભિપ્રાયથી વેદાદિકમાં માયિક બ્રહ્મ (ઇશ્વર) ની ઉપાસના કરવાનો બોધ કર્યો છે. એમ કહેવું યોગ્ય નથી; કારણ કે બીજનો ચન્દ્ર કે અરુન્ધતીનો તારો પ્રત્યક્ષ જોવાને યોગ્ય છે. પણ સુક્ષ્મ હોવાથી દૃષ્ટિ સ્થિર કરી જોવામાં વખત લાગે છે.

અને જેણે જોયેલ હોય તે વૃક્ષની સ્થુલ શાખા ઉપર બતાવે તો જલ્દી તે જોવામાં આવે છે. તેમાં ચન્દ્ર, તારો અને શાખા એ સર્વ પ્રત્યક્ષ ઇન્દ્રિયથી જોઈ શકાય તેમ છે, તેથી પ્રત્યક્ષ સ્થુલ શાખા છે તેની સન્નિધિ બતાવવાથી ચન્દ્ર કે તારો સૂક્ષ્મ છે (પણ દૃષ્ય છે) તે જલ્દી જોઈ શકાય છે. તેવી રીતે શુદ્ધ બ્રહ્મ કે તેઓ માયિક બ્રહ્મ માને છે તે દૃશ્ય નથી તેમ શ્રુતિમાં કહેલા બ્રહ્મના ધર્મો પણ દૃશ્ય નથી; અને આરોપ થવો તે દૃશ્યમાંજ દૃશ્યનો આરોપ થઇ શકે, અદૃશ્યમાં દૃશ્યનો આરોપ થઈ શકેજ નહિ. તેમ વેદ અક્ષર માત્ર પણ અસત્ય બોલે નહિ. તો વેદમાં બ્રહ્મ રૂપથી જેની ઉપાસના કહી છે તેને બ્રહ્મ રૂપ ન માનવાનું સાહસ કરવું એ તો વેદનેજ ખોટો કહેવાનું સાહસ થાય છે અને વેદનાંજ વચનને ખોટાં કહેવાં ત્યારે વેદનાં કયાં વચનો સાચું કહે છે અને કયાં વચનો ખોટું કહે છે એનો નિર્ણય કરનાર વેદના કરતાં પણ યથાર્થ કહેનાર પરમ આપ્ત કોને શોધવો? માટે વેદમાં જે કહેલ છે તે અક્ષરે અક્ષર સત્યજ કહેલ છે એવી રીતે સ્વીકારી જે સિધાન્ત સિદ્ધ થાય તેજ સત્ય (શ્રૌત) સિદ્ધાન્ત કહેવાય. અને ચતુર્થ પાદમાં ખરા પુરુષાર્થરૂપ બ્રહ્મજ છે એમ પોતાનુ નામ સૂત્રમાં આપી વ્યાસ ભગવાને પોતાનો સિદ્ધાન્ત કહી જૈમીનિના મતનો પૂર્વપક્ષ કરી તેનું ખંડન પ્રમાણ પૂર્વક કરી મર્યાદા અને પુષ્ટિનાં સાધનો બતાવી આશ્રમ ધર્મનું સહકારીપણું સિદ્ધ કર્યું છે. ત્યાં શાંકર વર્ણાશ્રમ ધર્મોની દરકાર નહિ રાખવાનું કહે છે, એ સાધનાધ્યાયની વ્યવસ્થા તેઓ કેવી રીતે કરે છે? તે બતાવ્યું. હવે ચતુર્થાધ્યાય છે તેના પ્રથમ પાદમાં ફલ પર્યંત સાધનો કર્યા કરવાં એમ પ્રથમ બતાવી આવૃત્તિ કરવાનું કારણ શ્વેત કેતુને તેના પિતા ઉદ્દાલકે નવ વાર ઉપદેશ કર્યાનું કહીને તેવી રીતે આવૃત્તિ કરવાથી સર્વત્ર આત્માનો સાક્ષાત્કાર થવાનું જણાવ્યું છે. ત્યાં શાંકર નવ વાર ઉપદેશ કરેલ સમગ્ર શ્રુતિમાંથી "इदम्"

શબ્દથી બતાવેલ બ્રહ્માત્મક જડ (નામ રૂપાત્મક) સર્વને સત્ય અને આત્મા કહેલ છે તે ભાગને છોડી દઈ જીવને બ્રહ્મરૂપ કહેનાર " तत्त्वमसि " એ ચાર અક્ષરનેજ સ્વીકારી તેને महावाक्य કહી તેજ શ્રુતિના પ્રથમ ભાગને अल्पवाक्य ઠરાવવાનું અર્થાત્ સૂચન કરે છે. ત્યાર પછી प्रतीकोपासन થી મોક્ષ મળતો નથી; માટે શુદ્ધ ભક્તિ માર્ગમાં प्रतीकोपासन નથી. એમ વ્યાસ ભગવાન્ न प्रतिके न हि सः એ સૂત્રમાં સ્પષ્ટ આજ્ઞા કરે છે. છતાં શાંકર પ્રતીકોપાસનજ સ્વીકારે છે. શ્રુતિમાં આદિત્યાદિકની ઉપાસના બ્રહ્મના અંગપણાથી છે એમ જ્યારે વ્યાસ ભગવાન્ આજ્ઞા કરે છે ત્યારે શાંકર પ્રતિકોપાસનનાં અંગપણાથી સ્વીકારે છે.

અહિં વાચક વર્ગે એટલું ધ્યાન અવશ્ય ખેંચવાનું છે કે अतद्रुपे तद्रुपेणोपासनं प्रतीकोपासनम् ( જે બ્રહ્મરૂપ ન હોય તેમાં બ્રહ્મરૂપે કરીને ઉપાસન કરવું તે પ્રતીકોપાસન ) કહેવાય છે હવે શ્રુતિમાં અનેક સ્થલે જુદા જુદા સ્વરૂપનું બ્રહ્મપણાથી ઉપાસન કહ્યું છે. તે સર્વને બ્રહ્મ માનીયે તો બ્રહ્મ એકજ અદ્વિતીય છે એમ શ્રુતિમાં કહેલ છે તેનો બાધ થઇ બ્રહ્મ અનેક થઈ જાય તો બ્રહ્મની કાંઇ ન્યાત નથી કે અનેક બ્રહ્મ હોઈ શકે; માટે સર્વત્ર બ્રહ્મપણાથી ઉપાસન શ્રુતિ વિગેરેમાં ઉપદિષ્ટ છે તે પ્રતીકોપાસનનુજ ઉપદિષ્ટ છે. એવી કલ્પના કરે છે. પરંતુ તેવી કલ્પના કરનારાઓએ વિચારવું જોઇએ કે सर्वं खल्विदं ब्रह्म આ દેખવા સાંભળવામાં આવતું સર્વ ( જગત્ ) બ્રહ્મ છે, एतदात्म्यमिदं सर्वम् આ દૃષ્ટ શ્રુત સર્વ ( જગત્ ) બ્રહ્માત્મક છે.) ઇત્યાદિ શ્રુતિયોમાં સર્વ ( જગત્ ) ને બ્રહ્મરૂપ કહેલ છે; તેથી જેનું જેનું બ્રહ્મપણાથી વેદમાં બોધિત છે તે સર્વ ઉપર કહેલી શ્રુતિયોને આધારે બ્રહ્મજ છે એમાં તો સંશય નથી. પણ સર્વ ઉપાસ્ય સ્વરૂપ બ્રહ્મરૂપ હોય તો તે સર્વ ઉપાસનાનાં ફલ સમાન હોવાં જોઇએ. તેવી રીતે સમાન ફલ જોવામાં આવતાં નથી, કિંતુ ભૃગુવલ્લીમાં અન્નાદિકની ઉપાસનાથી ઉત્તરોત્તર પ્રાણાદિકનું બ્રહ્મરૂપ

થી જ્ઞાન થતું ગયું છે. અને છાંદોગ્ય ઉપનિષદ્‌ના સાતમા પ્રપાઠકમાં સનત્કુમાર નારદ સંવાદમાં નામ વાણી વિગેરે ઉત્તરોત્તર પૂર્વપૂર્વથી અધિક બ્રહ્મપણાથી ઉપાસ્ય લખેલ છે. તેમજ આદિત્યાદિકની ઉપાસનાનાં તથા ઉદ્ગીથાદિકની ઉપાસનાનાં જુદાં જુદાં ફલ કહેલ છે તે પ્રમાણે એક એકનાં સાધનરૂપ એકએકથી અધિક અને એકએકથી જુદું ફલ બ્રહ્મની ઉપાસનામાં કેમ સંભવે? એવી શંકા થવાનો સંભવ રહે ખરો પણ તેમાં એવી રીતે સમજવાનું છે કે બ્રહ્મની અનન્ત વિભૂતિઓ અનન્ત ફલ આપવા માટે છે; જેમ શ્રી ભગવાન્ અનેક કાર્ય માટે (એક છતાં) અનેક અવતાર ધરે છે. તે ભગવાન્ એક અવતારથીજ સર્વ કાર્ય કરવાને સમર્થ છે તોપણ વિચિત્ર રૂપે [રમણાર્થ] જગદ્રૂપ થયા છે. તે વિચિત્ર રમણ સિદ્ધ થવા સારૂ એક અવતારથી એકજ કાર્ય કરે છે તેમ બ્રહ્મ એક છતાં અનેક ફલ આપવા માટે અનેક રૂપ ધારણ કરી ઉપાસ્ય થઇ તે રૂપથી સર્વ ફલ આપવાને સમર્થ છતાં વિચિત્રરૂપે રમણાર્થે તે તે સ્વરૂપથી નિયમિત ફલને આપે છે; તેમાં ઉપર બતાવેલ કોઈ પ્રકારની શંકા રહે તેમ નથી. તેવી રીતના વેદાદિ શાસ્ત્રના અભિપ્રાયને નહિ જાણવાથીજ તેઓ પ્રતિકોપાસન સ્વીકારે છે; બીજા પાદમાં વાગાદિ પ્રાણ પર્યંતનો લય થઇ એકસોને એકમી નાડીમાંથી જ્ઞાની જીવનું ઉત્ક્રમણ થાય છે અને અજ્ઞાની જીવોનું સો નાડીમાંથી ઉત્ક્રમણ થાય છે એવું નિરૂપણ છે. ત્યાં તેઓ જ્ઞાની જીવનું ઉત્ક્રમણજ સ્વીકારતા નથી, તૃતીય પાદમાં અર્ચીરાદિ માર્ગથી ગમન થઈ બ્રહ્મની પ્રાપ્તિ થવાનું નિરૂપણ છે. ત્યાં તેઓ જ્ઞાનીનું ગમનજ માનતા નથી અને ચતુર્થ પાદમાં મર્યાદા અને શ્રીભગવાન્‌ના અનુગ્રહના પાત્રરૂપ પુષ્ટ જીવોના ફલનું નિરૂપણ છે, તેમાં મર્યાદામાર્ગીય જીવો અક્ષર બ્રહ્મમાં લીન થઈ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે અને પુષ્ટિમાર્ગીય જીવો બ્રહ્મભાવને પ્રાપ્ત થયા હોય તેમાંથી, તેઓનો ઉદ્ધાર કરી ભજનાનન્દનો અનુભવ કરાવે છે,

એમ પ્રથમ સૂત્રમાંજ કહિને છેવટ મર્યાદામાર્ગીય જીવો વેદ-રૂપ શબ્દથી અને પુષ્ટિમાર્ગીય જીવો શ્રી ભગવાનના શબ્દથી અ-નિવૃત્તિ થાય છે એમ સિદ્ધ કર્યું છે ત્યાં શાંકરો સુ-ષુપ્તિનું નિરૂપણ કરનાર શ્રુતિમાં જીવો ( સુષુપ્તિમાં ) બ્રહ્મને પ્રાપ્ત થાય છે ( એટલે બ્રહ્મરૂપ થાય છે. ) એમ કહ્યું છે. તે શ્રુતિમાં કહેલો મોક્ષ જ્ઞાનીને થાય છે એમ સ્વીકારે છે. એ-ટલે તેઓ જે મુક્તિ માને છે તે સુષુપ્તિનું નિરૂપણ કરનારી શ્રુતિનો અર્થ છે. એ પ્રમાણે બ્રહ્મસૂત્રના ચારે અર્થે બલાત્કારથી અન્યથા કરેલ છે. તે અર્થને ભાષણકર્તા સર્વથી ઉત્તમ ગણી ઉપનિષદોનું જ્ઞાન મેળવવામાં શાંકરભાષ્યજ સમજવાના અગ-ત્યતા જણાવે છે. એ પણ ભાષણ કર્તાએ આગળ ચાલતાં અ-ધિકારના વિચારમાં જણાવેલ ઉભય પક્ષના ગ્રન્થોનું જ્ઞાન મેળ-વવાની બાબત "પોથી માંહેનાં રીંગણાની માફક" દૂર રાખવાથી જ તેઓ એક પક્ષ તરફ જ ઢળેલા જણાય છે. ઇન્દ્ર, વિરોચન અને પ્રજાપતિની છાંદોગ્યમાં કહેલી આખ્યાયિકાનું વિવેચન, ( શ્રી મચ્છંકરાચાર્યે માયાવાદ પ્રકટ કરવામાં સ્વીકારેલ વિવર્તવાદ સિદ્ધ કરવાનો પ્રસંગ લાવી ) કરેલ છે. પણ તે આખ્યાયિકાથી વિવ-ર્ત્તવાદ સિદ્ધ થતો નથી. પણ સર્વ ઉપાધિ રહિત શુદ્ધ અદ્વૈત બ્રહ્મવાદજ સિદ્ધ થાય છે; કારણ કે શુક્તિમાં રજત કે રજ્જુમાં સર્પ ( ભ્રાન્તિથી ) જોવામાં આવે છે તે વિવર્ત્ત કહેવાય છે તેમાં શુક્તિ ( છીપ ) નાં જ્ઞાનથી રજતનાં કાર્યનું કે રજ્જુનાં જ્ઞાનથી સર્પનાં કાર્યનું જ્ઞાન થતું નથી તેમ બ્રહ્મના જ્ઞાનથી જગત્ કાર્યનું જ્ઞાન થઈ શકે નહિં. પ્રત્યુત રજતનું જ્ઞાન હોય તોજ શુક્તિમાં રજતની ભ્રાન્તિ અને સર્પનું જ્ઞાન હોય તોજ રજ્જુમાં સર્પની ભ્રાન્તિ જેમ થાય છે, તેમ જગત્નું જ્ઞાન ( પ્રથમથી ) હોય તો જ બ્રહ્મમાં જગત્ની ભ્રાન્તિ થાય. પણ પ્રથમથી જગત્નું જ્ઞાન ન હોય તો બ્રહ્મમાં જગત્ની ભ્રાન્તિ થાય જ નહિં; માટે ભાષ-ણકર્ત્તા ફેન, વીચી, તરંગ અને બુદબુદને જલના વિવર્ત્ત જણાવે છે તે સર્વથા અસંભવિત જ છે.

અધિકારનું વિવેચન કરવાના પ્રસંગમાં પ્રાચીન ટીકાકારોના બાબતમાં ધર્મવિચારમાં ઉદારવૃત્તિની બાબતમાં, પરિસ્થિતિની ધર્મપર અસરની બાબતમાં પ્રાચીન ને અર્વાચીન બ્રાહ્મણોની બાબતમાં, છેક દક્ષિણમાં બ્રાહ્મણો શ્રદ્ધા ને જ્ઞાનની બાબતમાં અને આપણા ઇલાકાનાં દેશીરાજ્યો ને સરકારની બાબતમાં વિવેચન કરવામાં ભાષણકર્ત્તાએ આઠ પૃષ્ટ ચીતરેલાં છે તે પોતાનું જ્ઞાન પ્રકટ કરવા માટે જ ચીતરેલાં જણાય છે. બાકી તેનો ઉપયોગ ઉભય પક્ષવાળાઓને થવાની ક્રિયા થવાની યોજના કાંઈ પણ થઈ હોય એમ જણાતું નથી; તેથી क्रीयैव कारणं सिद्धेः कारणं न च तत्कथा એ ન્યાયનો આબેહૂબ ચિતાર છે.

છેવટ ઉપસંહારમાં હુમેશાં ઉત્સવ ઉજવવાની શંકર પ્રતિ પ્રાર્થના કરી રાગદ્વેષની નિવૃત્તિ થવા માટે सह नाववतु એ શ્રુતિથી ઉપસંહાર કર્યો છે. તથાઽસ્તુ.

---

## રા. રા. મણીલાલ અજીતરાયનાં ભાષણનું અવલોકન.

આ ભાષણનું અવલોકન કરતાં તેઓ તટસ્થ રહીને જ બોલ્યા છે તેમાં પણ શ્રી શંકરાચાર્ય અને શ્રી વલ્લભાચાર્યનાં જ નામ લીધાં બીજા આચાર્યોનાં નામ લીધાં નથી તે તેઓના સિદ્ધાન્તના ગ્રન્થો જોવામાં નહિં આવ્યા હોય તેને લીધે નામ નહિં લીધાં હોય પણ આ બે આચાર્યોનાં નામ લઇ તેમાંથી પોતાનો આદર દર્શાવતાં જણાવે છે કે “ શંકરસ્વામિ પ્રત્યે મને વિશેષ આદર છે.-તેનું કારણ એ છે કે તેમણે આત્માનું સૌથી ઉત્તમ રીતે જ્ઞાન કરાવ્યું છે. આ લોકે દેહને જ આત્મા માન્યો છે.” એવી રીતે જણાવ્યું છે ત્યાં શ્રી વલ્લભાચાર્યજીના સિદ્ધાંન્તમાં, દેહને જ આત્મા માનવાનું તેઓ સમજતા હોય તો તેમની મ્હોટી ભૂલ છે. શ્રી શંકરાચાર્યે દેહ, જીવ અને ઇશ્વરને કલ્પિત માનેલા છે અને શ્રી મદ્વલ્લભાચાર્યજીયે દેહને આત્મા માનવો એ

દેહાધ્યાસને અવિદ્યાનું પર્વ માનેલું છે અને જીવને બ્રહ્મનો અંશ માનેલો છે. તે રા. રા. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસે કરેલું ( નિબંધનું ) ગુજરાતી ભાષાન્તર અને રા. રા. પટવારી રણછોડદાસ વૃંદાવનદાસે પ્રકટ કરેલ " પુષ્ટિ માર્ગ સિદ્ધાન્ત " નામનો ગ્રન્થ વાંચવાથી તેમજ રા. રા. લલ્લુભાઇ તરફથી પ્રકટ થયેલ બ્રહ્મવાદ વાંચવાથી જણાશે કે કયા સિદ્ધાન્તમાં આત્માનું સ્વરૂપ શ્રુતિને અનુસારે યથાર્થ સમજાવ્યું છે ? તે વિષે ખાત્રી કરી તે પછી તે બાબત અભિપ્રાય આપવો જોઈએ. પણ હાલ એવો સમય આવી ગયો છે કે સિદ્ધાન્તના ગ્રન્થો તરફ દૃષ્ટિ કર્યા વગરજ તે વિષે અભિપ્રાય મન ગમતો આપવો, પણ એ ગ્રેજ્યુએટ વિદ્વાનને યોગ્ય નહિં.

---

નવસારીવાળા પંડિત બાલકૃષ્ણના વ્યાખ્યાનનું અવલોકન કરતાં તેઓ તટસ્થ રીતે ઇશ્વરાધનાપરજ બોલ્યા છે; તેથી તે વિષે કાંઇ જણાવવાનું નથી.



## વડોદરાવાળા વે. શા. સંપન્ન શાસ્ત્રી નારાયણ ગીરધરના ભાષણનું અવલોકન.

---

આ ભાષણકર્ત્તાયે શ્રી શંકરાચાર્યે પ્રવર્તાવેલ સિદ્ધાન્તની પરંપરા બતાવી છે. જેમાં નારાયણ, બ્રહ્મા, વસિષ્ટ, શક્તિ, પરાશર, વ્યાસ, શુક, ગોડપાદાચાર્ય, ગોવિંદપાદાચાર્ય અને શ્રીશંકરાચાર્ય એ પ્રમાણે પરંપરા દર્શાવી છે; તેમાં બ્રહ્માથી આરંભી વ્યાસજી સુધી સર્વ ગૃહસ્થોને જ આચાર્ય માનેલા છે છતાં આગળ રા. રા. હીરાલાલ વ્રજભૂષણદાસે ( પોતાના ) ભાષણમાં સંન્યાસિને જ અધિકારી જણાવેલ છે. તે ઉપરથી એવો પ્રશ્ન ઉભો થાય છે કે જેઓ ( ગૃહસ્થો ) વેદાન્ત શ્રવણના કે વેદાન્તોપદેશના અધિકારી નથી તેવા ( ગૃહસ્થો ) વેદાન્તની પરંપરાના ગુરુ શી રીતે હોઈ શકે ?

માટે કાં તો પરંપરા ખોટી માનવી અને પરંપરા ખરી કહો તો શ. રા. હીરાલાલભાઇ જેવા ગ્રેજ્યુએટ વિદ્વાનનું જણાવવું ખોટું ? એમાંથી એક વાત તો સ્વીકારવી જ પડશે. એવી રીતે એક જ સિદ્ધાન્તની બાબત પરસ્પર વિરોધ આવે તેવાં ભાષણો થાય એ સિદ્ધાન્તના સ્વરૂપની અપૂર્ણતા સમજવી કે કેમ ? તેનો ઈન્સાફ કરવાનું કામ વાચક વર્ગ ઉપર ધરૂં છું.

વળી એ પરંપરામાં બતાવેલા ગુરુઓમાંથી માયાવાદમાં સ્વીકારેલ તમામ બાબતોનું પ્રતિપાદન કરનાર ગ્રન્થો કોણે કોણે કરેલા છે ? એ અવશ્ય સિદ્ધ કરવું જોઇએ. જો કોઇએ કરેલા ગ્રન્થો [પ્રામાણિક] પ્રાપ્ત થાય નહિ તો તે માનેલી પરંપરા પણ સ્વકપોલકલ્પિત મનોરાજ્યજ છે, એમ સમજવું. એટલે તે પરંપરાથી પણ (કથન માત્ર હોવાથી) પરંપરાગતત્વ સિદ્ધ થઇ શકતું નથી; માટે શ્રીમદ્ભાગવતી પરંપરા જેમ દ્વાદશ સ્કન્ધના ૧૩ મા અધ્યાયમાં कस्मै येन विभासितोऽयमतुलो ज्ञानप्रदीपः पुरा, तद्रूपेण च नारदाय मुनये कृष्णाय तद्रूपिणा॥ योगीन्द्राय तदात्मनाऽथ भगवद्राताय कारुण्यत,स्तच्छुद्धं विमलं विशोकममृतं सत्यं परं धीमहि ॥ १९॥

ઉપર પ્રમાણે પરંપરા લખી છે; જેમાં શ્રી ભગવાને બ્રહ્માજીને, બ્રહ્માજીરૂપે નારદજીને, નારદજીરૂપે કૃષ્ણદ્વૈપાયન મુનિને કૃષ્ણદ્વૈપાયન મુનિરૂપે યોગીન્દ્ર શ્રી શુકદેવજીને અને શ્રીશુકદેવજી રૂપે કારૂણ્યથી ભગવદ્રાત (પરીક્ષિત) ને માટે આ શુદ્ધ તુલના ન થાય તેવો જ્ઞાનરૂપ ઉત્તમ દીપ પ્રકાશિત કર્યો છે. તે શુદ્ધ મલરહિત, શોક રહિત કરનાર, અમૃત, (મોક્ષરૂપ) સત્ય પરબ્રહ્મનું અમે ધ્યાન કરીએ છીએ. એમ સ્પષ્ટ પરંપરા બતાવી છે. તે પરંપરા પ્રમાણે વેદ, ગીતા, વ્યાસસૂત્ર અને શ્રીમદ્ભાગવત એ સર્વની એક વાકયતા કરી શુદ્ધઅદ્વૈત જે સિદ્ધાન્તમાં સિદ્ધ કરેલ હોય તેજ સિદ્ધાન્ત પ્રાચીન પરંપરાગત કહેવાય, તેમ नारायणं पद्मभवं वासिष्टम् એવી પરંપરા કોય પ્રામાણિક પુરા

ઐતિહાસાદિકમાં નહિ બતાવેલી નવી સ્વકપોલ કલ્પિત ઘડી કાઢી પોતાના સિદ્ધાન્તને પ્રાચીન ઠરાવવા યત્ન કરવાથી પ્રાચીનતા સિદ્ધ થઇ શકવાનીજ નથી; માટે ભાષણ કર્ત્તાએ (પોતાનો સિદ્ધાન્ત પ્રાચીન પરંપરાગત છે એમ દર્શાવવા માટે) પરંપરા ઉપર જે વિવેચન કરેલું છે તે શાંકર સિદ્ધાન્તને મજબુત કરી શકતું નથી.

શ્રીમાન્ શંકરાચાર્યે બાહ્ય ચિન્હ કે મંત્રોપદેશનો પ્રચાર ચલાવ્યો નથી. એમ જણાવવા માટે ભાષણ કર્ત્તા જણાવે છે કે "કોઇ અવતારી ભગવાને પરંપરા ધર્મથી ભિન્ન કર્યું નથી. તેમ બાહ્ય ચિન્હ કે દેખાવની વ્યવસ્થા કરી નથી. શ્રીકૃષ્ણ ભગવાને ગીતાશાસ્ત્ર આપ્યું પણ કોઈ નવો મંત્ર કે બાહ્યચિન્હોનો ઉપદેશ આપ્યો નથી." આવી રીતે જણાવવું કેટલું અજ્ઞાન સૂચવે છે? તે વાચક વર્ગને જણાવવું જોઇએ કે પદ્મપુરાણમાં સાક્ષાત શિવજીએ શિવાને કહ્યું છે કેઃ—

ये कण्ठलग्नतुलसीनलिनाक्षमाला
ये बाहुमूलपरिशोभितशङ्खचक्राः ।
ये वै ललाटफलके लसदूर्ध्वपुण्ड्रा—
स्ते वैष्णवा भुवनमाशु पवित्रयन्ति ॥

અર્થ—કંઠમાં તુલસી અને કમલના પારાની જેઓ માલા પહેરે છે, બાહુ મૂલમાં ચોતરફ શોભિત શંખ ચક્રવાલા છે અને લલાટના ભાગમાં જેઓ સુશોભિત ઉર્દ્ધ્વપુંડ્ (ઉભું તિલક) વાળા છે તે વૈષ્ણવો સમગ્ર લોકને જલ્દી પવિત્ર કરે છે. એમ બાહ્ય ચિન્હો ધારણ કરનારાની પવિત્રતા શિવજીએ સ્પષ્ટ ઉદ્ઘોષિત કરેલ છે તે છતાં ભાષણ કર્તા બાહ્ય ચિન્હોનો કોઈએ ઉપદેશ કર્યો નથી એમ જણાવે છે. તેમ શ્રીમાન્ માધવતીર્થને આદ્ય શંકરાચાર્યની વંશમાતૃકાના ૭૪ મા જણાવે છે તેઓએ બાહ્ય ચિન્હો (ભસ્મ રૂદ્રાક્ષ) ધારણ કરવા માટેજ કલહ કરી તે બાબત

નાં નવીન પુસ્તકો શા માટે પ્રસિદ્ધ કર્યાં ? અને શાંકરો તેવાં ચિન્હો શા માટે ધારણ કરે છે ? વિષ્નુ ભક્તનાં ચિન્હો કેમ ધારણ કરતા નથી ? તેમ સાંભળવા પ્રમાણે માધવતીર્થ શા માટે મંત્રોપદેશ કરે છે ? માટે ભાષણ કર્ત્તાએ પોતાનું ઘર પણ તપાસ્યું જણાતું નથી.

વળી શ્રીમાન્ શંકરાચાર્યે બૌદ્ધાદિકથી થયેલ (ધર્મની) હાનિ દૂર કરવાનુંજ કર્તવ્ય બજાવ્યું હતું. એ જણાવ્યું છે તે વિષે દર્શાવવાનું કે બૌદ્ધાદિકે વેદને બનાવનાર ધુતારા ભાંડ અને રાક્ષસ છે. એમ કરડી ભાષામાં કહી વેદને ખોટા ઠરાવ્યા છે; ત્યારે શ્રીમાન્ શંકરાચાર્યજીએ વેદના કર્ત્તા માયિક (ખોટા, કલ્પેલ) ઈશ્વર છે. એમ કહી અજ્ઞાનદશામાં વેદને નિત્ય માની છેવટ અનિત્ય માનેલ છે. એમ સુધરેલી ભાષામાં વેદને મિથ્યા માનેલ છે. એટલે બૌદ્ધાદિકે જ્યારે 'બાપની બઇયર' ની રીત ચલાવી ત્યારે શ્રીમાન્ શંકરાચાર્યે 'મા' કહેવાની રીત ચલાવી છે. બાકી બન્નેનો અભિપ્રાય એકજ થાય છે. આ તો આવી રીત થઈ છે કે મુગલ બાદશાહીના વખતમાં જોરજુલમીથી ધર્મભ્રષ્ટ કરતા તે સમયમાં લોકોમાં ધર્મનો જુસ્સો દૃઢ રહ્યો હતો તે જેમ આજના સુધરેલા જમાનામાં ખુશીથી દામ ખરચી આઇસ, સોડાવાટર, ડાકટરી દવામાં મછલીનું તેલ, હાડકાંનું ચૂર્ણ અને બરાંડી વિગેરેનું મીક્ષચર કે સ્વતંત્ર તેવો પદાર્થ લેવા લેવરાવવામાં લોકો ઉત્સાહ ધરાવવા લાગ્યા છે અને ઉત્તમ વર્ણવાળાઓ પણ હોટલમાં દાખલ થવાથી આરંભીને દેશ પરદેશની મુસાફરીમાં પોતાની મહત્તા માની યથેષ્ટાચરણ કરવા લાગ્યા છે, તેમાં ધર્મભ્રષ્ટ થવાનો મનમાં અંકુર પણ થતો નથી. તેમ બૌદ્ધાદિક વેદને કે ઈશ્વરને માનતા નહિં અને જાહેર ખંડન કરતા તે સમયમાં વેદને અપૌરુષેય (શબ્દબ્રહ્મ) અને ઈશ્વરને અનાદિ, અનન્ત, સર્વશક્તિમાન્, સ્વતંત્ર, સર્વોપાસ્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ માનવામાં દૃઢ આગ્રહવાળા લોકો હતા

તે શ્રીમાન્ શંકરાચાર્યજીના ઉપદેશથી વેદ તથા ઈશ્વરને માયિક કલ્પિત અને અનિત્ય ઉદ્ઘોષ કરી સર્વ આસ્તિક કહેવાતા લોકો ઉપદેશ કરવા લાગ્યા છે. એટલે જેમ જોરજુલમીથી વટલાવે તે વટલી ધર્મભ્રષ્ટ થયો કહેવાય. તેમ ખુશીથી વટલે તે પણ ધર્મભ્રષ્ટ થયો તો કહેવાયજ. ઉલટો બલાત્કારથી વટલાવેલ હોય તે કમતી પ્રાયશ્ચિત્તાર્હ થાય છે અને ખુશીથી વટલે તે વધારે પ્રાયશ્ચિત્તાર્હ છે. તેવીજ રીતે જાહેર રીતે વેદ તથા ઈશ્વરને નહિ માનનારા બૌદ્ધાદિકનાં સમયમાં રાજા તદનુસારી થવાથી લોકો **यथा राजा तथा प्रजाः** એ ન્યાયથી બૌદ્ધમતાનુયાયિ થયા. તેઓ વેદ તથા ઈશ્વરને નહિં માનવા લાગ્યા. ત્યાર પછી શ્રીમાન્ શંકરાચાર્યજી પ્રકટ થયા તેમણે જગત્કર્ત્તા, જગત્, જગતની અંદર આવેલ વેદ, વેદનિરૂપિત ઉપાસ્ય દેવ, (પંચાયત પ્રભૃતિ) જ્ઞાનોપદેશ કર્ત્તા ગુરુ અને ગુરુયે ઉપદિષ્ટ વેદસિદ્ધ બ્રહ્મજ્ઞાન સર્વ મિથ્યા છે એમ સુધરેલી રીતે સમજાવવાથી આસ્તિક બનીને પણ વેદ તથા ઈશ્વર પ્રભૃતિ સર્વને મિથ્યા કહેવા લાગ્યા છે. એટલે વેદ તથા ઈશ્વરને ન માને અથવા અનિત્ય કે મિથ્યા કે કલ્પિત માને અથવા અજ્ઞાન (અસમજણની) દશામાં ખરાં સમજાવી પરમાર્થ (સમજણની) દશામાં સર્વ મિથ્યા છે એમ માને એ બધી બાબત વેદ તથા ઈશ્વરને નહિં માનવાનીજ છે. તે ચોખ્ખા શબ્દમાં નહિ પણ આડકતરી રીતે ગર્ભિત એકજ અર્થ થાય છે. એવી રીતે બૌદ્ધાદિક મતનું ખંડન અને વેદસિદ્ધ પંચાયતનાં પૂજનની વ્યવસ્થા શ્રીમાન્ શંકરાચાર્યે કરવાથી તમને ષણ્મત સ્થાપનાચાર્યે કહેતા આવ્યા છીએ એમ ભાષણકર્ત્તા જણાવે છે, તેથી તેમણે કેવી રીતે બૌદ્ધ મતનું ખંડન કરી પોતે ઉપદેશ કર્યો' અને પઞ્ચદેવને કેવા સ્વરૂપમાં માની તેમના પૂજનનો ઉપદેશ કર્યો છે? અને વેદને, ઈશ્વરને અને ઉપાસ્ય દેવને અનિત્ય (માયાકલ્પિત) માની વેદોક્તવિધિના નામે અવૈદિક રીતે ઉપદેશ કર્યો એ કેવો ઉપદેશ થયો છે? તેનું સ્વરૂપ ઉપર બતાવ્યું છે, તે ધ્યાન દઈ વાંચવાથી વાચકવર્ગ સારી રીતે સમજી શકશે.

હવે શ્રીશંકરાચાર્ય શુદ્ધ સત્ત્વાવતાર છે એમ ભાષણકર્તા જણાવે છે. તે વિષે લખવાનું કે માયાના સંબન્ધવાળું સત્ત્વ ન હોય તે શુદ્ધ સત્ત્વ કહેવાય છે. તો શ્રીમાન્ શંકરાચાર્યજીએ તો માયાવાદ સ્થાપિત કર્યો છે. એમ ભાષણકર્તાઓએજ ઉદ્ઘોષ કરી સિદ્ધ કર્યું છે; તેથી માયાવાદનું સ્થાપન કરનારને શુદ્ધ સત્ત્વાવતાર શી રીતે કહી શકાય? માટે તેમાં પ્રમાણની અપેક્ષા રહે છે. કારણ કે પ્રવાહિ જીવોને વિષ્ણુભક્તિથી દૂર રાખવા માટે શ્રી ભગવાનની આજ્ઞાથી શિવજીજ સાક્ષાત્ શ્રી શંકરાચાર્ય રૂપે પ્રકટ થયા છે એમ પદ્મપુરાણાદિકના કથાસંદર્ભથી અમે તો સ્વીકારીએ છીએ. પણ બીજા સંપ્રદાયવાળા તો મણિભદ્રયક્ષનો અવતાર માને છે; માટે તેમનાં પ્રાકટ્ય વિષે બરોબર પ્રમાણ હોય તો લોકોને ઉત્તર આપવાનું સુગમ પડે.

પરંપરા વિષે ભાષણકર્ત્તાએ વિવેચન કરતાં શારદામઠની ગાદીયે ૭૪ અને શૃંગેરીમઠની ગાદીયે ૩૩ આચાર્ય થયાનું જણાવી તેમાં સુરેશ્વરાચાર્ય યોગબલથી વર્ષ ૭૨૫ એકલા રહ્યા તેથી શૃંગેરી મઠની પરંપરામાં સંખ્યા કમતી છે એવો અભિપ્રાય જણાવ્યો છે તે ગમે તેમ હો તે ખાતે કાંઈ વક્તવ્ય નથી પણ કાલબલને લીધે ગેરવ્યવસ્થા થયાનું વિવેચન સ્વબુદ્ધિ તથા શ્રદ્ધાને અનુસારે કરતાં જણાવે છે કે "નવા પ્રકારની ભક્તિનો પવન ફેલાવા લાગ્યો. અને નિઃસાધન ભક્તિના નામથી નવી સંસ્થાનો ઉદય થયો; જેમાં કશાની જરૂર નહિં. અધ્યયન, કર્મ, વિધિનિષેધ અને છેવટે વિરુદ્ધ ધર્મ. રા. રા. કમલાશંકરભાઇએ કહ્યું હતું તેમ વિચાર કરવાની તસ્દી લેવારૂપ ક્લેશની પણ જરૂર નહિં." એમ જણાવે છે. તે ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે તેમને ભક્તિનાં સ્વરૂપની બીલકુલ ખબર નથી કે વેદાદિશાસ્ત્રમાં ભક્તિનું સ્વરૂપ અને તેનો પ્રકાર કેવી રીતે પ્રતિપાદિત છે? માટે તે અહિં બતાવવાની જરૂર છે. એમ વાચક વર્ગ સમજી શકશે; માટે બતાવીએ છીએ.

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।
स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥

માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક જે સ્નેહ તે ભક્તિ કહેવાય છે. તે ભક્તિવડે મુક્તિ ( થાય છે) અન્યથા (ભક્તિ વગર) મુક્તિ થતી નથી. તેમ શાંડિલ્યસૂત્ર ( ભક્તિમીમાંસા ) માં કહ્યું છે કેઃ—

सा परानुरक्तिरीश्वरे ॥

ઈશ્વરમાં અત્યંત આસક્તિ તે ભક્તિ કહેવાય છે, તેમ આથર્વણ ઉપનિષદ્‌માં કહેલ છે કે:—

भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैराश्येनामुष्मिन् मनसः कल्पनं तदेव च नैष्कर्म्यम् ॥

આ (શ્રીકૃષ્ણ) નું ભજન કરવું તે ભક્તિ કહેવાય છે. તે આ લોક તથા પરલોકની કાંઈ પણ કામનારૂપ ઉપાધિની આશા નહિં રાખીને એ શ્રીકૃષ્ણમાં મનનું લગાવવું તે [ભજન કહેવાય છે] અને તેજ કર્મ બન્ધનને છોડાવનાર છે. એમ સર્વત્ર ઉદ્‌ઘોષિત ભક્તિને ભાષણ કર્ત્તા નવી સંસ્થા કહે છે. અને શ્રીમદ્‌ભગવતગીતાના ૧૮ મા અધ્યાયમાં પ્રતિપાદિત જ્ઞાનના ફલરૂપ પરા ભક્તિ જે કોય પણ સાધનથી પ્રાપ્ત થતી નથી એ નિઃસાધન ભક્તિને વખોડી તેવી ભક્તિ કરનારાઓની ટીકા કરી તેઓને અજ્ઞાની કહે છે. એ ભાષણ કર્ત્તાનું અજ્ઞાનજ સૂચવે છે આગળ ચાલતાં વળી નામ સ્મરણ કરનારનું વિવેચન કરતાં તેઓની ટીકા કરી "શુદ્રોને માટે ખાસ યોજાએલી નામ સ્મરણની વ્યવસ્થા ઉપરના વર્ગો પોતાના ધર્મને ભૂલવાથી તેમને માથે ચડી બેસે છે અને સમગ્ર દેશ કુદાકૂદના તાબામા સંપડાયો છે." એમ જણાવે છે. તે ઊપરથી ભાષણ કર્ત્તાને નામસ્મરણ ઉપર અને શ્રીભગવન્નામોચ્ચારણ કરી કુદાકૂદ કરનાર ઉપર કેટલો કં-

ટાળો છે? એ ખુલ્લુ જણાઇ રહે છે. પણ તેઓને ખબર નથી કે અજામિલ જેવો મહા પાતકી પણ સાંકેતિક નામોચ્ચારણથી જ યમદૂતોના પાસથી છૂટી ગયો હતો. તેવાં પરમ ફલને આપનાર શ્રીભગવન્નામોચ્ચારણ કે નામસ્મરણને શૂદ્રોને માટે વ્યવસ્થા યોજેલી છે. એમ ભાષણકર્ત્તા જણાવે છે. ત્યારે શું બ્રાહ્મણોને માટે વિષ્ણુ સ્મરણ વિહિત નથી. એમ તેઓ સમજે છે? આ અજ્ઞાનની સીમા નહિ તો બીજું શું સમજવું? કારણ કે સંધ્યા તથા શ્રાદ્ધથી આરંભીને યજ્ઞ પર્યંત એવું કોઇ વૈદિક કર્મ નથી કે જેમાં **विष्णुस्मरण विहित** ન હોય એ અમે **आम्नाय तत्त्वभास्कर** નામના ગ્રન્થમાં સારી રીતે **प्रमाणपुरःसर** દર્શાવેલ છે. વળી મહામહોપાધ્યાય પં. શિવકુમારજી મુંબઈ આવ્યા હતા ત્યારે દરેક સારા ગ્રહસ્થોને ત્યાં તેમના પ્રમુખપણા નીચે વિદ્વત્સભા થઈ હતી, તે સમયે તેઓ ધર્મોપદેશ કરતા હતા તે પ્રસંગમાં એક ગ્રહસ્થ શેઠને ત્યાં તેઓએ શ્રી ભગવન્નામ માહાત્મ્યનું નિરૂપણ કરતાં એક ઈતિહાસ કહ્યો તે અહિં વાચક વર્ગની સમક્ષ મુકવાનું હું યોગ્ય સમજું છું.

ઇતિહાસ પુરાણ પ્રકટ કરાવવામાં ઋષિઓ વિચાર કરવા બેઠા તેમાં કેટલાએક ઋષીઓનો એવો એવો મત થયો કે પરાશર મુનિ પાસે પ્રકટ કરાવવાં અને કેટલાએક ઋષિઓનો એવો મત થયો કે વ્યાસ મુનિ પાસે પ્રકટ કરાવવાં એમ બે મત થયા ત્યારે બન્ને પક્ષવાલાઓએ બ્રહ્માજી પાસે જઇને પૂછયું કે આવી રીતે બે મત થયા છે, તેમાંથી કોની પાસે ઇતિહાસ પુરાણ પ્રકટ કરાવવાં? ત્યારે બ્રહ્માજીએ જવાબ આપ્યો કે બન્ને પાસેથી નામ માહાત્મ્યનો એક એક શ્લોક બનવાવી લાવો એટલે તે ઉપરથી ખુલાસો આપવામાં આવશે. એવો બ્રહ્માજીનો જવાબ સાંભળી બન્ને પક્ષવાળા બન્ને પાસે ગયા અને નામ માહાત્મ્યના શ્લોકો બનવાવી બ્રહ્માજી પાસે લાવ્યા. તે બ્રહ્માજીએ વાંચી જોયા. તો પરાશર મુનિએ કરેલા શ્લોકનો અભિપ્રાય એવો હતો

કે, "શ્રીકૃષ્ણ એ નામનો પ્રભાવ એવો છે કે માણસે ક્રોડો જન્મથી એકઠાં કરેલાં પાપને બાળી નાંખે છે.' અને વ્યાસ મુનિએ કરેલા શ્લોકનો અભિપ્રાય એવો હતો કે "પાપને બાળવામાં હરિના નામની જેટલી શક્તિ છે તેટલું પાપ પાતકી માણસ કરી શકતો નથી.

એ પ્રમાણે શ્રી ભગવાનના નામના માહાત્મ્ય વિષે પરાશર મુનિ તથા વ્યાસમુનિએ કરેલા શ્લોકોના અભિપ્રાય ઉપરથી બન્નેનાં અંતઃકરણનો ભાવ સમજી બ્રહ્માજીએ વ્યાસમુનિ પાસે ઇતિહાસ પુરાણ પ્રકટ કરાવવાની આજ્ઞા કરી. તે ઉપરથી વ્યાસ મુનિએ ઇતિહાસ પુરાણ પ્રકટ કરેલ છે.

ઉપરના ઇતિહાસનો અભિપ્રાય એવો છે કે ભગવાનના નામનું માહાત્મ્ય વર્ણવવામાં પરાશર મુનિ કરતાં વ્યાસમુનિ વિશેષ શ્રદ્ધાવાળા હોવાથી ઉત્તમ અધિકારી છે. એમ સમજી બ્રહ્માજીએ વ્યાસમુનિ પાસે ઇતિહાસ પુરાણ પ્રકટ કરાવવાની આજ્ઞા કરી. એવું જેનું અગાધ માહાત્મ્ય છે તે નામ સ્મરણને ભાષણકર્ત્તા ખાસ શૂદ્રોને માટે યોજેલી વ્યવસ્થા જણાવે છે. એ તેમની શ્રધા, શાસ્ત્રજ્ઞાન અને અધિકારની અપૂર્વતા સૂચવે છે.

છેવટે ભાષણકર્ત્તાએ સંન્યાસીનો વેષ રાખી હાલ ફરનારાઓનું વિવેચન કરતાં તેવાઓને લુટારા જણાવે છે પણ તેઓ સર્વત્ર શંકરસિદ્ધાન્તાનુયાયી બની તે સિદ્ધાન્તાનુયાયી પાસેથીજ માન મેળવે છે અને તે સિદ્ધાન્તનોજ ઉપદેશ કરે છે; તેથી તે વિષે બંદોબસ્ત કરવો એ ખાસ શંકરાચાર્યનું પદ ભોગવતા હોય તેઓનુંજ કર્ત્તવ્ય છે; માટે બીજાના અનુયાયીઓ ઉપર તરાપ મારવાનો ઇરાદો રાખવા કરતાં પોતાના સિદ્ધાન્તમાં ચાલતી ગડબડ અટકાવવી એજ શ્રીમાન્ શંકરાચાર્યનું મુખ્ય કર્ત્તવ્ય છે.

## વ્યાખ્યાકોવિદ વે. શા, સં, હિમતલાલ પ્રાણજીવન શુકલ ( ડભોઇવાળા )ના ભાષણનું અવલોકન.

ભાષણકર્ત્તા શરૂઆતમાં શકટારૂઢગુણગાનન્યાય પ્રમાણે શ્રીમાન્ શંકરાચાર્યજી વિષે વિવેચન કરીને ધર્મની સ્થિતિ વિષે વિવેચન કરી ધર્મની સ્થિતિ બગડી ત્યારે ધર્મનું સ્થાપન કરવા સારૂ શંકરાચાર્યજી પ્રકટ થયા. એવો પ્રસંગ લાવી તેમણે સ્થાપેલ વર્ણાશ્રમધર્મ મર્યાદા તથા અદ્વૈત જ્ઞાનનો ઉપદેશ કર્યાનું જણાવે છે. તેમાં ચાર દિશાઓમાં વર્ણાશ્રમની વ્યવસ્થા બરોબર ચાલે તેને માટે ચાર મઠનું સ્થાપન કરી નિયન્તા સં-ન્યાસી રાખ્યા એવી વર્ણાશ્રમની વ્યવસ્થા જ્યારે મૂલથી બંધાણી ત્યારે સ્ત્રી, પુત્ર ગૃહ, કુટુંબ અને ધનમાં વૈરાગ્ય દૃઢ થાય ત્યારે સંન્યાસી થાય. તે સંન્યાસીઓને ચારે દિશાઓના નિયન્તા ઠરાવી રાખ્યા. તે ઉપરથી એક એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે સાક્ષાત્ શિવજીના અવતારરૂપ શ્રીશંકરાચાર્યજી હતા તેઓને શું એટલું જ્ઞાન થયું નહિ ? કે જેમ આંકેલો સાંઢ હોય તેની ઉપર ધોંસરી નંખાય નાહિં તેમ વૈરાગ્ય પામી સર્વ છોડીને સંન્યાસી થયા તેઓની ઉપર ધર્મ સાચવવાની, પ્રજા ઉપર હુકમ કરવાની, પધરામણીઓ લેવાની અને બ્રાહ્મણોને તેની નાત બ-હાર કે ચોરાશી નાત બહાર કરવાની ધોંસરી નંખાય નહિ ? કારણ કે એ સર્વ સંન્યાસાશ્રમના ધર્મથી વિરૂદ્ધ છે. કદાચિત એમ શ્રીશંકરાચાર્ય જાણતા નહિ હતા એમ જો કહેવામાં આવે તો તેમના જ્ઞાનમાં ખામી આવે છે. અને જો જાણતાં છતાં તેઓએજ ધર્મની વ્યવસ્થા ચલાવવા માટે આવી રીતે સંન્યાસી-ઓને અધિકાર સોંપેલ છે એમ કહેવામાં આવે તો પછે મૂલેકુઠારન્યાયથી મૂલ શ્રીશંકરાચાર્યેજ સંન્યાસાશ્રમ ધર્મની મર્યાદા તોડી એમ બલાત્કારથી કહ્યા વગર ચાલશે નહિ; એટલે વર્ણાશ્રમધર્મની મર્યાદા બાંધનાર ઠરાવવા જતાં વર્ણાશ્રમ ધર્મની મર્યાદાને તોડનાર ઠરી જાય છે.

હવે અદ્વૈત સિદ્ધાન્ત સ્થાપન કરવાનું જણાવ્યું છે તે વિષે ઉપર પ્રસંગોપાત જણાવેલ છે તો પણ આ ભાષણના અવલોકનમાં પણ જણાવવાની આવશ્યકતા હોવાથી સંક્ષેપમાં જણાવવામાં આવે છે કે શાંકરવેદાન્તમાં છને અનાદિ માને છે એટલે પ્રથમ તો છ રહ્યાંજ છે; તેથી પ્રથમ કાલમાં તો અદ્વૈત નથીજ એ સિદ્ધ થયું. હવે વર્ત્તમાન કાલમાં પણ છએ રહ્યાં છે તે સમય પણ અદ્વૈત નથી એમ સિદ્ધજ છે અને જ્ઞાન થયા પછી પાંચનો અંત માની એક બ્રહ્મ રહે છે એમ સ્વિકારી તે સમય અદ્વૈત થયાનું સ્વીકારે છે; એટલે છેવટ અદ્વૈત કહેવાયજ નહિ. ત્રણે કાલમાં અદ્વૈત સિદ્ધ થાય ત્યારેજ અદ્વૈત ખરૂં કહેવાય. તે શિવાય તો દ્વૈતાદ્વૈત જેવુંજ થાય છે. તેમ જે વસ્તુ અનાદિ હોય તે અનન્તજ હોય એવો બ્રહ્મના દૃષ્ટાન્તથી નિયમ સિદ્ધ છે. તે નિયમ પ્રમાણે છને અનાદિ માનશે તો અનન્ત માનવાં પડશે. એટલે છ અનાદિ તથા અનન્ત થયાં તો અદ્વૈત કયાં થયું ? અહિં કદાચિત્ એમ કહેવામાં આવે કે નૈયાયિક જેમ પ્રાગભાવને અનાદિ તથા સાન્ત માને છે તેમ અમે પણ પાંચને અનાદિ તથા સાન્ત માનીએ છીએ. તો તેના જવાબમાં લખવાનું કે નૈયાયિક[1] લોકો સાત પદાર્થ માને છે; તેમાં છ ભાવ પદાર્થો અને સાતમો અભાવ પદાર્થ એમ સાત પદાર્થો માને છે; તેમાં છ ભાવ પદાર્થમાં જેને જેને અનાદિ માને છે તેને તેને અનન્ત તથા નિત્ય માને છે તે શાંકર સિદ્ધાન્તમાં પાંચને અનાદિ સાન્ત માને છે તે પાંચેને ભાવ રૂપ માને છે અભાવ રૂપ માનતા નથી; માટે નૈયાયિક ભાવ પદાર્થોમાંથી જેને અનાદિ માને છે તેને અનન્ત તથા નિત્ય માને છે તેમ શાંકરોને પણ અનાદિ પદાર્થોને અનન્ત તથા નિત્ય માનવા પડશે; એટલે અદ્વૈત ઉડી જઈ બલાત્કારથી દ્વૈત કંઠમાં ચોટી રહે છે; કારણ કે ભાવ પદા-

---

૧ કાણાદ અને ન્યાય બન્નેની એકતા કરનાના જે ગ્રન્થો છે તે ન્યાયના ગ્રન્થોમાં સાત પદાર્થોમાં સોલ પદાર્થોનો અન્તર્ભાવ કરેલો છે.

ને માનવામાં ભાવ પદાર્થનો દાખલો આપવો જોઈએ અભાવનો દાખલો ઉપયોગી નથી માટે પાંચ પદાર્થને ભાવરૂપ અનાદિ માની ( અનન્ત નહિં માનતાં ) સાન્ત માનવામાં ( ભાવ પદાર્થોનો કોઈ પણ દાખલો નહિં મળવાથી ) અભાવના ભેદરૂપ પ્રાગભાવનો દાખલો આપે છે તે અભાવના દાખલાથી ભાવ પદાર્થની વ્યવસ્થા સિદ્ધ થઇ શકે જ નહિં; તેથી શાંકરસિદ્ધાન્તમાં કોઈ રીતે અદ્વૈત સિદ્ધ થઈ શકતું જ નથી. તેમ જે જીવને જ્ઞાન થયું તેને જ અદ્વૈત થાય છે. બીજાને તો દ્વૈત જ રહે છે. એવું તેઓનું મન્તવ્ય છે; તેથી તેઓનું અદ્વૈત એક દેશિ છે સર્વાંશે નથી. વળી શુદ્ધ બ્રહ્મના એક દેશમાં માયા રહે છે એમ તેઓ સ્વીકારે છે; તેથી તેમણે સ્વીકારેલ નિષ્ક્રિય, નિર્ગુણ, નિરાકાર—બ્રહ્મને પણ માયાના એક દેશમાં સંબંધ રહેવાથી નિરાકારનો એક દેશ માની તેને વળી માયાનો સંબંધ માનવો એજ તેમણે માનેલ અદ્વૈત અશુદ્ધ છે. તેની વ્યાવૃત્તિ માટે શુદ્ધ પદ અદ્વૈત પદને વિશેષણરૂપે યોજી શુદ્ધાદ્વૈત કહેવામાં આવે છે એટલે જેમ લગડી સુવર્ણ છે, કટકકુંડલાદિક ઘાટ રૂપે પણ સુવર્ણ જ થયું છે અને ઘાટ મટાડયા પછી પણ સુવર્ણ જ રહેવાનું. અર્થાત્ ત્રણે કાલમાં સુવર્ણ જ રહે છે. તેમ બ્રહ્મ સૃષ્ટિની પૂર્વે

**सदेव सोम्येदमग्र आसीत्** ( પૂર્વે દૃશ્યમાન સર્વ જગત્ ) સોમ્ય ! બ્રહ્મ જ હતું. ) **आत्मैवेदमग्र आसीत्** ( સૃષ્ટિની પૂર્વે આ ( પરિદૃશ્યમાન સર્વ જગત્ ) આત્મા જ હતો. ( અર્થાત્ આત્મસ્વરૂપ જ હતું. ઈત્યાદિ શ્રુતિને અનુસારે પ્રથમ ( સૃષ્ટિની પૂર્વે ) બ્રહ્મ જ હતું, સૃષ્ટિ થયા પછી **सर्वं खल्विदं ब्रह्म** ( આ સર્વ ( નામ રૂપાત્મક ) પરિદૃશ્યમાન જગત નિશ્ચય બ્રહ્મ જ છે. ) **तदात्मानं स्वयं अकुरुत** ( તે બ્રહ્મ પોતાના આત્માને પોતે ( આ જગદ્રૂપ ) કરેલ છે. ) ઈત્યાદિક શ્રુતિથી વર્ત્તમાનકાલમાં પણ બ્રહ્મ જ કાર્ય ( જગત ) રૂપ થયેલ છે; તેથી વ્યાસ સૂત્રના દ્વિતીયાધ્યાયના પ્રથમ પાદના ૧૪ મા સૂત્રમાં **तदनन्यत्वमारम्भण**

શબ્દાદિભ્યઃ ( બ્રહ્મથી જગતનું અનન્યપણું છે; કારણ કે છાંદોગ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥

અર્થ—સોમ્ય ! જેમ એક માટીનો પિંડ જાણવાથી મૃત્તિકાના ઘટ શરાવાદિક સર્વ પદાર્થો જાણેલા થઈ જાય છે; તેથી આ વિકાર છે અને ઘટશરાવાદિક નામ છે એમ માત્ર વાણીથી કહેવાય છે. પરન્તુ એ પ્રકારની મૃત્તિકા જ છે અને તે સર્વ સત્ય છે, એવી જ રીતે સુવર્ણખંડ અને નખનિકૃન્તનનાં દૃષ્ટાન્તો આપી ઘટશરાવાદિક રૂપે જેમ મૃત્તિકા, કટકકુંડલાદિક રૂપે જેમ સુવર્ણ અને નેરણી, અસ્રા તથા કાતર વિગેરે રૂપે જેમ લોઢું જ છે અને તે સત્ય છે તેમ આ સર્વ જગદ્રૂપે બ્રહ્મ જ છે અને તે સત્ય છે. બ્રહ્મથી અનન્ય અર્થાત્ અભિન્ન છે. એમ કહી વર્ત્તમાનકાલમાં પણ બ્રહ્મરૂપ જ કહેલ છે અને છેવટ બ્રહ્મમાં જ લીન થાય છે. એમ અનેક શ્રુતિઓમાં કહેલ છે; તેથી અન્તમાં પણ બ્રહ્મરૂપ જ છે; એટલે ત્રણે કાલમાં આ જગત્ બ્રહ્મરૂપ છે એમ અનેક શ્રુતિઓ ઉદ્‌ઘોષ કરે છે; તેથી ત્રણે કાલમાં માયા સંબંધ રહિત, અબાધિત, શુદ્ધ અદ્વૈત સર્વ શ્રુતિ સિદ્ધ છે. એટલે જેમ લગડીના રૂપમાં સુવર્ણ સો તોલાં હતું તેમાંથી. ૨૫ તોલાં અલગ કાઢી તેમાંથી કટકકુંડલાદિક દાગીના બનાવ્યા છતાં તે સુવર્ણ મટી મૃત્તિકા થતી નથી સુવર્ણ જ રહે છે અને ઘાટને મટાડીને લગડી કરે તો પણ પચીશ તોલાં સુવર્ણ જ રહે છે, તેમ સૃષ્ટિની પૂર્વે પણ બ્રહ્મ જ હતું ત્યાર પછી સૃષ્ટિ થઈ તો પણ બ્રહ્મ જ છે અને છેવટ પણ બ્રહ્મરૂપ જ રહેવાનું છે; એટલે ત્રણે કાલમાં બ્રહ્મરૂપ જ હોવાથી બ્રહ્મથી જગત જુદું સમજી દ્વૈતની શંકા કરવાનો અવકાશ જ નથી. તેમ બ્રહ્મથી ભિન્ન બ્રહ્મની સમાન સત્તાવાળું જગત્ માનવાનો કુતર્ક કરવાનો પણ અવકાશ રહી શકતો નથી. એમ તટસ્થ વાચક વર્ગના ધ્યાનમાં આવશે.

ઉપર પ્રમાણે શાંકરાદ્વૈત અને શુદ્ધાદ્વૈતનું સ્વરૂપ સંક્ષેપમાં જણાવી હવે ભાષણકર્ત્તાએ " શંકરનો અદ્વૈત સિદ્ધાંત " એવા મથાળા નીચે જણાવેલ વિષયનું અવલોકન કરતાં પ્રથમ અદ્વૈત શબ્દનો અર્થ બતાવી દ્વૈતના અભાવ રૂપ અદ્વૈતને ઠરાવી તેનું વિવેચન કરતાં જણાવે છે કે "જડચેતન રૂપે આ પ્રતીત થતું દ્વૈત છે. પણ તે વસ્તુગત્યા તેવું નથી. માત્ર ભ્રાંતિથી તદ્વત ભાસે છે. ભ્રાંતિ નાશ થયે એક અદ્વૈત રૂપજ છે" એવી રીતે જણાવ્યું છે તે વિષે લખવાનું કે જે જડચેતન રૂપે પ્રતીત થાય છે, એમ કહેવામાં આવે તો તે જીવ બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો ભિન્ન કહેવામાં આવે તો અદ્વૈતનો ભંગ થાય છે. જો ઉપાધિથી ભિન્ન થયો છે એમ કહેવામાં આવે તો વસ્તુતઃ જીવ બ્રહ્મરૂપ હતો તેને ઉપાધિ કેમ લાગી ? અવિદ્યા રૂપ ઉપાધિ અનાદિ છે એમ જો કહેવામાં આવે તો બ્રહ્મરૂપ જીવને અનાદિ અવિદ્યા રૂપ લાગી છે તે બ્રહ્મને જ લાગી છે એમ બલાત્કારથી સ્વીકારાય છે ત્યારે બ્રહ્મ અદ્વૈત કયાં રહ્યું ? બ્રહ્મને કાંઈ અવિદ્યા લાગી નથી કિંતુ જીવને અવિદ્યા લાગી છે. એમ જો કહેવામાં આવે તો અવિદ્યાના સંબંધથી જીવ ભાવ થયો કે જીવ ભાવ મૂલથી જ હતો. તેને અવિદ્યાનો સંબંધ થયો ? જો અવિદ્યાના સંબંધથી જીવભાવ થયો હોય તો પ્રથમ જીવ બ્રહ્મ જ હતો તેને અવિદ્યાનો સંબંધ થવાથી જીવભાવ થયો એમ કહેવું જોઈએ; એટલે બ્રહ્મને અવિદ્યાનો સંબંધ થવાથી જીવભાવ થયો એમ ઠર્યું. તો શુદ્ધ બ્રહ્મને અવિદ્યાનો સંબંધ શી રીતે થયો ? બ્રહ્મે ( પોતે ) કર્યો કે અવિદ્યાએ કર્યો ? જો બ્રહ્મે જ અવિદ્યાનો સંબંધ કર્યો હોય તો તેઓ બ્રહ્મને અક્રિય માને છે તે સક્રિય થઈ જશે અને જીવ ભાવને અનાદિ માને છે તે સાદિ થઈ જશે. તેમ જો અવિદ્યાએ સંબંધ કર્યો હોય તો અવિદ્યા જડ છે તેને ચેતનપણું આવી જાય છે અને અવિદ્યાનું બલ બ્રહ્મથી વધારે થયું કે બ્રહ્મનો જીવભાવ કર્યો. અને મૂલથી જ જીવભાવ હતો

તેને અવિદ્યાનો સંબંધ થયો એમ કહેવામાં આવે તો પ્રથમ તો દ્વૈતજ હતું એમ થયું. અને અનાદિ સંબંધ તેઓ માને છે તે સાદિ થઈ જાય છે. તેમ જીવને અવિદ્યાનો સંબંધ થયા પહેલાં જીવનું સ્વરૂપ બદ્ધ હતું કે મુક્ત હતું? અવિદ્યાનો સંબંધ થના પહેલાં બદ્ધ તો કહી શકાય નહિં; માટે મુક્ત કહેવું જોઇએ તેથી મુક્ત હતું એમ જો કહેવામાં આવે તો મુક્તને અવિદ્યાનો સંબંધ થવાનો સંભવ જ નથી. અને મુક્ત કે બદ્ધ શિવાય ત્રીજી અવસ્થા જોવામાં કે સાંભળવામાં નથી. તેમ મુક્તને પણ અવિદ્યાનો સંબંધ થતો હોય તો પછી જીવન્મુક્તને પાછો અવિદ્યાનો સંબંધ થવાનો સંભવ રહે, તો પછી જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત થયા પછી પણ પાછો અવિદ્યાનો સંબંધ નહિં થાય એની ખાત્રી શી? એ પ્રમાણે અનેક વિકલ્પો થાય છે જેનું સમાધાન થવું ઘણીજ મુશ્કેલી ભરેલું છે. અને માત્ર ભ્રાંતિથી તદ્વત્ ભાસે છે. એમ લખે છે તો તે ભ્રાંતિ કોને શા કારણથી થઇ? એ વિચાર ઉપર આવીએ તો બ્રહ્મ શિવાય બીજું કાંઇ ન હોય ત્યારેજ અદ્વૈત માન્યું કહેવાય. તે પ્રમાણે અદ્વૈત માનતાં ભ્રાંત થાય તેવો કોય છેજ નહિ તેમ ભ્રાંતિ થવાનું કાંઈ કારણ પણ સંભવતું નથી. રજ્જુ, સર્પ દ્રષ્ટા અને અંધકાર હોય છે ત્યારે રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે. તેવી રીતે અહિં બ્રહ્મ શિવાય બીજું કાંઈ છેજ કહિ તો ભ્રાંતિ કોને થઈ? અને જડ ચેતનરૂપે પ્રતીતિ કેમ થઇ? કદાચિત્ એમ કહેવામાં આવે કે જેણે પ્રશ્ન કરેલ છે તેને ભ્રાંતિ થઇ તો તે પણ સંભવે નહિ કારણ કે પ્રશ્ન કરનાર તો જડ ચેતનરૂપે જે પ્રતીત થાય છે તે પ્રતીતિની અંદરનો છે જેને પ્રતીતિ થાય છે તે (દ્રષ્ટા) નથી. જેમ રજ્જુ અધિષ્ઠાન છે તેમાં સર્પ (રજ્જુની સમાન આકારવાળો હોવાથી તે) ની ભ્રાંતિ તટસ્થ જે દ્રષ્ટા છે તેને થાય છે. તેમ બ્રહ્મ અધિષ્ઠન છે તેમાં જડચેતનરૂપ જગતની (ભ્રાંતિથી) પ્રતીતિ જેને થાય છે તે બ્રહ્મ તથા જગતથી જુદો હોવો જોઈએ અને

બ્રહ્મ તથા જગત્‌નો સમાન આકાર જોઈએ ત્યારેજ બ્રહ્મમા જગતની ભ્રાંતિ થઈ છે એમ કહી શકાય. તે શિવાય બ્રહ્મમાં જગત્‌ની ભ્રાંતિ થઇ છે એમ કહેવા માત્રથીજ જો ભ્રાંતિ માની લેવાતી હોય તો પછી दशहस्ता हरीतकी એમ કહેવા માત્રથી દશ હાથની હરડે પણ માનવી પડશે. 'અમારી સમજ પ્રમાણે તો એવી રીતે ભ્રાંતિ માનવી એ કાંઇપણ આધાર વગરની કેવલ પોતાનીજ કપોલ કલ્પના છે. જ્યાં પરમાત્મવસ્તુ સર્વવ્યાપક દેશકાલવસ્તુપરિચ્છેદશુન્ય, નિર્ગુણ, નિરાકાર, સચ્ચિદાનંદ સ્વરૂપ છે ત્યાં અવિદ્યા, માયા કે અજ્ઞાનનો અવકાશજ નથી. કે જેનાથી ભ્રાંતિ થાય. તેમ દેશકાલવસ્તુપરિચ્છેદશુન્યમાં વ્યવહારકાલ પણ કલ્પી શકાય તેમ નથી; કેમકે કાલપરિચ્છેદ શુન્યમાં વ્યવહારકાલ ( જુદો ) કયાંથી આવ્યો ? વસ્તુપરિચ્છેદશુન્યમાં અવિદ્યા, માયા કે અજ્ઞાન કયાંથી આવે ? અને બ્રહ્મની સમાનસત્તાક બીજો પદાર્થ માનવામાં આવે તો બ્રહ્મનું બૃહત્વ-વ્યાપકત્વ ખંડિત થાય. અલ્પસત્તાવાળો બીજો પદાર્થ માનવામાં આવે તો ખંડિત થાય નહિ. એમ જણાવેલ છે તે પણ મનનીજ કલ્પના છે. બ્રહ્મની બરાબર સત્તાવાળો કે થોડી સત્તાવાળો પણ બીજો પદાર્થ માન્યો એટલે દ્વૈત થયું અને વ્યાપકત્વ ખંડિત થયુંજ સમજવું. વડોદરા સરકારના રાજ્યની સત્તા જેટલી સત્તાવાળા બીજા રાજાઓ હોય નહિં તેથી તેઓ રાજાઓ કહેવાય નહિ અને વડોદરા સરકારજ રાજા કહેવાય. એમ કહેનાર જેમ સમજણ વગરનો દુરાગ્રહથી મિથ્યાભિમાની કહેવાય તેમ બ્રહ્મની સમાન સત્તાવાળો બીજો પદાર્થ હોય તોજ બ્રહ્મપણું ખંડિત થાય અને થોડી સત્તાવાળો બીજો પદાર્થ માનવામાં બ્રહ્મપણું ખંડિત થતું નથી. એમ કહેનારને પણ સમજવો જોઇએ; કારણ કે થોડું પણ બ્રહ્મથી જુદું માન્યું કે અદ્વૈત બ્રહ્મપણું ખંડિત થયું; તેથીજ उदरमप्यन्तरं कुरुते अथ तस्य भयं भवति ( થોડો પણ જે ભેદ કરે છે તે અલ્પ ભેદ

સમજનારને તેવી સમજણ થયા પછી ભય થાય છે. ) એમ શ્રુતિ ( થોડી સત્તાવાળો ) અલ્પ પણ બીજો પદાર્થ માનવાનો નિષેધ કરે છે, તેમ માયાની સત્તા તો બ્રહ્મની સત્તા કરતાં પણ તેઓના સિદ્ધાન્તમાં વધારે મનાય છે; કારણ કે બ્રહ્મ તો કાંઈ પણ કરી શકતું નથી અને માયા તો બ્રહ્મમાં જગત્‌ની ભ્રાંતિ કરે છે એટલુંજ નહિ પણ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ જ્યારે શ્રુતિઓમાં અનેક સ્થલે બ્રહ્મ કહે છે ત્યારે શાંકરો તેમાં પણ માયાનીજ સત્તા ઘુસાડે છે; તેથી બ્રહ્મની સત્તા તો તેઓના સિદ્ધાન્તમાં કાંઇજ નથી. તમામ માયાની સત્તાજ સ્વીકારવામાં આવે છે; તેથી અદ્વૈતનો ભંગ તો ત્રણે કાલમાં તેમના સિદ્ધાન્તમાં છે! છે!! અને છેજ!!!

વળી ભાષણકર્ત્તા જણાવે છે કે "પ્રતિબિંબગત શ્યામતાદિ ધર્મોથી જેમ બિંબ દૂષિત થતું નથી, તેમ જીવગત સંસાર ધર્મોથી બ્રહ્મ સંસ્પૃષ્ટ થતું નથી. આ બિંબ પ્રતિબિંબભાવ ઉપાધિ પ્રયુક્ત છે. તત્ત્વજ્ઞાનથી ઉપાધિનો બાધ થતાં બંને એકરૂપ થઈ જાય છે." એમ લખ્યું છે તે વિષે જણાવવાનું કે નિર્ગુણ, નિરાકાર, સર્વત્ર વ્યાપક બ્રહ્મને બિંબ માની જીવને, માયાને અને અવિદ્યાને પણ વ્યાપક માની કે વ્યાપક માયામાં કે વ્યાપક અવિદ્યામાં વ્યાપક બ્રહ્મનો વ્યાપક પ્રતિબિંબ પડયો તે જીવ થયો એવી કલ્પના કરવી એ શાસ્ત્ર તથા યુક્તિથી વિરૂદ્ધ છે. તે નીચે પ્રશ્નોત્તરના આકારમાં બતાવવામાં આવે છે

નિરાકાર અને વ્યાપકનો પ્રતિબિંબ વ્યાપકમાં પડેજ નહિં.

પ્રશ્ન—આકાશ નિરાકાર અને વ્યાપક છે તેનો પ્રતિબિંબ જેમ જલમાં જોવામાં આવે છે તેમ નિરાકાર અને વ્યાપક એવા બ્રહ્મનો પ્રતિબિંબ માયા તથા અવિદ્યામાં પડવામાં શી હરકત છે?

ઉત્તર—આકાશનો પ્રતિબિંબ જળમાં પડતો નથી પણ પ્રભામંડળ જે આકાશમાં જોવામાં આવે છે તેનો પ્રતિબિંબ જલમાં જોવામાં આવે છે. આકાશ કાંઈ શ્ય નથી જે દૃશ્ય

તનો જ પ્રતિબિંબ જલમાં જોવામાં આવે છે રૂપ વગરનું હોય તે દૃશ્ય હોયજ નહિ અને દૃશ્ય ન હોય તેનો પ્રતિબિંબ પડતોજ નથી.

પ્રશ્ન—ધ્વનિ રૂપ વગરનો છે તેનો પ્રતિધ્વનિ કેમ પડે છે?

ઉત્તર—બિંબ અને ધ્વનિમાં ઘણોંજ ભેદ છે અને બિંબ રૂપવાળા પદાર્થનો જ હોય છે; માટે બિંબની વ્યવસ્થા માનવામાં ધ્વનિનો દાખલો ઉપયોગી નથી. તેમ શબ્દ આકાશનો ગુણ છે તે જ્યાં ઉત્પન્ન થયો હોય ત્યાંથી જ્યાંસુધી આકાશ દ્રઢ આવરણ વગરનું હોય ત્યાં સુધી તે શબ્દ વીચિતરંગ ન્યાયથી એક બીજામાંથી ઉત્પન્ન થતો ચાલ્યો જાય છે તે દૃઢ આવરણ આવે ત્યાં અથડાઇ પાછો એજ પ્રમાણે ઉત્પન્ન થતો શબ્દ કરનાર ઉભો હોય ત્યાં સુધી આવે છે તેને સાંભળી પ્રતિધ્વનિ માને છે. એ પ્રતિધ્વનિ જેવા શબ્દનો ઉચ્ચાર થયો હોય તેવા જ સ્વરૂપમાં તેજ શબ્દ આવે છે કાંઇ તે જુદો શબ્દ થતો નથી; તેમ જુઠો પણ નથી અને પ્રતિબિંબ તો બિંબથી જુદો અને જુઠો હોય છે તેથી પ્રતિધ્વનિનો દાખલો ઉપયોગી નથી, તેમ દર્પણમાં રેખા હોય તેનો જેમ પ્રતિબિંબ પડતો નથી તેમ સર્વત્ર વ્યાપક હોવાથી માયા તથા અવિદ્યામાં પણ બ્રહ્મ રહેલ છે; તેથી પણ બ્રહ્મનો પ્રતિબિંબ અવિદ્યામાં કે માયામાં પડી શકે નહિં. વળી આકાશમાં રહેલ રૂપવાળા પ્રભામંડલનો પ્રતિબિંબ અવ્યાપક રૂપવાળા જલદર્પણાદિકમાં પડે છે પણ બ્રહ્મ રૂપ વગરનું છે તેનો પ્રતિબિંબ રૂપ વગરની માયા કે અવિદ્યામાં શી રીતે પડે? એક બ્રહ્મનો એક પ્રતિબિંબ પડે પણ જીવ તથા ઇશ્વર બે પ્રતિબિંબ શી રીતે પડે?

પ્રશ્ન—અવિદ્યામાં તથા માયામાં બે પ્રતિબિંબ પડે તેમાં હરકત શી?

ઉત્તર—**ગુહાં પ્રવિષ્ટૌ પરમે પરાર્દ્ધે** એ શ્રુતિમાં અને **ગુહાં પ્રવિષ્ટાવાત્માનૌ** એ વ્યાસસૂત્રમાં એક ગુહામાં બેનો પ્રવેશ કહે-

લ છે; માટે એમાં જુદો જુદો પ્રવેશ કહેવો એ શ્રુતિ તથા વ્યાસસૂત્રથી વિરૂદ્ધ છે; માટે એકા ગુહામાં જીવ તથા ઈશ્વરનો પ્રવેશ વેદાદિ સર્વ શાસ્ત્ર સિદ્ધ હોવાથી એક બ્રહ્મનાં બે પ્રતિબિંબ હોઈ શકે નહિં એમ ઉપર કહેલ દોષ નિવૃત થતો નથી.

પ્રશ્ન—બ્રહ્મનો પ્રતિબિંબ માયામાં પડયો તે ઈશ્વર અને અવિદ્યામાં પડયો તે જીવં થયેલ છે તે માયા તથા અવિદ્યા વ્યાપક હોવાથી હૃદયાકાશરૂપ ગુહામાં પણ હોય છે તે હૃદયાકાશ એક હોવાથી શ્રુતિ તથા સત્રમાં એક ગુહા કહેલ છે. તે ઉપરથી એમ સમજવાનું છે કે એક હૃદયાકાશરૂપ ગુહામાં વ્યાપી રહેલ માયા તથા અવિદ્યામાં પ્રતિબિંબ પડી ઈશ્વર તથા જીવ થાય છે; એટલે ગુહા એક લખેલ છે તે પણ ઠેકાણે પડે છે અને અમે બે પ્રતિબિંબ માનીયે છીએ તે પણ સિદ્ધ રહે છે.

ઉત્તર—જો તમારા કહેવા પ્રમાણે એક હૃદયાકાશમાં માયા તથા અવિદ્યામાં એમ બે પ્રતિબિંબ પડી ઈશ્વર તથા જીવ થવાનો શ્રુતિ તથા સૂત્રનો અભિપ્રાય હોત તો તેવા આકારમાં વાકય નહિ મૂકતાં गुहायांमायाविद्ययोः प्रतिबिंबितौ એવી આનુપૂર્વીમાં પણ તેમ નહિ મૂકતાં गुहां प्रविष्टौ એવી આનુપૂર્વીમાં મૂકેલ છે. તેનો અભિપ્રાય એક ગુહામાં ઈશ્વર તથા જીવનો પ્રવેશ છે. ( પ્રતિબિંબ નહિં. ) એવો સ્પષ્ટ દેખાય છે. પ્રતિબિંબ પ્રવેશ કહેવાયજ નહિ. પણ પ્રતિબિંબજ કહેવાય. અને શ્રુતિ તથા સૂત્રમાં તો પ્રવેશજ કહેલ છે પ્રતિબિંબ કહેલ નથી; તેથી પ્રતિબિંબ માનવાના પક્ષ શ્રુતિ તથા સૂત્રથી વિરૂદ્ધ છે. તેમ શ્રીકૃષ્ણ ભગવાને શ્રીગીતાજીના ૧૫ મા અધ્યાયમાં ममैवांशो जीवलोके એ શ્લોકમાં જીવને પોતાનો અંશ કહેલ છે તેનો વિરોધ આવે છે. તેમ વ્યાસ સૂત્રમાં अंशो नानाव्यपदेशात એમ અંશ કહેલ છે. તેનો પણ વિરોધ આવે છે. વળી અવિદ્યામાં માં પ્રતિબિંબ પડયો તે જીવ થયો અને અવિદ્યાનો નાશ થાય ત્યારે મોક્ષ થાય. તે ઉપરથી એટલો તો વિચાર કરવોજ

જોઇએ કે જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે અવિદ્યાનો નાશ થયા વગર રહેજ નહિ અને અવિદ્યાનો નાશ થાય ત્યારે અવિદ્યામાં પ્રતિબિંબ પડેલ (જીવ) રહે નહિ. જેમ દર્પણ ફુટી જાય ત્યારે તેમાં પ્રતિબિંબ પડયો હોય તે રહેજ નહિ એ કુદરતી નિયમ છે તેમ અવિદ્યા નષ્ટ થાય ત્યારે તેમાં પ્રતિબિંબિંત થયેલો જીવ પણ રહેવોજ જોઇએ નહિ; એટલે જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે અવિદ્યા નિવૃત થવાથી જીવ રહ્યો નહિં તો જનક, શુક, સનકાદિક અને શ્રીમાન્ શંકરાચાર્ય જીવન્મુક્ત હોઇને સર્વત્ર વિચરી વૈદિક ક્રિયા કરતા હતા તેનો વિરોધ આવે; માટે જીવને પ્રતિબિંબ માનવો એ યોગ્ય નથી. તેમ યુક્તિથી પણ વિરૂદ્ધ છે.

પ્રશ્ન—જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે પ્રારબ્ધ જેટલી અવિદ્યા રહે છે તેથી જીવ રહે છે એટલે વિચરી વૈદિક ક્રિયા કરવામાં કોઇ જાતની હરકત નથી.

ઉત્તર—જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ અવિદ્યા બાકી રહી એમ માનવામાં આવે તો જનકરાજા, શ્રીશુકદેવજી, સનકાદિક અને શ્રીમાન્ શંકરાચાર્યજીને પણ અવિદ્યા યુક્ત કહેવા ત્યારે પૂર્ણ જ્ઞાની કોને કહેવા ? અને અવિદ્યા યુક્ત હોય તોપણ જીવન્મુક્ત કહેવાય એમાં પ્રમાણ શું ?

પ્રશ્ન—જ્ઞાન પ્રાપ્ત થયા પછી અવિદ્યાનો થોડો ભાગ (પ્રારબ્ધ માત્ર) રહે છે એમ સ્વીકારવાથી જ્ઞાનીને પણ અવિદ્યા રહે છે એમ સમજવાનું નથી કિંતુ જેમ કુંભાર દંડથી ચાકડાને ફેરવી દંડને ફેંકી દે છે તોપણ ચાકડામાં જેટલો વેગ ભરાયો હોય તેટલો વખત સુધી ચાકડો ફર્યા કરે છે તે જ્યારે ભરાયેલો વેગ પુરો થઈ રહે ત્યારે ચાકડો પોતાની મેલે બંધ પડી જાય છે તેમ અવિદ્યાયે જેટલું પ્રારબ્ધ નિર્મિત કર્યું હોય તેટલું પ્રારબ્ધ (જ્ઞાનથી અવિદ્યા નિવૃત્ત થયા પછી પણ) ભોગવ્યા પછી તેનો દેહ પડે છે ત્યાં સુધી તેનો દેહ રહે છે; એટલે વૈદિક ક્રિયા દેહની સાથે હોવાથી રહે. તેમાં બાધ નથી.

ઉત્તર—જ્યારે અવિદ્યા રહેતી નથી ત્યારે ઉપર બતાવ્યા પ્રમાણે અવિદ્યામાં પ્રતિબિંબિત જીવ તો રહે નહિ એ સિદ્ધ થઇ ચૂકયું છે પણ તમારા કહેવા પ્રમાણે પ્રારબ્ધ બાકી હોવાથી કદાચિત્ દેહની સ્થિતિ (પ્રારબ્ધથી) રહે પણ તે સ્થિતિ ગાઢ નિદ્રામાં સુતેલા માણુસની માફક રહેવી જોઇએ. (પણ જીવ નહિં હોવાથી) કાંઇ પણ ક્રિયા કરવાને સમર્થ દેહ નહિ રહેવાથી કોયને ઉપદેશ, રાજ્ય ચલાવવું અને સુધન્વા-રાજા જેવાની સહાયતા મેળવવા વિગેરે ખટપટ કરી દિગ્વિજયાદિક કરી શકે જ નહિ. અને એવી ક્રિયાઓ તો જોવા સાંભળવામાં આવે છે, માટે પ્રતિબિંબ સંભવતો નથી. તેમ ચાકડો પૂરો વેગ ભરાયાથી પૂરા જોસમાં ફરતો હોય તો પણ મ્હોટી શિલા તેનાપર પડે તો એકદમ જેમ ચાકડો બંધ પડી જાય છે તેમ સાક્ષાત્ અપરોક્ષ જ્ઞાન થયા પછી અવિદ્યાનો કાંઇ ભાગ કે અવિદ્યાનું કાંઈ પણ કાર્ય રહે એ સંભવતુંજ નથી; માટે જીવ બ્રહ્મનો પ્રતિબિંબ છે એમ કહેવું એ શાસ્ત્ર તથા યુક્તિથી વિરૂદ્ધ છે તેમ ઇશ્વર તથા જીવ પ્રતિબિંબરૂપ હોય તો તે અનિત્ય કહેવાય; કારણ કે પ્રતિબિંબ તો અનિત્યજ હોય છે. અને પ્રસ્થાનત્રયમાં તો જીવ તથા ઈશ્વરને નિત્યજ કહેલ છે તેનો બાધ આવે છે. તે વિષે વિશેષ જાણવાની જેઓને ઈચ્છા હોય તેઓએ શ્રી સુબોધિની સભા તરફથી પ્રસિદ્ધ થયેલ શુદ્ધાદ્વૈતમાર્તંડના ભાષાન્તરમાં બિંબપ્રતિબિંબભાવનો વિષય વાંચી સંતોષ પકડવો.

વળી ભાષણકર્ત્તા જણાવે છે કે "જ્ઞાનાદેવ તુ કૈવલ્યમ્ ॥ ઋતે જ્ઞાનાન્ન મુક્તિઃ જ્ઞાનથીજ મોક્ષ જ્ઞાન વિના મુક્તિ થતી નથી" તેના જવાબમાં જણાવવાનું કે શુદ્ધ અદ્વૈત જ્ઞાનથી અવિદ્યાથી મુક્તિ થવાનું સર્વ શ્રુતિઓ સ્પષ્ટ ઉદ્‌ઘોષ કરે છે પણ માયિક (કતકરેણુવત્‌નાશાત્મક મિથ્યા) જ્ઞાનથી કે માયાવાદથી મુક્તિ થવાનું પ્રસ્થાનત્રયમાં કયાંય પણ કહેલું નથી અને શાંકર સિદ્ધાન્ત માયાવાદ છે એમ ભાષણ કર્ત્તાઓએ ગાજી ગાજીને

કહેલું છે અને તથા જ્ઞાનને પણ અવિદ્યાનું કાર્ય માની (કતક-રેણુવત [1]) નાશાત્મક માને છે; માટે **कतकरेणुवन्नाशात्मकज्ञानादेव** અથવા **मायावादादेव तु कैवल्यम्** ॥ **ऋते कतकरेणुवन्नाशात्मक ज्ञानात्** અથવા **मायावादान्न मुक्ति** (કતકરેણુની માફક નાશાત્મક જ્ઞાનથી કે માયાવાદથીજ મોક્ષ અથવા માયાવાદથીજ મોક્ષ કતકરેણુવત્ નાશાત્મક જ્ઞાન વિના અથવા માયાવાદ વિના મુક્તિ થતી નથી.) એવું પ્રમાણ શોધીને ટાંકે ત્યારે તેમનો સિદ્ધાન્ત મુક્તિ સાધક હોવાનું ક્ષણભર સાંભળી શકાય. પણ શુદ્ધ અદ્વૈત જ્ઞાનનું પ્રતિપાદનારાં વાકયોને માયાવાદની તરફેણનાં સમજી માયાવાદના પ્રમાણમાં આપે તેથી માયાવાદ સિદ્ધ થઈ શકેજ નહિ; માટે આગલ શુદ્ધ અદ્વૈત જ્ઞાન વિષયક જેટલી શ્રુતિઓનાં કે સ્મૃતિના વાકયો લખ્યાં છે તે સર્વ માયાનાદને સિદ્ધ કરતાં નથી. કિંતુ શુદ્ધ અદ્વૈત જ્ઞાનનેજ સિદ્ધ કરે છે.

વળી ભાષણ કર્ત્તા માયાવાદની નહિ પણ શુદ્ધ બ્રહ્મવાદની શ્રુતિ સ્મૃતિથી પોતાના માયાવાદને સ્થિર કરવાનો ડોલ ઘાલી શુદ્ધાદ્વૈતીઓ ઉપર દ્વેષનો ઉભરો કાઢવા નીચે પ્રમાણે પેરીગ્રાફ આપે છે. “આ રીતે ભગવાન શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાન્તના મૂલ તત્વોનું સંક્ષિપ્ત કથન છે. તથા તે શ્રુતિ સંમત છે એમ તત્રતત્ર પ્રમાણ પ્રદર્શન પૂર્વક જણાવ્યું છે, આ સિદ્ધાન્તની વ્યવસ્થા યથાર્થ અવગત ન થવાથી અથવા **मुरारेस्तृतीयः पंथा** એ ન્યાયે તેથી કાંઇ પણ જુદું કર્યા વિના પોતાની કીર્ત્તિ જગત્‌માં પ્રસરે નહિં માટે અથવા પોતાના વાડામાં પશુઓને આંતરવા માટે આ સિદ્ધાંત, ઉપર આક્ષેપ કરનાર કેટલાક પંડિતમન્યમાનો થએલા છે. પણ સૂર્ય સામે ધૂલી પ્રક્ષેપ કરનાર સૂર્યની કો-

---

૧. પાણીમાં ડોળ હોય તે મટાડવા માટે પાણીમાં નિર્મલી વાટીને નાંખવામાં આવે છે તે કતકરેણુ કહેવાય છે તે જેમ પાણીના મેલનો નાશ કરી પોતે પણ નષ્ટ થઇ જાય છે તેમ જ્ઞાન અવિદ્યાના મતનો નાશ કરી પોતે પણ નષ્ટ થઇ જાય છે એમ શાંકરો માને છે.

ઇ પણ રીતે હાનિ કરી શકતો નથી, તેમ તેવા આક્ષેપોથી આ સર્વમાન્ય વૈદિક, સ્થાણું સિદ્ધાંત કોઇ રીતે ચલિત થયો નથી. પણ તેથી ઉલટો તે પુષ્ટ થતો ગયો છે. કારણ કે એના પ્રસંગ માંજ ખરૂં તત્ત્વ બહાર આવે છે. જેમણે આ સિદ્ધાન્તનાં તત્ત્વો પૈકી જે જે સ્વીકાર્યાં છે નહી તેઓને પણ આડકતરાતી રીતે તે તે ઘણાખરા અંશમાં સ્વીકારવાં પડયાં છે.

ઉપર પ્રમાણે અક્ષરે અક્ષર પ્રેરીગ્રાફ છે તેની હવે (નિરીક્ષણથી) તપાસ લેવામાં આવે છે. કે શ્રીમાન્ શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાન્તના મૂલતત્ત્વોનું અવલોકન (ઉપર) કરી ગયા છીએ તે ઉપરથી શાંકરસિદ્ધાન્તમા માનેલી સર્વ બાબતો શ્રુતિવિગેરેથી વિરૂદ્ધ છે એમ સિદ્ધ થઇ ચુકયું છે. પણ તે સિદ્ધાંતના અનુયાયીઓ વિદ્વાન હોવા છતાં તટસ્થ રહીને વિચાર કર્યા શિવાય અન્ધશ્રદ્ધાથી ઝુપલાઇ જાય છે એટલે શુદ્ધાદ્વૈતની શ્રેણીને નિહાળવાની ઇચ્છા પણ રાખતા નથી કે શ્રુતિઓ વિગેરેના ખરા અર્થો હસ્તામલકવત્ પ્રત્યક્ષ અનુભવમાં આવી જાય. **मुरारे स्तृतीय पन्थाः** એ ન્યાયે કીર્ત્તિ મેળવવા કે પોતાના વાડામાં પશુઓને પૂરવાનું કારણ બતાવ્યું છે તેમાં અમારા સિદ્ધાન્તને અનુસરનારાઓને પશુરૂપ ઠરાવ્યા છે એ ઇર્ષ્યા મૂલક દ્વેષના ઉદ્ગારો છે અને તેઓ અમારા શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત ઉપર આક્ષેપો કરવા ઉભા થયેલા છે માટે પણ **समान न्याय** થી અજ્ઞાની લોકોને ભ્રમ ઉત્પન્ન કરવાનોજ પ્રયત્ન પોતે આપેલાં દૃષ્ટાંત પ્રમાણે કરી રહ્યા છે એમ શા માટે નહિ સમજવું ? અને તેઓએ શાંકરસિદ્ધાન્તને સ્થાણુ (ખોડેલ ઠુંઠ) કહેલ છે તે નિર્જીવ તો ભાષણ કર્ત્તાજ કહે છે; એટલે ચેતન પુરૂષના (વાત્સ્યાદિકથી થતા) થતા પ્રહારથી ઉખડી કપાઇ જવાનો સંભવ રહે છે એમ સૂચવ્યું છે નિર્જીવને પુષ્ટ થવાનો સંભવજ નથી.

ત્યાર પછીના પેરીગ્રાફમાં ભાષણકર્ત્તા જણાવે છે કે માયાના નામથી તેઓ ચમકે છે એમ જ બ્રહ્મને દૂષિત ઠરા-

વી દોષની નિવૃત્તિ માટે અદ્વૈતને શુદ્ધપદનું વિશેષણ આપે છે. તેવો અભિપ્રાય (સિદ્ધાન્તનું સ્વરૂપ જાણ્યા વગર) ઠોકી પાડયો હોવાથી તેઓને જણાવવાની અગત્યતા છે કે જેવી રીતે શાંકર સિદ્ધાન્તમાં સર્વવેદાદિ શાસ્ત્રપ્રતિપાદિતં જગત્કર્ત્તૃત્વાદિ સર્વધર્મ-યુક્ત બ્રહ્મને માયિક ઠરાવ્યું છે તે માયિક (અશુદ્ધ)નું વ્યાવર્ત્તન શુદ્ધપદ કરે છે. કાંઇ અમારા સિદ્ધાન્તમાં અશુદ્ધબ્રહ્મ માની તેથી દૂષિત થયેલ બ્રહ્મને માયાનો સંબન્ધ મટાડવા શુદ્ધપદ લગાડેલ નથી. અને અમારા સિદ્ધાન્તમાં તો સર્વદા શુદ્ધજ બ્રહ્મ માનવામાં આવે છે. **माया परेत्याभिमुखेऽपि विलज्जमाना** (બ્રહ્મ ની સન્મુખ જવામાં ઘણી શરમાતી એવી માયા બ્રહ્મથી દૂર ભાગે છે.) **विलज्जमानया यस्य स्थातुमीक्षापक्षे** (જે પરમાત્મા ની દૃષ્ટિ આગળને રસ્તે ઉભી રહેવામાં [માયા] વિશેષ લજાઈ રહેનારી છે,) ઇત્યાદિ વાક્યોથી પરમાત્માની દૃષ્ટિ આગળ માયા રહી શકતીજ નથી; તેથી તેમના ભક્તો તેમની કૃપાદૃષ્ટિનાં પાત્ર હોવાથી તેમનાથી પણ માયા અલગ રહે છે.

વળી ભાષણકર્ત્તા જણાવે છે કે "વળી એમ પણ તેઓ કહે છે કે શ્રુતિમાં કે સૂત્રમાં માયા શબ્દ કયાં છે? પણ નેત્ર-નિમીલન કરનાર ન દેખે તેમાં દોષ કોનો?" એમ લખી શ્વે-તાશ્વર ઉપનિષદ્માં, ગીતાજીમાં, વ્યાસસૂત્રમાં, પુરાણમાં અને શ્રીમદ્ભાગવતમાં માયા શબ્દ લખ્યો છે તેના દાખલા આપ્યા છે પણ તેના અર્થ તેમણે યથાર્થ કર્યા નથી, તે બતાવવામાં આવે છે. પણ માયા શબ્દ નથી એમ કોણ કહે છે? નેત્રનિમીલન કરીનેજ તેઓએ લખેલું છે, બાકી જગત્ માયાકલ્પિત છે એવું પ્રસ્થાનત્રયમાં નથી એમ તો ડિંડિમઘોષથી કહેવામાં આવે છે. તે બાબતમાં તેઓને જવાબ આપવાનુ સાધન નહિં મળવાથી વાક્છલ કરી માયા શબ્દજ નથી એમ કહેવાનો (કલ્પિત) આ-રોપ મૂકી તે વિષે અકાંડતાંડવં કરેલું છે. તે તેઓ સર્વને કલ્પિત માને છે તેમાં પોતે કલ્પિત લખે તે તેમના માયાવાદ સિદ્ધા-ન્તને યોગ્યજ છે.

હવે તેમણે યથાર્થ અર્થ કર્યા નથી તે બતાવવામાં આવે છે.

શ્વેતાશ્વર ઉપનિષદ્‌માં **मायां तु प्रकृतिं विन्द्यान्मायिनं तु महेश्वरम्** (સુવર્ણની પ્રકૃતિ જેમ કટકકુંડલાદિક અને મૃત્તિકાની પ્રકૃતિ જેમ ઘટશરાવાદિક છે તેમ આ જગત્ પરમાત્માની પ્રકૃતિ છે એ માયા શબ્દનો અર્થ જાણવો અને તે પ્રકૃતિવાળા મહેશ્વર (પરમાત્મા) છે. શ્રી ગીતાજીમાં **दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥** એ શ્લોકમાં શ્રીકૃષ્ણ–ભગવાને પોતાનીજ શરણે આવનારા માયાને તરે છે. એવો ઉપદેશ કરેલો છે તેમાં બીજા (ગુણમય હોવાથી તે)ની શરણે જવાથી માયા તરાતી નથી એમ જણાવવા માટે **मां एव** એમ નિશ્ચયથી કહેલ છે. બીજા સર્વ દેવો ગુણમય હોવાથી તેઓની શરણે જવાથી ગુણમયી માયા તરાતી નથી એમ જણાવવા માટે **दुरत्यया** દુઃખથી તરાય એવી કહી છે. એ શ્લોકમાં પણ શ્રીકૃષ્ણની શરણે નહિં જનાર લોકોનેજ માયા ડુબાવે છે, શ્રી કૃષ્ણની શરણે જનાર લોકો તો માયાને તરે છે એમ કહેલ છે, તેથી વૈષ્ણવને બાધ કરનારી માયા નથી, બીજાઓને બાધ કરનારી છે એમ સ્પષ્ટ કહેલ છે. ત્યાર પછી વ્યાસસૂત્રનાં બે પ્રમાણો આપ્યાં છે તેમાં પ્રથમ **मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात्** એ સ્વાપ્નિક સૃષ્ટિને માયામાત્ર કહેલ છે જગત્‌ને માયામાત્ર કહેલ નથી. જગતને તો પ્રથમ (દ્વિતીયાધ્યાયમાં)જ **वैधर्म्याच्च न स्वप्नादिवत्** (જગત્‌ના ધર્મો અને સ્વપ્નાદિકના ધર્મો સરખા નથી; તેથી સ્વપ્નાદિવત જગત્ નથી.) એમ કહી આદિશબ્દથી ઇંદ્રજાલ વિગેરે માયિક જોવામાં આવે છે તેવું જગત્ નથી, એમ કંઠરવથી કહ્યું છે.

ત્યાર પછી **पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ** (પર કહેતાં જે પરમાત્મા તેમના અભિધ્યાન (**एकाकी न रमते साद्वितीयमैच्छत्** એ શ્રુતિમાં કહેલ બાહ્યરમણની ઇચ્છા) થી ભગશબ્દ વાચ્ય ઐશ્વર્યાદિ ષડધર્મયુક્ત ભગવત્વ (જીવોનું વિ-

સ્ફુલિંગની માફક પરમાત્મામાંથી વ્યુચ્ચરણ થયું ત્યાં સુધી જીવોમાં રહેલ તે) તિરોહિત થયું તેથી જીવને બન્ધ અને વિપર્યય (દેહાદ્યધ્યાસાદિક ) થએલ છે. ) આ પ્રમાણે એ સૂત્રનો અર્થ છે. તેને બદલે ભાષણ કર્ત્તા " જીવનું ઢંકાયલું સ્વરૂપ પરમાત્મ ધ્યાનથી ખુલ્લું થાય છે, તે ઇશ્વરના અજ્ઞાનથી બન્ધ તથા તેના જ્ઞાનથી મોક્ષ થાય છે; એવો અર્થ પોતાના મનની કલ્પનાથીજ કરેલ છે. જુઓ ! पराभिध्यानात् નો અર્થ પરમાત્માના ધ્યાનથી અને तिरोहितनो ઢંકાયેલું એમ અર્થ થાય પણ ખુલ્લું થાય છે એ અર્થ કયા વાક્યનો કર્યો ? તેમ અજ્ઞાન ને જ્ઞાન શબ્દ સૂત્રમાં નથી તે ક્યાંથી લાવ્યા ?

તે પછી પુરાણનું વાક્ય પ્રમાણમાં આપ્યું છે તે કયા પુરાણનું છે ? તે દર્શાવ્યું નથી, કે વિશેષ વિવેચન થાય પણ तरत्याविद्यांविततां हृदि यस्मिन्निवेशिते । योगी मायाममेयाय तस्मै ज्ञानात्मने नमः (જે પરમાત્માનો હૃદયમાં પ્રવેશ કરવાથી યોગી, વિસ્તાર પામેલી અવિદ્યારૂપ માયાને તરેછે તે અમેય (માનમાં આવે નહિં તેવા) જ્ઞાન સ્વરૂપ તે પરમાત્માને નમન (હો) એવો શ્લોક આપી તેનો અર્થ કરતાં "જે જ્ઞાનરૂપી પરમાત્માને હૃદયમાં આત્મરૂપે જાણી પ્રબલ માયા—અવિદ્યાને તરી જાય છે તેમને નમસ્કાર છે. એમ જણાવે છે પરમાત્માને આત્મરૂપે જાણવાનો અર્થ કયા પદમાંથી કાઢયો ? શ્લોકમાં તો હૃદયમાં પ્રવિષ્ટ કર્યાનું લખ્યું છે. તેનો અર્થ આત્મ રૂપે જાણવાનો શી રીતે થાય ?

તે પછી લખે છે કે " શ્રી ભાગવત્‌માં ऋतेऽर्थं यत् प्रतीयेतनप्रतीयेत चात्मनि । तद्विद्यादात्मनोमायां यथाऽऽभासो यथा तमः ॥ (અર્થ વગર) જે પ્રતીતિમાં આવે અને (અર્થ હોય છતાં) જે પ્રતીતિમાં આવતો નથી તે (જીવાત્માની વ્યામોહિકા) માયાને જાણે; તેમાં પદાર્થ ન હોય છતાં દેખાવામાં આભાસ અને પદાર્થ હોય છતાં ન દેખાવામાં અન્ધકાર દૃષ્ટાન્તરૂપે કહેલ છે, કે જેમ

આભાસ અને જેમ અન્ધકાર.) એ પ્રમાણે ચૈતન્યરૂપ માયાની મોહ કરનારી માયા છે તેનું સ્વરૂપ આભાસ અને અન્ધકારના દૃષ્ટાન્તથી બતાવે છે કે નેત્રને આંગળીવતે ખુણામાં દબાવવાથી બે ચન્દ્ર દેખાય છે તેમાં બીજો ચન્દ્ર છે નહિ, છતાં દેખાય છે. તેમ જગત્‌માં સર્વાકારે સર્વરૂપ બ્રહ્મજ છે ઘટપટાદિ કાંઇ (બ્રહ્મથી જુદું) છે નહિ છતાં જુદું દેખાય છે. અને બીજું અન્ધકારનું દૃષ્ટાન્ત આપ્યું છે. તે અન્ધકારમાં ઘટાદિક પદાર્થ હોય તે જેમ દેખાતો નથી તેમ ઘટપટાદિ સર્વરૂપ બ્રહ્મ થયેલ છે; એટલે બ્રહ્મજ જલાહરણાદિકાર્યાર્થે ઘટરૂપ અને આવરણાદિ કાર્યાર્થે પટરૂપ થયેલ છે છતાં ઘટપટાદિરૂપે બ્રહ્મ દેખાતું નથી, એ બે કાર્ય ચૈતન્યાંશની વ્યામોહિકા–માયાનાં છે. એવો એ શ્લોકનો અર્થ છે તેને બદલે ભાષણ કર્તા "જે અર્થ વિના કેવલ ભ્રાન્તિથી ભાસે છે. પણ જે સ્વરૂપ દૃષ્ટિથી જોતાં દેખાતી નથી તે માયા છે" એવો અર્થ કરે છે; તેમાં ભ્રાન્તિથી દેખાય છે અને સ્વરૂપ દૃષ્ટિથી જોતાં એ અર્થ કયા પદના કર્યા ? એવી રીતે પોતાના સિદ્ધાન્તના આગ્રહથી કલ્પિત મનમાનતા અર્થ કરવા એ વાચક વર્ગ જે તટસ્થ શાસ્ત્રજ્ઞ હશે તેને તો યોગ્ય લાગશે -હિંજ.

ઉપર પ્રમાણે શાસ્ત્રમાં માયા શબ્દ વાંચી ભાષણકર્ત્તા પોતાના સિદ્ધાન્તમાં માયાકલ્પિત સર્વ માનેલ છે તે સિદ્ધ થયાનું સમજી જણાવે છે કે "આવાં પ્રમાણો શાસ્ત્રમાં સ્થલે સ્થલે છે પણ તેમનેજ પુછવામાં આવે કે કયા સૂત્રમાં કે કઇ શ્રુતિમાં પુષ્ટિમાર્ગ પૈકીનો પુષ્ટિ શબ્દ છે ?" એમ અમોને પુછે છે તેના જવાબમાં જણાવવાનું કે **नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ! यमेवैष वृणुते तेन लभ्यस्तस्य आत्मा विवृणुते तनूं स्वाम्** (આ પરમાત્મા વ્યાખ્યાન કરવાવડે લભ્ય [મેળવી શકાય તેમ] નથી, ધારણાશક્તિવડે લભ્ય નથી અને બહુશ્રુત થવાથી લભ્ય નથી. [પણ] જે જીવને એ પરમાત્મા [આ જીવ

મ્હારો છે એમ] પોતાનાપણાથી જે જીવને સ્વીકારે છે તે જીવે તે પરમાત્મા લભ્ય છે. અને તે જીવને એ પરમાત્મા પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરે છે.) એ શ્રુતિમાં પ્રવચનાદ્યુપલક્ષિત કોઈ પણ સાધનોથી પરમાત્મા મળતા નથી એમ કહિને પરમાત્મા પોતે જે જીવનો [અનુગ્રહથી] અંગીકાર કરે છે તે જીવને તે પરમાત્મા મળે છે અને તેને પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરે છે, એમ કહેલ છે. ત્યાં પરમાત્માને મેળવવાનું સાધન તેમનો અનુગ્રહ જ કહેલ છે, તે અનુગ્રહનું નામ જ (पोषणं तदनुग्रहः ઇત્યાદિ વાક્યથી) પુષ્ટિ છે તે અમે આગળ પણ દર્શાવેલ છે, તે ભૂમિકાથી આરંભિને વાંચવાથી જાણવામાં આવશે; તેથીજ ઉપરની શ્રુતિની પછીની શ્રુતિમાં नायमात्मा बलहीनेन लभ्यः (આ પરમાત્મા [ભક્તિરૂપ] બલથી જે હીન હોય તેણે લભ્ય નથી. ભક્તિરૂપ બલ એવું છે કે સર્વના નિયન્તા અને સર્વને પોતાનાં બલથી વશમાં રાખનાર પરમાત્મા પણ અનન્યભક્તિના બલવાળા પાસે વશ્ય થઈ જાય છે. તે અંબરીષ-રાજા તથા દુર્વાસા-ઋષિના પ્રસંગમાં પ્રસિદ્ધ છે; તેથીજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ भक्त्यालभ्यस्त्वनन्यया (બીજા કોયમાં ચિત્તવૃત્તિ નહિં જતાં કેવલ શ્રીકૃષ્ણમાંજ ચિત્તવૃત્તિ જવારૂપ અનન્ય ભક્તિથીજ લભ્ય છે.) भक्त्या त्वनन्यया शक्यः (અનન્ય ભક્તિથી હું જોઈ શકાઉં છું) તેમ શ્રીમદ્‌ભાગવતમાં भक्त्याहमेकया ग्राह्यः (હું એક ભક્તિથીજ ગ્રાહ્ય છું) ઇત્યાદિક અનેક સ્થલે અનન્ય ભક્તિથીજ પરમાત્મા ગ્રાહ્ય છે એમ દુંદુભિનાદથી પ્રતિપાદિત છે, તે અનન્ય ભક્તિ પરમાત્માના અનુગ્રહથીજ પ્રાપ્ત થાય છે; માટે અનુગ્રહશબ્દવાચ્ય પુષ્ટિ સર્વત્ર પ્રતિપાદિત છે; પરમાત્માનો અનુગ્રહજ જેમાં સાધ્ય છે તે શિવાય મોક્ષપર્યન્ત જે માર્ગમાં તુચ્છ ગણવામાં આવે છે તે પુષ્ટિમાર્ગ સર્વશાસ્ત્રપ્રતિપાદિત છે; તેથીજ શિવજીયે ઉમા પ્રત્યે કહેલ છે કે:—

नारायणपराः सर्वे न कुतश्चन बिभ्यति ।
स्वर्गापवर्गनरकेष्वपि तुल्यार्थदर्शिनः ॥ [શ્રી ભા.]

નારાયણપરાયણ સર્વે કોયનાથી બ્હીતા નથી. સ્વર્ગ, મોક્ષ અને નરકમાં પણ સમાન અર્થ છે એમ જોનાર તેઓ હોય છે, એટલે પરમાત્મા–શ્રીકૃષ્ણના ભજનાનન્દમાં તેઓ એવા મગ્ન થઇ ગયેલા હોય છે કે તેઓને પૂર્ણાનન્દ–પરમાત્મા–શ્રીકૃષ્ણના પૂર્ણ–ભજનાનન્દની પાસે ગણિતાનન્દ–બ્રહ્માનન્દ પણ [ભજનાનન્દ રહિત હોવાથી] નરક બરોબર લાગે છે. ઇત્યાદિક અનેક સ્થલોમાં પ્રતિપાદિત છે, તે સંસ્કૃત જાણનારા હોય તેઓએ શ્રી ગોપેશ્વરજી મહારાજ પ્રકટિત ભક્તિમાર્ત્તંડ અને સંસ્કૃતમાં થોડુંક પરિશીલન હોય તેઓએ દયારામ કૃત કાવ્યસંગ્રહમાં ભજનાનન્દનું સ્વરૂપ પ્રદર્શિત છે તે આદ્યોપાન્ત વાંચી ભજનાનન્દનું સ્વરૂપ સમજી લેવા ભલામણ કરવામાં આવે છે જે વાંચવાથી ઘી વગરના સુકા લક્કડના લાડુ જેવા સ્નેહ રહિત શુષ્કવાદમાં પ્રવૃત્તિ થવાની ઇચ્છા અટકશે.

વળી ભાષણકર્ત્તા त्र्यम्बकं यजामहे એ શ્રુતિના ત્રણ અક્ષર લખી નિરુક્તકારનો લેખ પણ તેટલોજ (અપૂર્ણ) દર્શાવી અમારા મન્તવ્યનો બાધક થવાનું જણાવે છે પણ તેઓ દેવનાં સ્વરૂપ તથા કાર્ય ઉપર વિચાર શાસ્ત્રાનુકૂલ યુક્તિસહિત કરતા નથી. એ યુક્તિમૂલક સિદ્ધાન્તને સ્થિર કરવાની ઇચ્છા રાખનારને ઉચિત નથી. કારણ કે તેઓ પોતાના સિદ્ધાન્તમાં તર્ક અને યુક્તિનું મહત્વ માને છે તો त्र्यम्बकं यजामहे એ મંત્ર મૃત્યુંજય છે એવી પ્રસિદ્ધિ છે તે રુદ્રપર હોય તો રુદ્ર તો સંહારાધિષ્ઠાતા છે તે પોતાના અધિકારનું કાર્ય સંહાર કરવાનું છે તેથી ઉલટું મૃત્યુથી બચાવવાનું કામ કરે ? એવો વિચાર કરી તર્ક કર્યો હોત તો શાસ્ત્રાનુકૂલ યુક્તિ સ્મરણમાં આવત કે त्र्यंबक [ત્રિનેત્ર] તો શ્રી નૃસિંહજી પણ છે અને તેમનું પ્રાકટ્ય (પ્રલ્હાદજી ઉપર અનુગ્રહ હોવાથી) પ્રલ્હાદજીને મારવા તેનો પિતા તૈયાર થયો ત્યારે તેને બચાવવા માટે જ થયું છે; માટે શ્રી નૃસિંહજીપર એ મંત્ર લગાવવાથી त्र्यंबकम्

શબ્દ ત્રિનેત્ર વાચક અને **પુષ્ટિ** શબ્દ અનુગ્રહ વાચક ઠેકાણે પડે છે કારણ કે શ્રી નૃસિંહજીનું **રુદ્ર** નામ પણ શ્રુતિમાં જોવામાં આવે છે. અને સંહારાધિષ્ટાતાને મૃત્યુંજય માનવામાં યુક્તિનો બાધ આવે છે તે પણ નિવૃત થાય છે.

ત્યાર પછી ભાષણ કર્ત્તા **શુદ્ધાદ્વૈત** પદમાં અદ્વૈતનું શુદ્ધ વિશેષણ છે તેની મીમાંસા કરતાં જણાવે છે કે "**વિશેષણં હિ વ્યાવર્ત્તકમ્** વિશેષણ પોતાના વિશેષ્યને બીજાથી પૃથક કરી, દેખાડે છે એવું શુદ્ધ અદ્વૈત કયું ? કારણ એ રીતે કહેતાં બે અદ્વૈત પ્રાપ્ત થાય છે જે વદતોવ્યાઘાત છે." તેના જવાબમાં જણાવવાનું કે તેઓ અદ્વૈત કહે છે **નદ્વૈત અદ્વૈતમ્** એમ **નઞ્** સમાસ કરી તેઓએ અદ્વૈત શબ્દ સિદ્ધ કર્યો છે તે **નઞ્**ના તત્સાદૃશ્યાદિ છ [1] અર્થ થાય છે, તે છએ અર્થમાં સામા દ્વૈતની અપેક્ષા રહે છે તે દ્વૈત કયું ? જેની અપેક્ષા અદ્વૈતમાં રહે છે. એમ તેઓને કોય પુછશે તો તે અભાવરૂપજ કહેશે. તો અભાવ તો પ્રતિયોગિસાપેક્ષ છે, જેમ ઘટાભાવ માનશો ત્યારે ઘટ પ્રથમથીજ માનવો પડશે તેમ અહિં કયું દ્વૈત માન્યું ? અમારે તો ઉપર દર્શાવી ગયા છીએ તે પ્રમાણે શાંકરાદ્વૈત (માયાવાદ) નું વ્યાવર્તન કરનાર **શુદ્ધ** પદ છે; એટલે અમારા સિદ્ધાન્તમાં બે અદ્વૈત નથી પણ શ્રુતિમાં માયા સંબંધ રહિત શુદ્ધબ્રહ્મ ઉદ્ઘોષિત છે, છતાં શાંકરો શુદ્ધ અને માયા સંબંધવાળું એમ બ્રહ્મ માને છે તેનું વ્યાવર્ત્તન કરવા માટે **શુદ્ધ** પદ છે; માટે શ્રુતિમાં અ ત પદ છે તે માયા સંબંધ રહિત (શુદ્ધ) બ્રહ્મને બોધે છે. (નહિં કે શુદ્ધ જેના એક દેશમાં માયા રહી છે તે) અને માયિક બ્રહ્મ એમ બે બ્રહ્મને કહેનાર છે એમ કહે છે.)

---

૧ **તત્સાદૃશ્ય** (ગર્દભને અનશ્વ કહેવો તે) **અભાવ** (ઘટાભાવની રીતે) **તદન્ય** (અમાનુષપ્રાણી) **તદલ્પતા** (અનુદરા કન્યા અર્થાત અલ્પાદેશ) **અપ્રાશસ્ત્ય** (અબ્રાહ્મણ) અને **વિરોધ** (અધર્મ) એ પ્રમાણે **નઞ્**ના છ અર્થો થાય છે.

તેમ શ્રી ગીતાજીના સ્તવનમાં **अद्वैतामृतवर्षिणीम्** એમ લખેલ છે તે પણ શુદ્ધ અદ્વૈતનેજ બોધે છે; કેમકે અદ્વૈતને અમૃત કહેલ છે તે માયિક નાશાત્મક બ્રહ્મસ્વરૂપ જેમાં માનવામાં આવતું હોય તે અદ્વૈત અમૃત કહેવાય નહિ.

વળી તેઓ આવેશમાં આવી જણાવે છે કે "પોતે બ્રહ્મવાદીપણાનો ડોળ ઘાલી આ સિદ્ધાન્ત માયાવાદીનો છે એ પ્રલપે છે પણ સિદ્ધાન્ત માયાવાદીનો છે એનો અર્થ શું ?" તેના જવાબમાં લખવાનું કે ભાષણકર્ત્તા રા. રા. મોહનલાલભાઈ જ હેડીંગમાં "શ્રી શંકરાચાર્યનો માયાવાદ" જણાવે છે તે અને બીજા જેઓ જયતી ઉજવવાના મેળાવડામાં ભાગ લેનારાઓએ પોતાના ભાષણમાં "શંકર ભગવાને વેદમાંથી, સૂત્રોમાંથી, અને શ્રીમદ્ ભગવદ્ગીતામાંથીજ માયાવાદ યોજી કહાડયો છે" એમ ઉદ્ઘોષ કરી કહેલ છે તે સિદ્ધાન્ત માયાવાદીનો સમજાય જ છે. છતાં ભાષણકર્ત્તાને આગળ પાછળના ભાષણકર્ત્તાના ભાષણનું ભાન ભ્રમાત્મક ભાસ્યું હશે તેથી માયાવાદ કહેનારને પ્રલપે છે એમ કહે છે, તો શંકરજયંતી ઉજવવામાં ભાગ લેનાર ભાષણકર્ત્તાઓ પ્રલાપ કર્યો હોય કે શંકરાચાર્યનો માયાવાદ હોય તે વિષે ભાષણકર્ત્તાઓ પરસ્પર મળી કોનું ભાષણ ખરૂં છે એ નિશ્ચય કરી તેઓની સંમતિ સાથે તે નિશ્ચય પ્રસિદ્ધિમાં મુકશે ત્યારે તે વિષે વિશેષ ખુલાસો કરવામાં આવશે.

પ્રચ્છન્ન બૌદ્ધ એ વિશેષણ માયાવાદને કોઇએ પોતાના ઘરનું યોજેલું નથી પણ સપ્તશતીની ટીકામાં નાગોજી ભટ્ટ જેવા સમર્થ વિદ્વાને પદ્મપુરાણનું **मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते** ( માયાવાદ અસત્ શાસ્ત્ર પ્રચ્છન્ન બૌદ્ધ કહેવાય છે. ) એમ વાક્ય લખેલું છે તેને આધારે બીજાને લખવામાં કોઇ પ્રકારે શરમાવાનું કારણ નથી. બીજાનો અનુવાદ કરવામાં શરમ શું કરવા રાખવી ?

શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૬ મા અધ્યાયમાં દૈવી અને આસુરી

એવી બે સંપત્તિનું વિવેચન છે, તેમાં આસુરી સંપત્તિનું વિવેચન કરતાં શ્રીકૃષ્ણ-ભગવાન् **प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः । न शौचं नापिचाचारो न सत्यं तेषु विद्यते । असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्** ( પ્રવૃત્તિને અને નિવૃત્તિને આસુર જાણતા નથી. તેઓનામાં શૌચ [પવિત્રતા] હોતું નથી, આચાર પણ હોતો નથી, સત્ય તેઓનામાં હોતું નથી, જગત્‌ને તેઓ અસત્ય કહે છે, પ્રતિષ્ઠા વગરનું કહે છે, ઈશ્વર વગરનું કહે છે.) એમ દરેક લક્ષણવાળાને આસુર કહે છે, સમગ્ર લક્ષણો એકમાં હોય ત્યારેજ આસુર કહેવાય એવો તેનો અભિપ્રાય નથી, પણ પ્રવૃતિને જાણતા ન હોય તે આસુર, નિવૃત્તિને જાણતા ન હોય તે આસુર, જેનામાં શૌચ ન હોય તે આસુર, આચાર ન હોય તે આસુર, સત્ય ન હોય તે આસુર, જે જગત્‌ને અસત્ય કહે છે તે આસુર, જે પ્રતિષ્ઠા વગરનું કહે તે આસુર અને ઈશ્વર વગરનું કહે તે આસુર. એમ આસુરનાં દરેક લક્ષણો બતાવેલાં છે તે ઉપરથી આસુર સમજવાના છે, તેમાં એકમાં એક લક્ષણ હોય તો તેમાં થોડો આસુર ભાવ અને બે લક્ષણ હોય તો વધારે આસુર ભાવ સમજવો, તેવી રીતે દરેક લક્ષણ માટે સમજવાનું છે. તે લક્ષણોમાં જગત્‌ને અસત્ય કહેનાર હોય તેને પણ આસુર કહેલ છે; તેમાં વળી કલ્પિત માનીને સ્થિતિ વગરનું માને કે તેના નિયન્તા ઇશ્વરને કલ્પિત માયિક-મિથ્યા માને તો તે વિશેષ આસુરભાવવાળા કહેવાય. તે પ્રમાણે તેવા લક્ષણવાળાને કોય આસુર કહે તો તેમાં ખેદ કરવા જેવું કાંઇ નથી. આપણામાં શ્રીગીતાજીમાં કહ્યા પ્રમાણે જેવાં લક્ષણ હોય તેને અનુસારે બીજા તેવાં લક્ષણને લીધે તે પ્રમાણે કહે તેમાં દ્વેષમૂલની કલ્પના કરવી એ પણ કલ્પિત સિદ્ધાન્તને માનવાવાળાને યોગ્ય છે, જે સર્વને કલ્પિત માનતા હોય તે દ્વેષની કલ્પના શા માટે ના કરે ?

તે પછીના પેરીગ્રાફમાં ભાષણ કર્ત્તા જણાવે છે કે “ આ

સિદ્ધાન્તવત્ માયાને નહિં સ્વીકારનારા તેઓ જગત્‌ના કારણને બ્રહ્મ કહે છે. તથા મૃતિકાથી ઉત્પન્ન થયેલા ઘટવત બ્રહ્મથી થયેલા જગતને પણ બ્રહ્મ પેઠે સત્ય માને છે." એ લખવું યથાર્થ છે. તૈત્તરીય ભૃગુવલ્લીમાં વરૂણે ભૃગુને બ્રહ્મનું લક્ષણ કહ્યું છે કે यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्ब्रह्मेति विजिज्ञासस्व ( જેનાથી આ ભૂત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં જેનાથી જીવે છે અને (છેવટ) જેનામાં (પ્રલયકાલમાં) પ્રવિષ્ટ થાય છે તે બ્રહ્મ છે એમ તું જાણ.) તેમ છાંદોગ્ય ઉપનિષદ્‌માં શાંડિલ્ય બ્રહ્મવિદ્યામાં सर्वंखल्विदं ब्रह्म तज्जलान् ( આ પરિદૃશ્યમાન સર્વ ( નામ રૂપાત્મક ) જગત્ નિશ્ચય બ્રહ્મરૂપ છે; કારણ કે બ્રહ્મમાં ઉત્પન્ન થાય છે, બ્રહ્મમાં લીન થાય છે અને બ્રહ્મમાંજ સ્થિત રહે છે. ) એ શ્રુતિથી તથા जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ( જે બ્રહ્મથી આ જગત્‌નાં જન્માદિક થાય છે; કારણ કે વેદાદિ સર્વ શાસ્ત્રોમાં જગત્‌નું કારણ બ્રહ્મ છે એમ કહેલ છે. ) એવી રીતે શ્રુતિ સૂત્રાદિકમાં જગત્‌નું કારણ બ્રહ્મ કહેલ છે તેને અનુસારે શુદ્ધાદ્વૈતીઓ પણ ( શાંકરો માયા કલ્પિત ભ્રાંતિરૂપ માને છે તેમ નહિં માનતાં ) બ્રહ્મને જગત્‌નું કારણ માને એ શ્રુતિસૂત્રાદિસિદ્ધ છે. તેમ મૃતિકાથી થયેલ ઘટવત્ બ્રહ્મથી થયેલ જગત્‌ને માનવાનું વ્યાસસૂત્રમાં तदन्यत्वा ધિકરણમાં અને તેના વિષયવાક્યરૂપ यथासोम्येत्यादि છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકથી સિદ્ધ છે. તેજ પ્રમાણે માનવું જોઈએ.

તે પછી પરિણામવાદનો પ્રસંગ લાવી અવિકૃતપરિણામવાદનો વિચાર કરતાં ભાષણ કર્ત્તા જણાવે છે કે " શાસ્ત્રમાં પરિણામનું લક્ષણ આ રીતનું છે. स्वस्वरूपापरित्यागेन रूपान्तरापत्तिः परिणामः અથવા अधिष्ठानसमसत्ताकोऽन्यथाभावःपरिणामः [ સ્વસ્વરૂપને ત્યજી અન્યરૂપે થવું તે પરિણામ છે. વા, અધિષ્ઠાન સમાનસત્તાક અન્યથારૂપ તે પરિણામ છે. ] એટલે પરિણા-

મ પામવું તે વિકાર સાપેક્ષ્ય છે એટલે અવિકૃતપરિણામ એ શબ્દમાં અવિકૃત વિશેષણ એજ પરિણામ શબ્દ માટે ઘટતુ નથી. ” એમ તેમને કોપીટુ કોપી છે. તેના જવાબમાં લખવાનું કે ઘટાદિક અને કટકકુંડલાદિક સ્વરૂપ જે મૃત્તિકા અને સુવર્ણ તેનો ત્યાગ કર્યા વગરજ અન્યથા ભાવ ( મૃતિકાના પિંડભાવ-માંથી ઘટશરાવાદિભાવ અને સુવર્ણની લગડીના ભાવમાંથી કટક-કુંડલાદિભાવ ) ને પ્રાપ્ત થાય છે; તેથી પહેલું જે પરિણામનું લક્ષણ કહ્યું છે તે સંભવતું નથી અને બીજું લક્ષણ કહ્યું છે તેમાં आधिष्ठानसमसत्ताकोन्यथांभाव જણાવેલ છે તે ઘટાશરાવાદિક તથા કટકકુંડલાદિકનું મૃત્તિકા તથા સુવર્ણ आधिष्ठान નથી પણ उपादान છે. તેમ आधिष्ठान તો આધાર કહેવાય છે તે આધે-યથી ભિન્ન હોય છે અને उपादान કાર્યાવસ્થા થવામાં પણ अनुस्यूत ( કાર્યમાં ભળીને ) રહે છે; માટે બીજું લક્ષણ પણ સંભવતું નથી; એટલે स्वरूपस्य अन्यभावः परिणामः એવું જ પરિણામનું લક્ષણ છે. તે પ્રમાણે મૃત્તિકાના પિંડનો ઘટશરાવા-દિભાવ અને સુવર્ણની લગડીનો કટકકુંડલાદિભાવ થાય છે તે પરિણામ કહેવાય છે તે વિકારસાપેક્ષ્ય નથી છતાં તેનું નામ વિકાર પણ છે. તે સુવર્ણમાંથી કટકકુંડલાદિક થાય છે તે વિ-કાર કહેવાતા છતાં તેમાંથી તેટલુંજ પાછું સુવર્ણ થાય છે:તેથી તે કહેવામાત્રજ વિકાર છે બાકી સત્ય છે એમ બતાવવા માટે વાચારંભણ શ્રુતિમાં તેને સત્ય કહેલ છે અને દૂધમાં દહિં થાય છે તે પાછું દૂધ થતું નથી તે ખરો વિકાર છે. એવી રીતે પોતાના સ્વરૂપમાં રહે તેવો સુવર્ણમાંથી કટકકુંડલાદિક [ કહેવા માત્ર ] વિકાર અને પોતાના સ્વરૂપમાંથી બદલી બીજા રૂપમાં થઇ જાય ( જે પાછો પોતાના સ્વરૂપમાં આવી શકે નહિં ) તે ખરો વિકાર એમ બન્ને પ્રકારના જુદા જુદા જાતના વિકાર સર્વના અનુભવમાં આવે છે તેથી सर्वतो बलवती ह्यन्यथानुपपत्तिः ( આ દેવદત્ત પીન [સ્થૂલ] છે તે દિવસનો ખાતો નથી એમ કોઇ

કહે ત્યારે ખાધાવગર સ્થૂલ થવાય નહિં એ અન્યથાનુપપાત્તથી રાત્રિયે ખાય છે એમ સિદ્ધ થાય છે. તે **અન્યથાનુપપાત્તિ** કહેવાય (જેને આધારે શાંકરો **અર્થાપત્તિ** નામનું પાંચમું પ્રમાણ માને છે) તે સર્વથી બળવાળી છે,) એ ન્યાયથી જે કાર્ય પાછું કારણરૂપ થાય છે તે અવિકૃત અને જે કાર્ય પાછું કારણરૂપ થતું નથી તે વિકૃત એમ અજ્ઞ માણસ પણ સમજી શકે તેમ છે તે છતાં વ્યાખ્યાકોવિદ–ભાષણકર્ત્તાના મગજમાં તે બાબત બેસે નહિં તો શું કરવું? બાકી ઉપર દર્શાવ્યા પ્રમાણે [શાંકરોએ સ્વીકારેલ] **અર્થાપત્તિ** પ્રમાણુથીજ અવિકૃતપરિણામ સિદ્ધ થાય છે.

ત્યાર પછી ભાષણકર્ત્તા જણાવે છે કે "વિચાર દૃષ્ટિથી જોતાં અવિકૃતપરિણામ તેજ વિવર્ત્ત" વાહ! વાહ!! વ્યાખ્યાકોવિદની કોવિદતા! ભાઈ! રજ્જુ સર્પરૂપે પરિણામ પામી કે સર્પ રજ્જુરૂપે પરિણામ પામ્યો? એ બન્ને પક્ષ સંભવતા નથી; કારણ કે રજ્જુ જડ છે તે સર્પરૂપે પરિણામ પામે એ સંભવેજ નહિં અને સર્પ તો ત્યાં કોઇ સમય છેજ નહિં કે જેનો પરિણામ માની શકાય; માટે વિવર્ત્તને અવિકૃતપરિણામ માનવો એ વળી વિશેષ કપોલકલ્પિત કલ્પના, તેથી અવિકૃત પરિણાણ તેજ વિવર્ત્ત છે એમ સ્વીકારી વિવર્ત્તનું લક્ષણ લખ્યું છે, તે આંહી કોઈ રીતે પણ સંભવતું નથી.

વળી તેઓ જણાવે છે કે "હવે બ્રહ્મ પરિણામ પામે છે, એટલે મૃત્તિકા જેમ ઘટાકાર થાય છે. તેમ બ્રહ્મ પણ જગદાકાર થાય છે. આ જગતમાં આપણે જડ તથા ચેતન અંશ પ્રતીત થાય છે. તો બ્રહ્મને જ્યારે "**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**" તૈત્તરીય, "**विज्ञानमानन्दं ब्रह्म**" બૃહદારણ્યક, ચેતનરૂપ શ્રુતિ કહે છે, તો તેથી ઉત્પન્ન થયેલું જગત જડ, ચેતન ઉભયાત્મક શી રીતે બની શકે?" તેના જવાબમાં જણાવવાનું કે મૃત્તિકા જેમ ઘટશરાવાદિરૂપ થાય છે, તેમ બ્રહ્મ જગદાકાર થયેલ છે એ શ્રુતિ

સિદ્ધ દૃષ્ટાન્તથી સિદ્ધ છે, તેમાં "बहुस्यां प्रजायेय" એ શ્રુતિને આધારે અને "सहैतावानास"એ શ્રુતિને આધારે બ્રહ્મજ સ્વ ઇચ્છાથી ઉચ્ચનીચાદિભાવે વિચિત્રરૂપે થયેલ છે, તેથી જડમાં ચિત્ તથા આનંદાંશનું તિરોધાન કહેલ હોવાથી આપણી દૃષ્ટિમાં જડરૂપ દેખાય છે, તે બ્રહ્મદૃષ્ટિ થાય ત્યારે બ્રહ્મરૂપજ દેખાય, તે વિષે જેને શંકા રહેતી હોય તેણે શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના તેરમા અધ્યાયમાં વત્સહરણના પ્રસંગમાં

यावद्वत्सपवत्सकाल्पकवपुर्यावत्करांघ्र्यादिकम्
यावद्यष्ठिविषाणवेणुदलाशिग्यावद्विभूषांबरम्
यावाच्छिलगुणाभिधाकृतिवयोयावद्विहारादिकम्
सर्वविष्णुमयंगिरोऽङ्गवदजःसर्वस्वरूपोबभौ ॥

(જેટલા ગોવાલીઆઓ, જેટલા વાછરડાઓ, જેવું નહાનું શરીર જેટલા હાથ, પગ વિગેરે, જેટલી લાકડી જેટલાં શીંગડાં જેટલાં વેણુ, જેટલાં પાત્ર, જેટલાં સિકકાં, જેટલાં ઘરેણાં, જેટલાં વસ્ત્રો, જેવો સ્વભાવ, જેવા ગુણો, જેવાં નામ, જેવી આકૃતિયો, જેવી વય, અને જેવી જેની ગમ્મત એ પ્રમાણે सर्वविष्णुमयम् એ વાણી પ્રમાણે ભગવાન્ સર્વ સ્વરૂપ થઇને શોભવા લાગ્યા) એ શ્લોક છે તે વાંચી સમજવું

એ પ્રમાણે પૂર્ણ સચ્ચિદાનન્દ સ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાન્ જડ તથા ચૈતન્યરૂપ થઇ એક વર્ષ સુધી વ્રજના લોકોને તેવી રીતે દેખાયા, અને છેવટે બ્રહ્માજીને પણ તેવી રીતે દેખાયા, ત્યાર પછી તે સર્વ સચ્ચિદાનંદરૂપ અને દરેકની પાસે બ્રહ્માજી જેની સ્તુતિ કરે છે, એવા સાક્ષાત્ ચતુર્ભુજરૂપ સર્વ દેખાણા ત્યારે જડરૂપતા જતી રહી, તે સમયે શ્રી બલદેવજીને પણ જ્યારે મોહ થયો છે ત્યારે બલદેવજીએ કહ્યું છે કે આપ જુદા જુદા રૂપથી દેખાતાં છતાં પણ આપજ છો એમ હું જાણું છું, એ બરોબર શુદ્ધ અદ્વૈતનું સ્વરૂપ સમજાવવા માટે ભગવાને એ લી-

લા કરી છે, તેમ, મૃતિકા ભક્ષણના પ્રસંગમાં પણ શ્રીયશોદાજી ના ખોળામાં બેઠેલા શ્રીકૃષ્ણભગવાને પોતાના મુખમાં જડ, ચિદ્રૂપ સઘળું જગત્ શ્રીયશોદાજીને બતાવ્યું છે, ત્યાં પણ જડ ચિદ્રૂપ સર્વ પોતામાં રહ્યું છે એમ બતાવ્યું છે. તેથી સત્ય જ્ઞાન અને અનંતરૂપ તૈત્તરીય ઉપનિષદ્‌માં કહેલી અને " **विज्ञानमानन्दं ब्रह्म** " એ બૃહદારણ્યકમાં કહેલ બ્રહ્મપણામાં હાનિ આવતી નથી, માટે આ જગતને બ્રહ્મકાર્ય હોવાથી સત્ય અને બ્રહ્મરૂપ કહેવું એ ભ્રાન્તિનો ચમત્કાર નથી પણ વેદાદિ સર્વ શાસ્ત્રો બ્રહ્મરૂપ છે તથા સત્ય છે એમ ઉદ્‌ઘોષ કરે છે. છતાં તેને કલ્પિત માનવું એજ ભ્રાન્તનો ચમત્કાર છે, બ્રહ્મ તો સર્વદા ષડ્‌ભાવ વિકાર રહિત છે, એ વાત સર્વ સ્વીકારે છે, તેજ ભાવવિકાર યુક્ત બ્રહ્મ આપણને દેખાય એવું થાય, તેમાં તેની ઈચ્છાજ કારણ છે, સાક્ષાત્ મહેશ્વર સર્વ વિકાર રહિત હોયા છતાં સાક્ષાત શંકરાચાર્યરૂપે ષડ્‌ભાવ વિકારવાળા દેખાય તેવા કેમ થયા? અને છેવટે તેમને પોતાને ભગંદર દરદ થયું છે, એમ કેમ દેખાડયું? ભાઈ એ બધું તેમના સ્વરૂપમાં નથી પણ આપણી દૃષ્ટિના દોષથીજ લાગે છે એજ માયાનું સ્વરૂપ છે, માયા કાંઈ નવા પદાર્થ પેદા કરતી નથી, આપણી દૃષ્ટિના વિષયરૂપ પદાર્થો તો બ્રહ્મરૂપજ છે. પરંતુ તેમાં જડતા વિરૂપ વિષયતા આપણી દૃષ્ટિમાં જે લાગે છે, તે માયાએ ઉપસ્થિત કરેલ છે. તે જયારે શુદ્ધ અદ્વૈત જ્ઞાન થાય છે ત્યારે તેની દૃષ્ટિમાં સર્વ પદાર્થો બ્રહ્મરૂપજ લાગે છે.

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે " તેવી વ્યવસ્થાની ઘટના માટે બ્રહ્મ વિરૂદ્ધધર્માશ્રયી છે, એમ કુશંકાનું અવલંબન કરે છે, પણ શાસ્ત્રચિંતકોને વિજ્ઞાત છે કે એકજ અધિકરણમાં એક કાલે સમાનસત્તાક બે વિરૂદ્ધધર્મનો સમાવેશ થઈ શકતો નથી.' એકજ રજ્જુમાં એકજ કાલે સત્ય રજ્જુત્વ તથા સત્યસર્પત્વ એ કેવલ અસંભવિત છે" તો તેના જવાબમાં જણાવવાનું કે જેમ એક પુરૂષમાં પોતાની પાસે બેઠેલી પોતાની

સ્રી, પોતાની બહેન અને પોતાની મા વિગેરેમાં, સ્ત્રીમાં સ્રી બુદ્ધિ, બહેનમાં બહેન બુદ્ધિ અને મા માં માતૃ બુદ્ધિ થાય, આવું (એ-કજ માણુસમાં તે પણુ એકી વખતે) વિરૂદ્ધધર્માશ્રયપણું આપણે જોઈ શકીએ છીએ તો આવાં એક નહિ પણુ અનેક દૃષ્ટાન્તો પરથી બ્રહ્મમાં વિરૂદ્ધધર્માશ્રયપણું સ્વીકારવામાં આપણુને શી હર-કત ? વલી યોગીઓના આશ્રમમાં પણુ સિંહ અને હરિણુ વિગેરે સહજ વિરોધી હોવા છતાં પણુ સાથે ફરતા જોવામાં આવે છે, ત્યાં યોગીઓનો આશ્રમ પણુ વિરૂદ્ધધર્માશ્રય જોવામાં આવે છે. વલી શ્રુતિઓમાં પણુ ઘણી વખત જણાવવામાં આવ્યું છે કે સિંહ અને હરિણુ સર્પ અને નકુલ, મીંદડા અને ઉંદર વિગેરે વિરોધી સાથેજ ભગવાન્‌માં નિદ્રાના વખતે નિત્ય અને છેવટે લય પામે છે, તો આપણે આવાં શ્રૌત તથા લૌકિક દૃષ્ટાન્તોથી એવાં સંગીન અનુમાનપર આવવુંજ જોઇએ કે જે કાંઈ વિરૂદ્ધધર્મા-શ્રયપણું જણાય છે તે આપણુની દૃષ્ટિથીજ જણાય છે. મતલબ કે ભગવાન્‌માં વિરોધી પદાર્થોનો પ્રવેશ થતાંજ તેઓના વિરો-ધનો પરિહાર થઇ જાય છે. આવો એક અલૌકિક ચમત્કાર કેવલ ભ્રૂભંગથીજ પોતાની ગમે તેવી ઇચ્છાને પાર મૂકનાર ભગવા-ન્‌માં સંભવે એ અજાયબી ભરેલું નથી, તે છતાં ભાષણકર્ત્તા "કુશંકાનુ અવલંબન કરે છે" એમ જણાવે છે, એજ કુશંકા છે, ત્યાં વલી નહિ સંભવે તેવો પોતાના સિદ્ધાન્તનો દાખલો આપે છે કે એકજ રજ્જુમાં એકજ કાલે સત્ય રજ્જુત્વ તથા સત્ય સર્પત્વ એ કેવલ અસંભવિત છે. એ દાખલો આશ્ચર્યકારક છે, બ્રહ્મમાં રજ્જુમાં સર્પની માફક કલ્પિત કોઇ ધર્મ છેજ નહિ, સર્વ ધર્મો સહજ છે, તે **सदसच्चाहमर्जुन**। એમ શ્રીકૃષ્ણુ ભગ-વાને અર્જુનને પોતાનું સ્વરૂપ વિરૂદ્ધધર્માશ્રયિ બતાવ્યું છે પરંતુ તે વિચારશીલ વિદ્વાન્ પુરૂષ સમજી શકે તેમ છે, ઉપર ઉપર-થી જોનારને સમજી શકાય તેમ નથી.

ત્યાર પછી ભાષણકર્ત્તા જણાવે છે કે "પણુ આ સિદ્ધાન્ત-

માં તો વિવર્ત્તવાદનો આશ્રય કરેલ હોવાથી તેવા કોઇ દોષોનો અવકાશ નથી. ” તે વિષે જણાવવાનું કે વિવર્ત્તવાદ શ્રુતિમાં સૂત્રોમાં અને ભગવદ્ગીતામાં એમ પ્રસ્થાનત્રયમાંથી ગમે તેમાંથી બતાવી આપ્યા પછી જ વિવર્ત્તવાદ દોષ વગરનો છે એમ કહેવું સલાહકારક છે, તેમ તે વિષે આગળના અને પછીના ભાષણના અવલોકનમાં બતાવેલ યુક્તિથી વિવર્ત્તવાદ સિદ્ધ થઈ શકે તેમ નથી, તે કોણે કલ્પ્યો ? ક્યારે કલ્પ્યો ! અને શા કારણથી કલ્પ્યો ? ઇત્યાદિક વિવર્ત્તવાદમાં જેટલી બાબત સ્વીકાર્યા શિવાય વિવર્ત્તવાદ સિદ્ધ થઇ શકેજ નહિ, તેટલી બાબતો સિદ્ધ કર્યા પછી જ વિવર્ત્તવાદનો આશ્રય કરી શકાય. તે શિવાય તો જેમ મહાપાતકમાં સર્વ પાતકો અંતર્ભૂત થઈ જાય છે તેમ મહાદોષના આશ્રય રૂપ વિવર્ત્તવાદમાં તમામ દોષો આવી જાય એ યોગ્ય જ છે.

ત્યાર પછી વિવર્ત્તવાદનું વિવેચન કરતાં ભાષણકર્ત્તા જણાવે છે કે “ આ વિવર્ત્તવાદને શ્રુતિ **वाचारंभणं विकारो नामधेयं** આ છાંદોગ્ય શ્રુતિ **तदनन्यत्वमारंभणशब्दादिभ्यः** ૨-૧-૧૪ એસૂત્ર તથા **न च मत्स्थानि भूतानि, जगाद्विपरिवर्त्तते** આ ગીતા વચન પ્રતિપાદન કરે છે” વાહ ! જેમાં વિવર્ત્તવાદનો ગંધ પણ નથી તે વાકયો વિવર્ત્તવાદનું પ્રતિપાદન કરે છે એમ અજ્ઞ લોકોને શ્રદ્ધા બેસાડવા [ જાુઠું ] કહેવું એ કેટલું સાહસ છે ? **वाचारंभण** શ્રુતિ અને **तदनन्यत्व** સૂત્ર જગત્ બ્રહ્મથી જાુદું નથી ( અર્થાત્ જેમ ઘટશરાવાદિક મૃત્તિકારૂપ અને કટકકુંડલાદિક સુવર્ણરૂપ છે તેમ જગત્ બ્રહ્મરૂપ છે ) એમ બોધે છે, નહિ કે ઘટશરાવાદિ મૃત્તિકાનું અને કટકકુંડલાદિ સુવર્ણનુ વિવર્ત્ત ‘છે. એ દૃષ્ટાન્તથી જગત્ બ્રહ્મનું’ વિવર્ત્ત છે એવો અર્થ એ શ્રુતિ તથા સૂત્રનો થતો હોય. એ શ્રુતિ તથા સૂત્રનો જેવો અર્થ થાય છે તેવો આ ભાષણનાં અવલોકનમાંજ પ્રથમ દર્શાવેલ છે તે ઉપરથી વાચક વર્ગના સમજવામાં આવી

ગયુંજ હશે કે એ શ્રુતિ તથા સૂત્રમાં વિવર્ત્તવાદનો ગંધ પણ નથી, તે છતાં વિવર્ત્તવાદનું પ્રતિપાદન કરે છે એમ ભાષણ કર્તા કથન માત્ર કહે છે, પણ તે શ્રુતિ તથા સૂત્ર કેવી રીતે પ્રતિપાદન કરે છે, એ ભાષણ કર્ત્તાએ જણાવ્યું નથી. તેથી કેવળ તેમના વચન માત્રથીજ શ્રુતિ તથા સૂત્રમાં વિવર્ત્તવાદનું પ્રતિપાદન કરે છે, એમ માની શકાય નહિ, તે શ્રુતિ તથા સૂત્રના અર્થો અમો આગળ બતાવી ગયા છીએ, અને ગીતાજીના "न च मत्स्थानि भूतानि" આ વાકય પછી "पश्यमेयोगमैश्वरम्" એમ છે. તેને બદલે "जगद्विपरिवर्तते" એમ ભાષણ કર્તા લખે છે અને "जगद्विपरिवर्तते" એ પદની પહેલાં हेतुनानेनकौन्तेय। એમ છે તે બન્ને પદોમાં રજજુ સર્પની માફક વિવર્ત્તવાદનો અર્થ બીલકુલ થતો નથી. પણ માયાકલ્પિત માનનારા લોકો પોતાના મનને ગમે તેવી (જુઠી) કલ્પના કરે તે તેઓને માટે આશ્ચર્ય કારક નથી.

ત્યાર પછી ભાષણકર્ત્તા માયા વિષે:વિવેચન કરતાં "मायामेतां तरन्तिते" અને "तरत्याविद्याविततताम्" એ બે વાકય લખી માયાના તરણ એટલે નિવૃત્તિ વાચક પદો છે, તેની શી વ્યવસ્થા કરવી? એમ પ્રશ્ન કરી "नाभावोविद्यतेसतः" એ વાકય આપી સત્ પદાર્થની નિવૃત્તિ થતી નથી. એ સત્ય પદાર્થ બ્રહ્મનું રૂપ હોવાથી તેની નિવૃત્તિ કરવા જતાં બ્રહ્મની પણ નિવૃત્તિનો પ્રસંગ આવી જશે એવો અભિપ્રાય દર્શાવે છે અને માયાને અવિદ્યાનો પર્યાય જણાવે છે, તે પણ તેમની ભૂલ છે. કારણ કે તરવાની જે માયા લખી છે તે બ્રહ્મરૂપ નથી. પણ આગળ દર્શાવ્યા પ્રમાણે જીવને મોહ કરનારી શક્તિ છે. તેથી તે બ્રહ્મરૂપ નથી. અને માયા તથા અવિદ્યા બન્ને ભિન્ન છે. તે શાંકરોએ પણ માયામાં બ્રહ્મનું જે પ્રતિબિંબ છે તે ઈશ્વર અને અવિદ્યામાં બ્રહ્મનું જે પ્રતિબિંબ પડયું તે જીવ, એ પ્રમાણે માયા અને અવિદ્યાનું પાર્થકય સ્વીકારેલું છે.

ત્યાર પછીં "कल्पनायानिरंकुशत्वात्" એ ન્યાય આપી બ્રહ્મને સગુણ અને સાકાર કલ્પ્યું છે એમ લખી નિર્ગુણ શ્રુતિનાં વચનો મુખ્યાર્થને છોડી દઈ સંકુચિત અથવા પારિભાષિક અર્થ કર્યો છે એમ જણાવી ખરો અર્થ ગુણ રહિત થાય છે એમ દર્શાવી "અમે અપ્રાકૃત ગુણો માનીએ છીએ" તે વિષે તેઓને શંકા થતાં પૂછે છે કે "અપ્રાકૃતગુણોનો શો અર્થ। એમ પૂછીને પોતેજ અર્થ કહે છે કે પ્રાકૃત એટલે પ્રકૃતિથી ઉત્પન્ન અને અપ્રાકૃત એટલે પ્રકૃતિથી ઉત્પન્ન નહિ થયેલ, હવે આંહી અમારે જણાવવું જોઈએ કે ભાષણકર્ત્તાને અપ્રાકૃત ગુણના અર્થની જ્યારે ખબર છે, ત્યારે તે જાણવાનો પ્રશ્ન શા માટે કર્યો છે? પણ આંહીં અવશ્ય કહેવું જોઇએ કે શ્રીમદ્‌ભાગવત દ્વિતીય સ્કંધમાં કહેલ છે કે

सत्त्वं रजस्तम इति निर्गुणस्यगुणास्त्रयः ॥
प्रजासर्गनिरोधेषु गृहीतामायया विभोः ॥

[ સત્વ, રજ અને તમોગુણ એ નિર્ગુણ પરમાત્માના ત્રણ ગુણો છે તે ગુણો પરમાત્મા પાસેથી માયાએ પ્રજાની સૃષ્ટિ, સ્થિતિ અને લય કરવા માટે લીધા છે. ]

આંહી એમ સમજવાનું છે કે બ્રહ્મમાં [ સચ્ચિદાનન્દ સ્વરૂપ સ્વીકારવાથી ] સત્, ચિત અને આનંદ એ ધર્મો તો સહજ સિદ્ધ છે એમ તમામ શ્રુતિઓ ઉદ્‌ઘોષ કરે છે, તે ધર્મો બ્રહ્મમાં રહ્યા છે તે બ્રહ્મનું સહજ સ્વરૂપ સચ્ચિદાનન્દાત્મક સિદ્ધ રાખે છે અને તે સ્વરૂપથીજ બ્રહ્મને જે જે કાર્ય કરવું હોય ત્યારે તે સત્વ, રજ અને તમનું કાર્ય કરે છે. તેજ ગુણો જ્યારે માયા માગી લે છે ત્યારે તે માયાને અધીન થવાથી માયાના ગુણો કહેવાય છે. અને તે ત્રણે ગુણોની સમાન અવસ્થા માયામાં રહે છે, એ પ્રકૃતિ કહેવાય છે, માટે બ્રહ્મમાં પ્રકૃતિના ગુણો કલ્પવાનો અવકાશજ આવતો નથી, માયા ગુણોનું ઉપાદાન કારણ નથી, પણ માયાએ ગુણો ગ્રહણ કરેલા હોવાથી માયાની આજ્ઞામાં

રહે છે. બાકી પરબ્રહ્મ પરમાત્મા પાસે તો સચ્ચિદાનન્દ રૂપેજ રહે છે, એટલે તેનામાં [ શાંકરો જેમ માયિક બ્રહ્મ ઠરાવે છે જે પ્રસ્થાનત્રયમાં ક્યાંય પણ જણાવેલ નથી, તેમ ] ગુણો હોય તેને પણ પ્રાકૃતપણું કલ્પવું એ શ્રૌત બુદ્ધિથી બહાર છે, માટે પરમાત્માના ગુણો અપ્રાકૃત, લોક અપ્રાકૃત અને ભોગ પણ અપ્રાકૃત છે, તે પૂર્ણગુણવાળા પરમાત્મા પાસે અપ્રાકૃત શોકનો પ્રાદુર્ભાવ થવાની શંકા કરી તે અતિ મતિમતપણાનું સૂચન કરે છે. તૈત્તરીય **ब्रह्मविदाप्नोति परम्ः** બ્રહ્મ જાણનારને પરપ્રાપ્તિરૂપ ફલ થવાનું જણાવીને તેના અર્થનું વિવેચન કરનાર ઋક્ બતાવવા માટે "**तदेषाभ्युक्ता**" એમ કહીને "**सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायाम् परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा-विपश्चिता**" [ બ્રહ્મને જાણનાર બ્રહ્મથી પર એવા પુરૂષોત્તમને પ્રાપ્ત થાય છે. તે અર્થ મનમાં લઈને પરબ્રહ્મને જાણનારાઓએ આ ઋક્ કહી છે, કે જે સત્ય, જ્ઞાન અને અનંત એવાં અક્ષરબ્રહ્મને જાણે છે, તે હૃદયાકાશમાં આવિર્ભૂત થયેલ વ્યાપી વૈકુંઠાત્મક પરમસ્થાનમાં નાનાપ્રકારના ભોગમાં ચતુર એવા અક્ષરાત્મક પુરૂષોત્તમની સાથે સર્વ કામોને ભોગવે છે. ] એ પ્રમાણે શ્રુતિ કહે છે, તેથી બ્રહ્મભાવ પ્રાપ્ત થયા પછી તેમાંથી ભક્તનો ઉદ્ધાર કરી તેને પોતાના આનંદનો અનુભવ પૂર્ણપુરૂષોત્તમ ભક્તની મુખ્યતા રાખીને કરાવે એ અપ્રાકૃત ભોગજ સમજવો. તેજ બાબત વ્યાસ સૂત્રના ચતુર્થાધ્યાયના ચતુર્થપાદના "**संपद्याविर्भावः स्वेनशब्दात्**" [ બ્રહ્મભાવને સંપાદન કરીને તેમાંથી અક્ષરાતીત પુરૂષોત્તમ તેનો આવિર્ભાવ કરે છે. કેમકે તે પ્રમાણે "**ब्रह्मविदाप्नोतिपरम्**" એ શ્રુતિના વિવરણરૂપ "**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**" એ શ્રુતિમાં કહેલ છે. ] એ પ્રમાણે વ્યાસસૂત્ર પણ અપ્રાકૃત સ્થાનમાં અપ્રાકૃત ભોગનું નિરૂપણ કરે છે, ત્યાં અપ્રાકૃત શોકની કલ્પના કરવી એ કુતર્ક નહિ તો બીજું શું ? આવી રીતે મોક્ષ જેને ઇષ્ટ ન હોય અને જેમાં બ્રહ્માનન્દનો બીલકુલ અનુભવ નથી તેવો બ્રહ્મમાં

લય થવો ઇષ્ટ હોય તેને મતિમાન્ કહેવા કે "दिव्वी व चक्षुराततम्" એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે દેહેન્દ્રિયાદિ સર્વ બ્રહ્મરૂપ અલૌકિક થયા પછી અક્ષરાતીત પૂર્ણ પુરૂષોત્તમ પરબ્રહ્મના આનંદનો સર્વ ઇન્દ્રિયોથી અનુભવ કરવારૂપ મોક્ષની ઇચ્છા રાખે તેને મતિમાન્ કહેવો ? કે સુષુપ્તિની શ્રુતિના અર્થને જેઓ મોક્ષ સમજતા હોય તેઓને શ્રુતિ તથા સૂત્ર પ્રતિપાદિત મહાસાગરરૂપ આત્યન્તિક મોક્ષ (કૂપમંડૂક ન્યાયથી) ઇષ્ટ ન હોય તેવા મોક્ષની ઇચ્છા રાખનારને મતિમાન્ કહેવો ? એ વાચકવર્ગની મુનસફીપર છોડું છું.

વળી ભાષણકર્ત્તા જણાવે છે કે "વસ્તુતઃ શંકરનું કાર્યબ્રહ્મ તે આ લોકોનું પરબ્રહ્મ છે" તેના જવાબમાં જણાવવાનું કે શંકરનું કાર્યબ્રહ્મ પ્રસ્થાનત્રયમાં નથી, અને શાંકરો જે બ્રહ્મરૂપ "ब्रह्मवद् ब्रह्मैवभवति" ઇત્યાદિક શ્રુતિ પ્રતિપાદિત મોક્ષ કહે છે, તે શંકરના સિદ્ધાન્ત પ્રમાણે નહિ પણ શુદ્ધ અદ્વૈત જ્ઞાનવાળાને પ્રાપ્ત થાય છે, તે અમારા પરબ્રહ્મને પ્રકટ થવાનું સ્થાન છે, જેને અક્ષરબ્રહ્મથી પર શ્રુતિમાં તથા ગીતાજીમાં કહેલ છે. તે અમારા સિદ્ધાન્તમાં પરબ્રહ્મ છે, અને "यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम" એમ શ્રી ગીતાજીમાં પ્રતિપાદિત અમારા પરબ્રહ્મનું ધામ છે. એ શ્રુતિ તથા સ્મૃતિથી પ્રતિપાદિત છે; માટે અમારૂં પરબ્રહ્મ શાંકરનું કાર્યબ્રહ્મ નથી પણ શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદિત સર્વત્ર વ્યાપક જ્ઞાનીઓના મોક્ષસ્થાનરૂપ જે બ્રહ્મ છે તેથી અતીત જે શ્રુતિ તથા શ્રીગીતાજીમાં કહેલ છે તે અમારૂં પરબ્રહ્મ છે. कार्याध्यक्षेण सहातःपरमभिधानात् એ સૂત્રમાં બ્રહ્મ લોકની વ્યવસ્થા કહેલી છે તે અહિં ઉપયોગિની નથી. તેમજ कार्यंबादरिः એ સૂત્ર છે.

ત્યાર પછી ભાષણ કર્ત્તા જણાવે છે કે "તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં આ સૃષ્ટિ માયિક છે એમ અનુભવમાં આવે છે તેની સાક્ષી શ્રુતિ આદિઓ પૂરે છે. આપણે ઇંદ્રજાલની માયાના ચમત્કારોનું માયિકત્વ, તુચ્છત્વ, પ્રતીતિકાલીન સત્ત્વ આદિ અનુભવીએ

છીએ તેજ રીતે વિચાર દૃષ્ટિથી આ જગત્‌ની પણ માયિકતા તુચ્છતા અનુભવવાની છે.' તેના જવાબમાં જણાવવાનું કે તાત્ત્વિક દૃષ્ટિથી તો માયિકતા અનુભવમાં આવતી નથી પણ સત્યતા અનુભવમાં આવે છે. જુઓ દૈવજ્ઞ ( જોષી ) લોકો જન્મપત્રી કરી આ જન્મની, પુર્વજન્મની અને હવે પછી થવાના જન્મની હકીકત કહી દે છે તે ઇન્દ્રજાલ જેવી આ સૃષ્ટિ હોય તો ત્રણે કાલની હકીકત શી રીતે કહી શકાય ? તેમ ત્રિકાલજ્ઞ ઋષિઓ પણ ત્રણે કાલની હકીકત કહે છે એ શાસ્ત્ર તથા યોગના અનુભવથી સિદ્ધ બાબત છે અને ઇતિહાસ પુરાણાદિકમાં તેવા (ત્રણે કાલની બાબત દર્શાવનારા) ઇતિહાસો પણ વાંચવામાં આવે છે તેને ઇન્દ્રજાલ જેવી કેમ કહેવાય ? ઇન્દ્રજાલમાં કાંઈ ત્રણે કાલની બાબત જોવામાં આવતી નથી, તેમ મરીગયેલા પ્રાણીઓને તર્પણથી જલ અને શ્રાદ્ધથી અન્નાદિક આપવામાં આવે છે તે ઇન્દ્રજાલ જેવી હોય તો આપવાની શી જરૂર ? અને તે આપવાનું ધર્મશાસ્ત્ર શા માટે કહે ? તેમ ઇન્દ્રજાલના પદાર્થોમાંથી સત્ય કાર્ય સિદ્ધ થયાનું જોવામાં આવતું નથી અને આ સૃષ્ટિમાંથી પરલોક પ્રાપ્ત તથા મોક્ષપર્યંત સત્ય કાર્ય જોવામાં આવે છે, તેમ ઇન્દ્રજાલનો કર્ત્તા જાદુગર સત્ય છે તેમ આ સૃષ્ટિનો કર્ત્તા કોણ ? જે ઇન્દ્રજાલના પદાર્થોની માફક માયિક નહિં હોવો જોઇએ. અર્થાત્ સૃષ્ટિ તો સર્વ ઇન્દ્રજાલ જેવી કહે છે અને તે માયાના ચમત્કારો છે એમ જણાવે છે તો ઇન્દ્રજાલના પદાર્થો તો માયાના ચમત્કારરૂપ છે પણ તે ચમત્કારોની માફક તે ઇન્દ્રજાલને દેખાડનાર જાદુગર તો ઇન્દ્રજાલથી જુદો છે તેમ આ સૃષ્ટિથી જુદો સૃષ્ટિને દેખાડનાર કોણ છે ? એ વિચારપર આવીએ ત્યારે તેઓ જેને માયિકબ્રહ્મ માને છે, તે તો સૃષ્ટિની અંદર આવી જાય છે. ત્યારે તો પછી શુદ્ધબ્રહ્મ રહ્યું. તે જો ઇન્દ્રજાલની માફક સૃષ્ટિ બતાવતું હોય તો ઇન્દ્રજાલને જોનાર કાંઈ ઇન્દ્રજાલના પદાર્થો નથી પણ તટસ્થ બીજા માણસો છે. તેમ આંહી સૃષ્ટિ

શિવાય સૃષ્ટિને જોનાર તટસ્થ કોણ છે ? કે જેને બ્રહ્મ ઇન્દ્રજાલની માફક સૃષ્ટિ દેખાડે છે, તેમ તે શુદ્ધબ્રહ્મને અકર્તૃ માને છે, તેને બદલે તેમાં કર્તૃત્વ આવી જાય છે, તે તેના સિદ્ધાન્તથી વિરૂદ્ધ છે. એવી રીતે આ સૃષ્ટિને ઇન્દ્રજાલની માફક માયિક માનવામાં અનેક દોષો આવે છે, તે છતાં ભાષણકર્ત્તા જણાવે છે કે તેની સાક્ષી શ્રુતિ આદિઓ પૂરે છે, એ કેવી પ્રતારણા ? શ્રુતિ વ્યાસસૂત્ર તથા શ્રી ગીતાજી માંહે કોઈ સ્થલે જગત્‌ને ઇન્દ્રજાલ જેવું કહ્યું નથી, તે છતાં શ્રુતિ આદિઓ સાક્ષી પૂરે છે, તે લોકને છેતરવાની વાત નહિ તો શું !

ઉપર પ્રમાણે અસંભવિત તર્કો કરી પ્રસ્થાનત્રયમાં ન હોય એવી બાબત સ્વીકારવી ને પોતાના મનને ગમે તેવા અર્થ કરી સિદ્ધાન્ત સિદ્ધ કરવો, તે શ્રૌત સિદ્ધાન્ત કહેવાય નહિ. તેમ "कर्त्ता शास्त्रार्थवत्त्वात्" ( જીવ કર્ત્તા છે કેમકે સારાં નરસાં કરેલાં કર્મો ભોગવનારો જીવ છે તેથી શાસ્ત્રનો અર્થ જીવમાં લાગે છે. ) એમ સૂત્રમાં જીવને કર્ત્તાપણું કહેલ છે, તે છતાં ભાષણકર્ત્તા કર્તૃત્વ, ભોક્તૃત્વ જીવમાં નથી એમ કહે છે, એ તેની શાસ્ત્ર વિરૂદ્ધ કલ્પના છે.

ત્યાર પછી ભાષણકર્ત્તા જણાવે છે કે "તેની સાથે પુરૂષનું નાનાત્વ પણ તેઓ સ્વીકારે છે, પણ તે શ્રુતિ યુક્તિયુક્ત નથી. પુરૂષબહુત્વ માનતાં તેની પરિચ્છિન્નતા સ્પષ્ટ છે. પરિચ્છિન્ન પદાર્થો સાવયવ હોય છે, અને તે અવયવના ઉપગમ 'અવગમથી નાશના પ્રતિયોગી , એ વાત અત્ર સુસ્મરણીય છે." તેના જવાબમાં જણાવવાનું કે અગ્નિવિસ્ફુલિંગ દૃષ્ટાન્તથી બ્રહ્મમાંથી જીવોનું નિઃસરણ થયું છે, તે શ્રુતિસિદ્ધ છે, અને વિસ્ફુલિંગની માફક નીકળેલ જીવ એક અને અપરિચ્છિન્ન હોય જ નહિ તે છતાં ભાષણકર્ત્તા જીવ એક છે એમ માની વલી તેને વ્યાપક માને છે, આ તેની માન્યતા તાજુબી ભરેલી છે, કારણ કે જ્યારે એક જ જીવ છે, ત્યારે એક જણાએ આંબાનાં ફલ ખાધાં, તેનો

બીજાને અનુભવ શા માટે થવો નહિ જોઈએ ? તેના જવાબમાં વખતે એમ કહેવામાં આવે કે સર્વત્ર ઇન્દ્રિયો જુદી જુદી છે, એટલે જે દેહની ઇન્દ્રિયથી સ્વાદ લીધો હોય તેનો અનુભવ જ થાય, તો તેના જવાબમાં જણાવવાનું કે એક શરીરમાં જીવ એક છે, એમ અમો માનીએ છીએ, ત્યાં સર્વ ઇન્દ્રિયો જુદા જુદા વિષયને ગ્રહણ કરે છે, તેનો અનુભવ કાનથી હું સાંભળું છું, જીભથી હું સ્વાદ લઉં છું, અને આંખથી હું જોઉં છું એ વિગેરેનો એક જીવ કરે છે, તેમ સર્વ જગતમાં એક જ જીવ હોય તો દેવદત્તના શરીરથી હું આંબો ખાઉં છું, યજ્ઞદત્તના શરીરથી મોદક ખાઉં છું અને દુર્ગાદત્તના શરીરથી હું વિષ ખાઉં છું. ઇત્યાદિક અનુભવ તેમને થવો જોઇએ, તેમ એક જ જીવ હોય તો પછી જગતમાં થતાં પુણ્ય પાપ સમગ્રનો ભોગ એકને જ કરવો પડે, અને સર્વ શરીરનું તેને જ્ઞાન થાય. કારણ કે સર્વ શરીરમાં તે રહ્યો છે. વલી વ્યાપક જીવ હોય તો તે શરીરમાં આગમન અને શરીરમાંથી નિઃસરણ શ્રુતિ સ્મૃતિ અને સૂત્રમાં પ્રતિપાદિત છે, તે વ્યાપકનું આગમન કે નિઃસરણ થઈ શકે નહિ તેથી શ્રુતિ સ્મૃતિ વિગેરેનો વિરોધ આવે છે, તેમ "गुणाद्वा लोकवत्" "व्यतिरेकोगंधवत्" "अविरोधश्चंदनवत्" ઇત્યાદિક સૂત્રોમાં જીવને અણુ માની સર્વ શરીરમાં તેનું ચૈતન્ય પ્રસરે છે, એમ સિદ્ધ કરવા માટે આલોક, ગંધ અને ચંદનની શીતલતાનાં દૃષ્ટાન્તો આપવામાં આવ્યાં છે. અને "एषोऽणुरात्मा चेतसा वेदितव्यः" (આ જીવાત્મા અણુ છે અને તે ચિત્તથી જાણવા લાયક છે.) "आराग्रमात्रोह्यपरोऽपिदृष्टः" (વ્રીહિના અગ્ર ભાગમાં વાળ જેવું જે થાય છે તે આર કહેવાય છે, તેના અગ્ર જેવો જીવ દીઠેલ છે) "वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च भागोजीवः स विज्ञेयो सचानन्त्याय कल्पते" (વાળના અગ્રનો સોમો ભાગ અને તેનો પણ સોમો ભાગ જે કરવામાં આવે તે જીવ છે એમ સમજવું અને તે જીવ અનંત છે એમ માનવું

વામાં આવે છે ) "ममैवांशोर्जीवलोके जीवभूतः सनातनः" [જીવ મારો અંશ છે, અને તે સનાતન છે, આ શ્રી ગીતાજીના વાક્યથી શ્રી ભગવાને જીવને પોતાનો અંશ સ્વીકાર્યો છે, એટલે જીવને પરમાત્માનો અંશ માનવો એજ વ્યાજબી છે, છતાં જીવને એક માનવાનો તથા વ્યાપક માનવાનો સિદ્ધાન્ત શ્રુતિ સ્મૃતિ, વ્યાસ સૂત્ર તથા યુક્તિથી વિરૂદ્ધ જાય છે, તથા તે વિરૂદ્ધતા પર દૃષ્ટિ નહિ કરીને આગ્રહપૂર્વક જીવને એક તથા વ્યાપક માનવાનો ઉદ્‌ઘોષ કરવો એ વિરૂદ્ધતા કેટલી કહેવાય ! તેનો વિચાર વાચક વર્ગ કરી લેશે. તેમાં વળી શ્રુતિ સૂત્રાદિમાં નાહ બતાવેલી એક નવીજ વ્યવહારિક સત્તાની કલ્પના માની શ્રુતિ સૂત્રનો વિરોધ મટાડવો એ તો કુકલ્પનાનો પારજ રાખ્યો નથી. " एकोदेवः सर्व भूतेषु गूढः" ઇત્યાદિક શ્રુતિઓને દર્શાવી " सर्व भूतस्थमात्मानम् " એ ગીતા વાક્ય બતાવી ભાષણકર્ત્તા જણાવે છે કે " પણ તેથી ઉલટું શ્રુત્યાદિ અભિમત એકત્વનો સ્વમતમાં સ્વીકાર થવાથી સ્વમત પ્રામાણ્ય માટે શંકાનો અવકાશ રહેતો નથી. " વાહ ! વાહ ! આ લખવાની મતલબ શી ? શ્રુતિ, સૂત્ર તથા ગીતાજીના મન્તવ્યથી ઉલટું શું ? એટલે ઉલટું છે તો શ્રુત્યાદિ પ્રતિપાદિત કેમ કહેવાય ? આંહી ઉલટું તો જીવનું એકત્વ સમજાય છે. તો શ્રુત્યાદિથી ઉલટું હોય તેતો પ્રમાણુ કહેવાય નહિ એ તો સર્વ કોઇ જાણે છે. તેથી સ્વમત પ્રામાણ્ય માટે શંકાનો અવકાશ રહેતો નથી તેનો અભિપ્રાય એવોજ હોવો જોઇએ અને પોતે માનેલ સમગ્ર જગતનો જીવ એક છે એ સિદ્ધાંત ્રુતિ સૂત્રાદિકથી ઉલટો હોવાથી તે અપ્રમાણુજ છે તો જે સાફ અપ્રમાણુ છે; તેમાં પ્રમાણુની શંકાજ કરવાની નથી. અપ્રમાણુ હોય તે પ્રમાણુ કહેવાયજ નહિ તો તેમાં પ્રમાણુની શંકા શી કરવી ? એ ભાષણ કર્ત્તાનીજ ખૂબી છે.

ત્યાર પછી જણાવે છે કે " આ રીતે પુરૂષૈકત્વ ્રુતિ સંમત છતાં પણ द्वासुपर्णा मुंडक भेदव्यपदेशाच्चान्य સૂ. ૧-૧-૨૧

આદિ વચનો લઈ પૂર્વાપર સંબંધનો વિચાર કર્યા વગર તથા વચનોના બલાબલ પર લક્ષ ન આપીને એમ કહે છે કે શંકરનો અદ્વૈતવાદ તો શ્રુતિ કે સૂત્રાદિમાં નથી" આ લખવું કેવું વિસ્મયકારક છે? તે તેમણે બતાવેલી શ્રુતિ વિગેરે પ્રમાણોમાં પુરૂષૈકત્વ (જીવૈકત્વ) નો ગંધ નથી एकोदेव એ શ્વેતાશ્વતર શ્રુતિમાં एक શબ્દ મૂકયો છે તે નિર્ગુણ પરમાત્માને કહેનારો છે, પણ જીવને કહેનારો નથી. તેમાં પણ અધ્યક્ષતા અને સાક્ષિતા રૂપ પરમાત્માના ધર્મો તો કહેલા જ છે, એ અપ્રાકૃત ધર્મો સમજવા.

ત્યાર પછી તો ભાષણકર્ત્તાએ વિચિત્રતા જ વાપરી છે, તે એ કે સર્વ શ્રુતિનુ તાત્પર્યસ્થાન દર્શાવવા જતાં विरोधेत्वनपे- क्ष्यंस्यादसतिह्यनुमानम्" એ પૂર્વમીમાંસાનુ સૂત્ર લખી શ્રુતિમાં પરસ્પર વિરોધ હોય ત્યાં પોતાને અભિમત શ્રુતિનો જ અભિપ્રાય ગ્રહણ કરવો એવો અભિપ્રાય બતાવ્યો છે પણ શ્રુતિના વિરોધનો પરિહાર બતાવ્યો નથી. શ્રુતિથી વિરૂદ્ધ સ્મૃત્યાદિ હોય તો ત્યાં સ્મૃત્યાદિ ગૌણ કહેવાય પણ શ્રુતિમાંજ માંહોમાંહે વિરોધ આવે ત્યારે તેની વ્યવસ્થા જ કરવી જોઈએ, એટલે શ્રુતિઓમાં પરસ્પર બલાબલ વિચારવાનું નથી, કારણ કે શ્રુતિઓતો સર્વ સમાન બળ વાલી છે; માટે શ્રુતિના અર્થથી અણુમાત્ર પણ વિરોધ આવે નહિં તેવી રીતે અર્થ કરી સિદ્ધાન્ત સિદ્ધ થાય તેજ શ્રૌત સિદ્ધાન્ત કહેવાય. તે શિવાય તો શ્રૌત સિદ્ધાન્ત ન કહેવાય, અદ્વૈત સિદ્ધ કરવામાં (બુડતો માણસ ઝાવાં મારે તેવાં) ફાંફાં શા માટે મારવાં પડે છે, તે કાંઈ સમજાતું નથી, પણ પ્રસ્થાનત્રય વિરૂદ્ધ વિવર્ત્તવાદ સ્વીકાર્યો છે, તેજ તે સિદ્ધાન્તાનુયાયીઓને આડાં અવળાં ગોથાં ખવરાવી શ્રુતિ સ્મૃત્યાદિ વિરૂદ્ધ સર્વ બાબતો સ્વીકારવાનો મજબૂત આગ્રહ બંધાવે છે, જેમ કે ચૌરી વિગેરે એક ગુન્હાને છુપાવવા જઈએ ત્યારે જુઠું બોલવું અને જુઠા સાક્ષી ઉભા કરવા, વિગેરે અનેક ગુન્હા કરવા પડે છે, એ વાત

લોક સિદ્ધ છે, માટે એક વિવર્ત્તવાદની મમતા છોડી તેની સાથે નો સંબંધ તોડી નાંખે અને છાંદોગ્યશ્રુતિસિદ્ધ મૃત્પિંડથી થતા ઘટશરાવાદિક અને સુવર્ણથી થતા કટકકુંડલાદિકની માફક કારણતા સ્વીકારે, તો કાર્યાવસ્થા થતાં પણ અભેદ સિદ્ધ રહે છે. એ મુંબઈની પાકી સડકનો રસ્તો છોડી દઈ ગામડાના બીડવાળે રસ્તે ફેટીન હાંકવા જાય તે તો આડાં અવળાં ગોથાં ખાઈ તુરત તુટી જાય.

ત્યાર પછી "तत्त्वमसि" એ વાક્યનો અર્થ કરનારાઓના અભિપ્રાય બતાવી એઓને સ્વેષ્ટરીત્યા ગમે તેવા અર્થ કરે એમ કહીને પોતે જાણે હાઈકોર્ટનો ફેંસલો આપતા હોય એવો ડોળ ઘાલી "अयमात्माब्रह्म" આ શ્રુતિમાં अयम् પદથી અપરોક્ષ બતાવેલ આત્મા બ્રહ્મ છે, એમ કહે છે, તે ભેદ વાદમાં શી રીતે ઘટાવી શકાય? એવી શંકા કરે છે, પણ તેઓ પોતાની છાતીએ હાથ ધરતા નથી કે "तत्" શબ્દથી માયિક ઈશ્વર અને "त्वम्" પદથી આવિદ્યક જીવ તેની એકતા શ્રુતિ કહે છે, તે એકતા વલી બ્રહ્મની સાથે અર્થાત્ એક બિંબમાંથી બે પ્રતિબિંબ પડેલાં હોય તેમાંથી એક પ્રતિબિંબને એમ કહેવામાં આવે કે તું બીજાં પ્રતિબિંબ રૂપ છો, તે ઉપરથી તેને બીજા પ્રતિબિંબની સાથે પોતાની એકતા ન સમજાય, પણ બિંબની સાથે એકતા સમજાય એવો પોતે અર્થ કરે છે, અને બીજાના અર્થમાં દૂષણ કાઢે છે, એ પણ તેની બુદ્ધિનો ચમત્કાર છે, મુખ્ય શ્રુતિ તો એવી રીતે છે કે ऐतदात्म्यमिदंसर्वंतत्सत्यं स आत्मातत्त्वमसिश्वेतकेतो" (આ નામરૂપાત્મક દેખાતું સર્વ જગત્ બ્રહ્માત્મક છે, તે સત્ય છે, તે આત્મા છે, શ્વેતકેતુ! તે તું છો.) એમ જડ ચેતન્યાત્મક સમગ્ર જગત્‌ને બ્રહ્મરૂપ તે શ્રુતિ કહે છે, તેમાંથી પ્રથમનો ભાગ કહાડી નાંખી આખી શ્રુતિમાંથી "तत्त्वमसि" એ ચાર અક્ષરનેજ પકડી લેઈ તેનો અર્થ કરવામાં શાસ્ત્રના શાસ્ત્રો ઉથલાવવાં, નવાં શાસ્ત્રો બનાવવાં વખતનો દુરપયોગ ક-

રવો અને પરસ્પર કલહ ઉત્પન્ન કરવો એવા આગ્રહરૂપી સિંધુ નદીના પ્રવાહમાં શા માટે તણાવું જોઇએ ? આંખી જે આકારમાં શ્રુતિ છે, તેજ આકારમાં તેને મૂકી તેના કકડા નહિં કરતાં સમગ્ર શ્રુતિનો શબ્દે શબ્દ અર્થ કરી સિદ્ધાન્ત સિદ્ધ કરવો જોઇએ તેને બદલે વ્યવહારોપયોગી ભેદની સાથે મડા ગાંઠ વાળીને અભેદ સિદ્ધ કરવા જાય છે, તેમાં તેને ગોથાં ખાવાં પડે છે, તેથી તે ભય ખાઇને, અમે ભેદનું નિવારણ કરતા નથી પણ તેનું સત્યપણું અટકાવીએ છીએ, એમ ગોદડામાં પાણો વીંટીને શા માટે ફેંકે છે ? ભેદ બિલકુલ નથી એમ છાતીએ જોરથી કેમ બોલી શકતા નથી. શુદ્ધાદ્વૈતીઓ છાતી ઠોકીને કેમ કહે છે કે સુવર્ણની લગડી, કટકકુંડલાદિક અને છેવટે સુવર્ણ એમ ત્રણે કાલમાં જેમ સુવર્ણ હોય છે, તેમ આ જગત્ ત્રણે કાલમાં બ્રહ્મરૂપ હોવાથી શુદ્ધ અદ્વૈત છે, એમાં દ્વૈતનો ગંધ પણ નથી. એમ તેઓ શા માટે કહી શકતા નથી ? પણ તેમાં તેને પ્રસ્થાનત્રય વિરૂદ્ધ સ્વીકારેલો વિવર્ત્તવાદ જ આડો આવે છે.

ત્યાર પછી ભાષણ કર્ત્તા જણાવે છે કે " મોક્ષની લોકાન્તર ગમન આદિ કલ્પના પણ શ્રુતિબાધિત છે, કારણ વ્યાપક વસ્તુની પ્રાપ્તિ નિત્ય હોય છે. માત્ર ભ્રાન્તિથી તે અપ્રાપ્તવત્ ભાસે છે, તે ભ્રાન્તિની નિવૃત્તિ થયે " कंठचामीकर " ન્યાયે લોકાન્તર ગમન નિરપેક્ષજ તે પ્રાપ્ત થાય છે " તેના જવાબમાં જણાવવાનું કે મોક્ષ મેળવવા માટે લોકાન્તર ગમનની કલ્પના પણ શ્રુતિબાધિત છે, આ તેમનો સિદ્ધાન્ત પ્રદર્શનમાં મૂકવા લાયક છે. કારણ કે આ નમુનાનો મોક્ષ શાંકરસિદ્ધાન્ત શિવાય બાજા કોઈ શાસ્ત્રના સિદ્ધાન્તે સ્વિકાર્યો હોય એમ જણાતું નથી, હું ભાર દઇને મારા વાચક વર્ગને જણાવવાની રજા લઉં છું કે 'શ્રીમાન્ શંકરાચાર્યે " अहंब्रह्मास्मि " એવો સિદ્ધાન્ત સ્વીકારીને સીધી રીતે નહિ પણ આડકતરી રીતે પોતાની પ્રચ્છન્ન બૌદ્ધતાજ સ્વીકારી છે, " મોક્ષ મેળવવા માટે પરલોક ગમન નિરર્થક છે. "

એ જાણતાંજ સાધારણ માણસની સાદી બુદ્ધિ પણ ચોંકી ઉઠે એમ છે. મહાનાસ્તિકની પંક્તિમાં અગ્રેસર ગણાતા પણ કેટલાક વિદ્વાનો આ નમુનાનો મોક્ષ સ્વીકારતા હશે કે કેમ ? એમ માનવામાં પણ હું શંકાશીલ છું, લોકોત્તર મોક્ષની બાબતમાં कंठचामीकरનો લૌકિક દાખલો આપવો એ પણ વ્યાજબી નથી એટલુંજ નહી પણ બ્રહ્મ વ્યાપક છે તો તેના જેવોજ દાખલો આપવો જોઈએ નહિકે ચામીકર જેવા અવ્યાપકનો, એટલે દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તિકનું વૈષમ્ય આવે છે, તો એવું વૈષમ્ય સિદ્ધાન્તને મજબુત કરે એમ માની શકાય નહિ, અને લોકાન્તર ગમનની કલ્પનાને શ્રુતિબાધિત જણાવે છે, તો તે કઇ શ્રુતિ તે જણાવ્યું નથી, માટે એ પણ પોતાના ઘરનીજ કલ્પના છે, શ્રુતિ અને સ્મૃતિઓમાં અર્ચિર્માર્ગ અને ધુમમાર્ગ પ્રસિદ્ધ છે, અને તેનું વિવેચન "अर्चिरादिना" એ પાદમાં કહેલું છે. તેમાં અર્ચિરાદિ માર્ગથી અપુનરાવર્તન એટલે મોક્ષ, અને ધુમ માર્ગથી પુનરાવર્તન, એ શાસ્ત્રસિદ્ધ રસ્તાઓ ત્રણે પ્રસ્થાનમાં છે, જ્ઞાની પણ બ્રહ્મલોકમાં જઈને બ્રહ્માની સાથે મોક્ષ પામે છે એમ નીચેની શ્રુતિ કહે છે.

"वेदान्तविज्ञानसुनिश्चितार्थाः
सन्न्यासयोगाद् यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोके तु परान्तकाले
परामृतात् परिमुच्यन्ति सर्वे"

( જેઓ સન્ન્યાસના યોગથી વેદાન્તના વિજ્ઞાનથી અર્થનો સારી રીતે નિશ્ચય કરનારા અને શુદ્ધ અંતઃકરણવાળા છે. તે લોકો બ્રહ્મલોકમાં બ્રહ્માના આયુષ સાથે બ્રહ્માની મુક્તિ જોઈને સઘળાઓ મુક્ત થાય છે.) તેમ સ્મૃતિમાં પણ કહ્યું છે કે—

"ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे ।
परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥

( તે સઘળાઓ પ્રલય થતી વખતે બ્રહ્માંની સાથે બ્રહ્માના આયુષને અંતે ભગવાન્‌માં જેઓનું મન લાગ્યું છે તેવાઓ પ- રમ પદ ( મોક્ષ ) ને પામે છે ) ઇત્યાદિક શ્રુતિ સ્મૃતિમાં લોકા- ન્તરગમન પ્રતિપાદિત છે. અને "आतिवाहिकास्तल्लिंगात्" એ સૂત્રથી આતિવાહિક લોકો લોકાન્તરમાં પહોંચાડે છે એમ પ્રતિ પાદન કર્યું છે, એ તમામ શ્રુતિ સ્મૃતિ તથા સૂત્રોનો વિરોધ આવતાં છતાં લોકાન્તરગમનની કલ્પના શ્રુતિ બાધિત છે એમ ઠોકી પાડવું એ પ્રસ્થાનત્રય વિરૂદ્ધ કલ્પના છે કારણ કે પ્રસ્થાન ત્રયમાં લોકાન્તરગમનરૂપ મોક્ષ પ્રતિપાદિત છે, મોક્ષ પદાર્થ પરમાનન્દરૂપ છે. તે પ્રાપ્ત હોય તો અપ્રાપ્તવદ્ ભાસે નહિ, જેમ પ્રકાશ થયે અંધકાર રહે નહિ તેમ આનન્દ થયે દુઃખ રહે નહિ એમ વિચાર કરતાં મોક્ષ પદાર્થ લોકાન્તરગમન નિર- પેક્ષ પ્રાપ્ત થવાનું કહેવું એ યોગ્ય નથી. કંઠમણિને ભુલનાર માણસ અજ્ઞાન વિશિષ્ટ હોય છે. અને જીવ તો બ્રહ્મરૂપ છે તે પોતાના સ્વરૂપને કેમ ભૂલી ગયો ? અને તેને ભ્રાન્તિ ક્યાંથી લાગુ પડી ? કદી માયાથી ભ્રાન્તિ થઇ એમ કહો તો માયાએ જીવને ભ્રાન્તિ કરી કે જીવજ માયાને પકડી પોતેજ ભ્રાન્તિયુક્ત થયો ? ઈત્યાદિ ભ્રાન્તિ વિષયક આગલ લખાઈ ગયેલું છે તે દોષો આંહી પ્રાપ્ત થશે માટે ભ્રાન્તિ થયાનું જે લખવામાં આવ્યું છે, તે કોઇ રીતે સિદ્ધ થઈ શકતું નથી. વલી " बन्धोऽस्याविद्ययानादिः " ( આ જીવને અવિદ્યાથી બંધ થાય છે અને તે બંધ અનાદિ છે ) આ શ્રુતિપરથી શાંકરો એમ માને છે કે જીવને બંધ અનાદિ છે આ તેઓની માન્યતા ભૂલ ભરેલ છે કારણ કે " अविद्यया " એ કરણના જોરથીજ "अनादि" શબ્દનો એવો અર્થ કરવો જોઇએ કે બીલકુલ " આદિ નહિ " એવો અર્થ નહિ પણ ઘણા વખતનો બંધ. વલી જીવને બ્રહ્મનું પ્રતિબિંબ સ્વીકારવામાં આવે છે એ પણ વ્યાજબી નથી કારણ કે તેમ સ્વીકારવા જતાં જ્ઞાનથી અવિદ્યાનો નાશ થયે તેનો

પોતાનો પણ નાશ થવાનો સંભવ છે તો પછી મોક્ષ કોને મેળવવો ? એ ગંભીર સવાલ ઉભો થાય છે, તેમ પ્રતિબિંબ નિત્ય નથી તો જીવ, ઈશ્વર બન્ને અનિત્ય થઈ જાય અને એમ માની શકાય નહિ, કારણકે તે માનવું પ્રસ્થાનત્રયથી વિરૂદ્ધ જાય છે, પ્રસ્થાનત્રયમાં તો જીવ તથા ઈશ્વરને નિત્યજ કહ્યા છે.

ત્યાર પછી ભાષણકર્તા જણાવે છે કે " જેમ પુરૂષૈકત્વ માટે આક્ષેપો કરવામાં આવે છે, તેમ વેદાન્ત શાસ્ત્રના પ્રામાણ્ય માટે પણ તેવા આક્ષેપો કરવામાં આવે છે " તેના જવાબમાં લખવાનું કે " પુરૂષૈકત્વ " સિદ્ધ કર્યા પછી આવી રીતે લખવાનું હતું. પરન્તુ ત્રિલોકીમાં જીવ એકજ છે એવું ગપ મારનારાઓએ પ્રસ્થાનત્રયમાંથી મૂળમાંજ બતાવી આપવું જોઇએ; નહિ કે ખેંચીને બતાવી આપવું. એટલે તેનાપર કોઈપણ આક્ષેપ કરે નહિ તેમ વેદાન્તશાસ્ત્ર એટલે વેદનો અંત અર્થાત્ ઉપનિષદ્ થાય છે. તેનાં તો પ્રામાણ્ય માટે આર્યસમાજસ્થ શિવાય બીજો કોઈ આસ્તિક વર્ગ આક્ષેપ કરતો હોય એમ જોવામાં આવતું નથી. અને વેદાન્ત શબ્દથી " શાંકરશાસ્ત્ર " કહેવાનો અભિપ્રાય હોય તો તેનું પ્રામાણ્ય શાંકરોએ સિદ્ધ કરી આપવું જોઇએ. કારણ કે શાંકરશાસ્ત્ર કાંઈ વેદાન્ત નથી પણ માયાવાદ છે એતો ભાષણકર્ત્તાઓએ પણ સ્વીકાર્યું છે. અને સર્વને મિથ્યા માનનાર શાંકરોએ સર્વની અંદર રહેલા વેદ, ગુરૂ, તેનો ઉપદેશ અને ઉપદેશ ગ્રહણ કરનાર જીવ સર્વ મિથ્યા છે, એમ સ્વીકાર્યું, ત્યારે અવિદ્યાની નિવૃત્તિ અને મોક્ષ થવાની આશાજ શી ? એવા આક્ષેપોના જવાબમાં જણાવેલું છે કે શંકરસિદ્ધાન્તના રહસ્યની અનભિજ્ઞતા કારણમાં બતાવી સ્વપ્નની માફક સર્વ વ્યવસ્થા ઘટે છે, એવું શંકર ભગવાન્‌ના લેખથી સમાધાન આવે છે. પણ તેઓ જાણતા નથી કે ભગવાન્ વેદ વ્યાસે " **वैधर्म्याच्चनस्वप्नादिवत्** " એવું સૂત્ર યોજી સ્વપ્નની બરોબર જગતૂની કોઈ વ્યવસ્થા કરવા માગે, તો તેનું

મુખ બંધ કરેલ છે, તે અવશ્ય સ્મરણમાં રાખવા લાયક છે. તે છતાં ભૂલી જઇને " स्वप्नवत् " વિવેચન કરવામાં આવે છે, તે સર્વ બાધિત જ છે, બૃહદારણ્યક શ્રૂતિ " यत्रत्वस्यसर्वमात्मैवाभूत्तत्केनकं पश्येत् " એ શ્રુતિના આરંભમાં " यत्रद्वैतामिवभवति तदितरइतरंपश्यति એમ પ્રારંભ કરી સર્વેન્દ્રિયોના ધર્મનું વિવેચન કરી દ્વૈત જેવું જ્યાં સુધી લાગે છે, ત્યાં સુધી ઇન્દ્રિયોના કાર્યો જુદાં જુદાં સમજવામાં આવે છે. તેથી ઇન્દ્રિયો, ઇન્દ્રિયોથી જોનાર અને જોવા સાંભલવાનો જે વિષય છે તે સર્વે જુદા છે એમ સમજવામાં આવે છે પણ જ્યારે સર્વ (જોનાર, ઈન્દ્રિયો અને ઈન્દ્રિયગ્રાહ્ય વિષયો એ સર્વે) બ્રહ્મજ છે એવું જ્ઞાન થયું ત્યારે તે જુદા જુદા છે એવું જ્ઞાન નિવૃત્ત થઈ સર્વ બ્રહ્મ રૂપજ છે એવું જ્ઞાન થાય છે; એટલે જોનાર, ઇન્દ્રિયો અને ઇન્દ્રિયગ્રાહ્ય વિષયો (સ્વરૂપથી) જુદા જુદા રહેતાં છતાં સર્વ બ્રહ્મ રૂપ જણાયાથી ભેદજ્ઞાન નિવૃત્ત થાય છે, કાંઈ સ્વરૂપથી તે નિવૃત્ત થતા નથી એવો એ શ્રુતિનો અર્થ છે. જો સ્વરૂપથી નિવૃત્ત થતા હોય તો જીવન્મુકતોના સર્વેન્દ્રિયવ્યાપારો શાસ્ત્રસિદ્ધ જોવામાં આવે છે. તેનો વિપ્લવ થાય.

વળી પાછું સ્વપ્ન દૃષ્ટાન્ત આપીને ભાષણકર્ત્તા જણાવે છે કે " મિથ્યા સ્વપ્નની મિથ્યા ક્ષુધા નિવૃત્ત કરવા માટે સ્વપ્નનું મિથ્યાભોજનજ પૂર્ણ રીતે જાગ્રતમાં જમીને સ્વપ્નાનુભવતા પુરૂષને જોઈએ છીએ " તેના જવાબમાં જણાવવાનું કે સ્વપ્નની માફક જગતને કહેનારનું મુખબન્ધન ભગવાન્ વેદવ્યાસજીએ ઉપર દર્શાવ્યા પ્રમાણે કરેલ છે છતાં સ્વપ્નના દાખલા શિવાય શાંકરોને બીજો દાખલો મળતો નથી તેથી તેનેજ દૃઢ મુષ્ટિથી પકડી રાખે છે. પણ તેઓ જાણતા નથી કે વાસ્તવિક પુરૂષ જમીને સૂતો છે તેને સ્વપ્નનો મિથ્યાનુભવ થાય છે પણ આંહી સ્વપ્નને જોનારની માફક જગત્‌ને સ્વપ્નવત જોનાર વાસ્તવિક પુરૂષ જગતની બહારનો કોણ

છે? એ વિચાર પણ કર્યાવગર ભગવાન્ વેદવ્યાસની આજ્ઞા વિરૂદ્ધ જગતને સ્વપ્નની માફક કહેવાનું સાહસ ઉઠાવવું એ પણ તેઓની છાતીની દૃઢતાને સૂચવે છે, તેમ મીમાંસક મત પ્રમાણે ક, ખ, આદિ અક્ષરોની નિત્યતા જણાવી લિપી ભેદને સાંકેતિક ઠરાવી પ્રત્યેક ભાષાભેદમાં સાંકેતિક આકૃતિઓને ઓળખાવવાનું બતાવે છે, તથા ભૂમિતિમાં ભાગવા રૂપ હીન બીન્દુની કાલ્પનિક આકૃતિને અવગતિનું સાધન બતાવે છે તેવી રીતે તે કાલ્પનિક જગત્થી પણ સત્ય કાર્ય સિદ્ધ થાય છે, એવા અભિપ્રાયથી બતાવે છે, તે પણ તેઓની ભૂલ છે, કારણ કે લિપીભેદ કે ભાષાભેદ કાંઇ અસત્ય નથી, તે તે દેશમાં તે તે સત્યજ છે. અને તે પરમાર્થોપયોગી નથી પણ વ્યવહારોપયોગી છે, તો કાલ્પનિક, વ્યવહારમાં પણ ઉપયોગી છે પણ વ્યવહારમાં જે ઉપયોગી હોય તે પરમાર્થમાં પણ ઉપયોગી થાય એમ સમજવું ભૂલભરેલું છે. તેવીજ રીતે ભૂમિતિમાં બિન્દુને માટે પણ સમજવાનું છે, પણ તેનાથી પરમાર્થોપયોગી કાર્ય સિદ્ધ થાય છે, તેવું બતાવવું જોઇએ. ત્યાર પછી તેનાપર વિચાર કરવામાં આવે. તેમ લીપિભેદ, ભાષાભેદ કે ભૂમિતિમાં બિંદુમાં સંકેત ઠરાવનાર અને તે ઉપરથી વ્યવહાર ચલાવનાર લીપિભેદ, ભાષાભેદ કે ભૂમિતિમાં બિંદુની અંદરનો નથી પણ તેનાથી બહારનો તટસ્થ છે તેમ અહિં કલ્પિતજગત્ની બહાર કોઈ છેજ નહિં કે જે કલ્પિતજગત્થી સત્ય કાર્ય કરી શકે માટે તે દાખલાઓ પણ અહિં ઉપયોગી થતા નથી.

ત્યાર પછી ભાષણકર્ત્તા જણાવે છે કે "જેવી રીતે અદ્વૈત સિદ્ધાન્ત ઉપર આક્ષેપો કરવામાં આવે છે, તેવી રીતે ઉપાસના પ્રકરણમાં પણ કોઇ વિલક્ષણ પ્રકારનો ગોટાળો ઉત્પન્ન કરી જનસમૂહના ચિત્તને વ્યાકુલ કરવામાં બાકી રાખી નથી." તેના જવાબમાં જણાવવાનું કે અદ્વૈતસિદ્ધાન્તપર આક્ષેપો દ્વૈતસિદ્ધાન્તવાળા કરે છે બાકી શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તીઓ અદ્વૈતસિદ્ધાન્તપર

આક્ષેપ કરતા નથી. પણ અદ્વૈતને નામે ચલાવેલ માયાવાદ ઉપર આક્ષેપ કરે છે અને તે પણ શાસ્ત્રસિદ્ધ છે, નહિ કે માયાવાદી માફક સ્વકપોલકલ્પિત છે, અને ઉપાસના પ્રકરણને પણ તેઓએ જ્ઞાનના અંગરૂપજ માનેલ છે પણ જ્ઞાનથી પ્રાપ્યભક્તિને તે ઉપાસના સમજતા હોય તો તેઓની ભૂલ છે. તે વિષે બન્નેના સ્વરૂપ ભિન્ન ભિન્ન છે, એ જાણવાની જેઓને ઇચ્છા હોય તેઓએ પોરબંદરવાળા શ્રીજીવનલાલજી મહારાજે કરેલા "ઉપદેશ મીમાંસા"માં જોઈ લેવું.

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે "જેવીરીતે અદ્વૈતસિદ્ધાન્તપર આક્ષેપો કરવામાં આવે છે. તેવી રીતે ઉપાસના પ્રકરણમાં પણ કોઇ વિલક્ષણ પ્રકારનો ઘોટાળો ઉત્પન્ન કરી જનસમૂહના ચિત્તને આકુલ કરવામાં બાકી રાખી નથી. વેદાદિ પ્રમાણોથી સિદ્ધ હરિહરની એકતાને પણ કોરે મૂકી વિષ્ણુ મોટા અને શિવ નાના વિષ્ણુ મોક્ષ આપી શકે ને શિવ ન આપી શકે ઇત્યાદિ અનેક પ્રકારની કલ્પનાને અવકાશ આપ્યો છે. ને તેથી તેનું પરિણામ એ આવ્યું છે કે, સર્વત્ર આત્મભાવ, ઈશ્વરભાવ, એકતા, સંપ ઇત્યાદિ થતાં અટક્યાં છે" તેના જવાબમાં જણાવવાનું કે હરિ અને હરની એકતા માટે અમો એક મત છીએ અને તેઓનું માંહોમાહે પાર્થક્ય સ્વીકારેલું જોવા અમો બીલકુલ રાજી નથી, વિષ્ણુ મોક્ષ આપી શકે અને શિવ ન આપી શકે એવી અમારી માન્યતા નથી પણ વિષ્ણુ મોક્ષ આપે છે અને શિવજી મોક્ષ આપતા નથી એવી અમારી માન્યતા છે એટલે અમારી આ માન્યતામાં શી ફિલસુફી સમાયેલી છે, એ જણાવવું અપ્રાસંગિક ગણાશે નહિ. અમારા શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ એવો સિદ્ધાન્ત જાહેર કર્યો છે કે જગતમાં એવો કુદરતી નિયમ છે જે વસ્તુમાં સ્વામી પોતે સ્વત્વ ધરાવતો હોય તે વસ્તુ બીજાને આપી દેવામાં તે રાજીજ ન હોય, એ સાર્વજનીક નિયમ પ્રમાણે શિવજી મોક્ષ ભોગવે છે, એટલે તેમાં સ્વત્વ ધરાવે છે.

તથી તે વસ્તુ બીજાને ન આપે એ માનવા યોગ્ય છે. અમો આ સ્થળે વધારે જણાવવાની રજા લઈએ છીએ કે " શિવજી મોક્ષ આપતા નથી " એમ અમો સ્વીકારીએ છીએ પણ તે મોક્ષ ન આપી શકે એમ અમો સ્વીકારતા નથી કારણ કે શિવજી મોક્ષ આપતા નથી એ પહેલો પક્ષ સ્વીકારવાથી શિવજી મોક્ષ આપી શકવાની સર્વાંશે સ્વતંત્ર સત્તા ધરાવતાં છતાં પણ પોતે તેમાં સ્વત્વ ધરાવતા હોવાથી તે આપતા નથી એમ માનવું અમોને ઇષ્ટ છે કારણ કે એમ માનવાથી મોક્ષ આપવાની બાબતમાં તેમના સ્વાતંત્ર્યનુ રક્ષણ થાય છે. પણ શિવજી મોક્ષ ન આપી શકે એ બીજો પક્ષ અમોને ઇષ્ટ નથી કારણ કે તેમ માનવાથી મોક્ષ આપવાની બાબતમાં તેમના સ્વાતંત્ર્યનો ભંગ થાય છે, આપવું અને આપી શકવું, ન આપવું અને ન આપી શકવું, એ બંને શબ્દોમાં સ્વાતંત્ર્ય અને પારતંત્ર્યરૂપ મોટું તારતમ્ય સમાયેલું છે, હવે વિષ્ણુ ભોગ ભોગવે છે એટલે તેઓ ભોગમાં સ્વત્વ ધરાવતા હોઈને ભોગને નહિ આપતાં પોતાની પાસે પડેલા ફાલતુ મોક્ષને પણ આપી દે છે. વળી અનન્ય ભક્ત જે અતિ પ્રિય હોય તેને શિવજી મોક્ષ અને વિષ્ણુ ભોગ આપે છે, પરંતુ શિવજીને પોતાના ભક્તનો તામસ સ્વભાવ હોય તે મટાડી રાજસ, રાજસ મટાડી સાત્ત્વિક, અને સાત્ત્વિક મટાડી નિર્ગુણ કરવો પડે છે. તેમાં શિવજીને, અને વિષ્ણુને પોતાના ભક્તનો સાત્ત્વિક સ્વભાવ હોય તે મટાડી રાજસ કરવો પડે તેમાં વિષ્ણુને શ્રમ વિશેષ થાય છે. તેમ શિવજી મોક્ષ ભોગવે છે એટલે તેઓ મોક્ષમાં સ્વત્વ ધરાવતા હોઈને મોક્ષને નહિ આપતાં પોતાની પાસે નકામા પડેલા ભોગને આપે છે. એમ યુક્તિ સિદ્ધ અને નિર્બાધ માનવા જતાં પણ શિવ અને વિષ્ણુને મોક્ષ આપવાના સંબંધમાં નબળા સબળા માનવાનો ગંભીર આરોપ મૂકી અમારા સત્સિદ્ધાંતને હલકો ચિતરવામાં આવો ભગીરથ પ્રયત્ન શરૂ કર્યો છે તે કોઈ પ્રકારે પણ સ્તુતિપાત્ર નથી. અમો સામા પક્ષને સશિરઃ પ્રણામ નમ્ર વિનતિ કરીએ છીએ કે આ સંપ્રદાય પોતાના કહેવાતા હરીફ સિદ્ધા-

ન્તોને તથા હરીફ આચાર્યોને શૂરવીરતા બતાવવાનું બીલકુલ ક્ષેત્ર નથી. તેમ વળી "नायं भूमिभुजङ्गभङ्गिभाषितानाम्" (આ સંપ્રદાય સર્પની ચાલની માફક વક્રોક્તિનો વિષય પણ નથી.) જો કે આ સંપ્રદાય શિવ અને વિષ્ણુના ભેદને સ્વીકારતો નથી તો પણ તકરારની ખાતર ક્ષણભર એમ સ્વીકારીએ કે આ સંપ્રદાય પણ શિવ અને વિષ્ણુનો (અધિકાર ભેદથી) ભેદ સ્વીકારે છે તોપણ શું થયું ? ભગવાન્ વેદવ્યાસે પણ સાત્ત્વિક કલ્પનાં પુરાણોમાં વિષ્ણુને, તામસ કલ્પનાં પુરાણોમાં શિવજીને અને સંકીર્ણ કલ્પનાં પુરાણોમાં દેવી વિગેરે કે ગણપતિ વિગેરેને સર્વથી અધિક લખી બીજાઓને તેના હુકમમાં વર્ત્તનારા કહ્યા છે; તેથી વ્યાસભગવાન્ પણ ભાષણકર્ત્તાના અભિપ્રાય પ્રમાણે ઉપાસના પ્રકરણમાં વિલક્ષણ પ્રકારનો ઘોટાળો ઉત્પન્ન કરનારા છે. એમ કોઈ વિદ્વાન્ કહી શકશે ? પંચાયત પૂજનના વિધિમાં પણ પોતાના ઈષ્ટ દેવને (અંગી માની) મધ્યમાં પધરાવી બીજા ચાર દેવને (તેમનાં અંગરૂપ માની) તેમને ચારે દિશા તરફ પધરાવી પૂજન કરવાનો પ્રચાર શાસ્ત્રસિદ્ધ સુપ્રસિદ્ધ છે; તેમાં પણ ભેદજ માનવાનું જોવામાં આવે છે. માટે ખરી રીતે એવો અભિપ્રાય નીકળે છે કે सर्वेवेदा यत्पदमामनन्ति (સઘળા વેદો જેના સ્વરૂપને પ્રણામ કરે છે) એ શ્રુતિને આધારે મહાભારતમાં કહ્યું છે કે,

वेदे रामायणेचैव पुराणे भारते तथा ।
आदौ मध्ये तथा चान्ते हरिः सर्वत्रगीयते ॥

(વેદમાં રામાયણમાં તેમ પુરાણમાં તથા મહાભારતમાં આદિ મધ્ય તથા અન્તમાં હરિ ભગવાન્ ચોતરફ ગવાય છે.) તેમ શ્રીકૃષ્ણભગવાને શ્રીગીતાજીમાં અર્જુનને કહ્યું છે કે "वेदैश्च सर्वैरहमेव वेद्यः" (સઘળા વેદોથી હુંજ જાણવા યોગ્ય છું) ઈત્યાદિક પ્રમાણોને આધારે શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે સર્વ કલ્પમાં સર્વથી મોટા દેવરૂપ થાય છે. તેથી જે જે દેવોની સર્વથી મોટાઈ

કહી છે. તે તે દેવરૂપ શ્રીકૃષ્ણ હોવાથી અમે તો તેમનીજ મોટાઇ ગણીએ છીએ, એટલે અમો તો તેનાપર સંપૂર્ણ સદ્દભાવ ધરાવીએ છીએ, પરંતુ તે તે કલ્પમાં તે તે દેવની મોટાઇ ઉપયોગી છે. તે પ્રમાણે હાલ શ્વેતવરાહ સાત્ત્વિકકલ્પ હોવાથી તેમાં સાત્ત્વિકદેવ વિષ્ણુને સર્વથી અધિક માનવામાં આવે તે શાસ્ત્રસિદ્ધ છે, એટલે તે બાબતમાં ગોટાળો ઉત્પન્ન કરવાનો કોઇનાપર આરોપ મૂકવો એ કોઈ પ્રકારે પણ વ્યાજબી નથી, હવે આ સ્થળે હરિ અને હરનો ભેદ નહિ સ્વીકારનાર ભાષણકર્ત્તાની માન્યતા વિષે સર્વ વાચકવર્ગને જીજ્ઞાસા ઉત્પન્ન થવાનો સંભવ છે કે તેઓ હમેશાં શિવાલયમાં પરિચર્યા: કરવા જેમ જતા હશે તેમ વિષ્ણુમંદિરો હવેલી વિગેરેમાં પણ જતાજ હશે. તેનો પુરાવો બહાર મૂકશે તો તેનું આ કથન કથન માત્ર નથી પણ ક્રિયાસિદ્ધ છે, એમ સર્વ કોઇ જાણી શકશે. તે શિવાય તો વ્યર્થજ વખત ગુમાવ્યો હોય એમ સમજાશે. વલી સર્વને સમાન માનવા ઉપર મહાસતી દ્રૌપદીનો ઇતિહાસ આંહી મૂકવાની જરૂર જણાતાં લખવામાં આવે છે, તો તેને વાચકવર્ગ અપ્રસ્તુત ગણશે નહિ. મત્સ્યવેધ કરી અર્જુન દ્રૌપદીને લાવ્યા ત્યારે માતા કુંતાજીની આજ્ઞાથી પાંચેનો દ્રૌપદીમાં સમાન ભાગ ઠર્યો, ત્યારે વ્યાસજીના ઉપદેશથી પાંચે પાંડવોએ વારા બાંધ્યા, તેમાં એકના વારામાં તે બન્ને વાર્તાપ્રસંગ કરતા હોય ત્યાં પણ જવું નહિ, અને જાય તો તેની શિક્ષા બદલ એક વર્ષસુધી તીર્થયાત્રા કરવાનું ઠરાવ્યું, તે પ્રમાણે વ્યવહાર ચાલતાં એક સમય ધર્મરાજા યુધિષ્ઠિરનો વારો હોવાથી દ્રૌપદીજી તથા યુધિષ્ઠિર એક મહેલમાં વાર્તાપ્રસંગ ચલાવતાં હતાં, તે મહેલમાં અર્જુનના ધનુષ્ બાણ હતાં. તે સમયમાં બ્રાહ્મણો ઉપર મોટી આપત્તિ હોવાથી તેઓએ પોતાની રક્ષા માટે અર્જુનની પ્રાર્થના કરી, ત્યારે અર્જુનને તેઓની રક્ષા માટે અવશ્ય જવું જોઇએ, અને રક્ષા કરવાના સાધનરૂપ પોતાના હથીઆરો દ્રૌપદીના યુધિષ્ઠિર

સાથેના એકાંતવાસના ઓરડામાં હતાં અને ત્યાં અર્જુન જાય તો એક વર્ષ સુધી તીર્થયાત્રાની તેમને શિક્ષા ભોગવવી પડે. આગળના રાજાઓ ગોબ્રાહ્મણ માટે પ્રાણ પણ આપે એવા હોવાથી અર્જુને એક વર્ષની તીર્થયાત્રાની શિક્ષા કબુલ કરી પણ મંજુરી વગર યુધિષ્ઠિરના ખાનગી ઓરડામાં દાખલ થઈ પોતાના હથીઆર લાવી બ્રાહ્મણોને આપત્તિમાંથી બચાવી પાછા આવતાં તીર્થયાત્રા માટે નીકળતા અર્જુનને યુધિષ્ઠિરે જણાવ્યું કે, અમારી વાર્તા ખલાસ થઈ હતી અને એવો રક્ષણીય ખાનગી પ્રસંગ પણ નહિ હતો માટે તમોને તીર્થયાત્રાની શિક્ષા ભોગવવાની જરૂર નથી. તોપણ અર્જુન ધર્મમર્યાદામાંથી લેશ માત્ર પણ ખસે નહિ તેવા હોવાથી તેઓ તીર્થયાત્રા કરવા નીકલી ગયા, અને તે પ્રસંગે સુભદ્રાજીનું હરણ કરવામાં આવ્યું છે, આ ઇતિહાસ પરથી એટલુંજ સમજવાનુ છે કે દ્રૌપદીજીને પાંચે પાંડવો પતિપણાથી સમાન હતા, તે છતાં તેના ઓરડામાં હથીઆર લેવા માટે જવા માત્રથી અર્જુન શિક્ષાને પાત્ર થયા તેથી શું ભેદસિદ્ધ થયો કે શું ? અપ્પયદીક્ષિત જેવા વિદ્વાને વિષ્ણુના સર્વ નામને શિવપર લગાવ્યાં છે, અને તે ગ્રન્થનું નામ "શિવતત્ત્વ વિવેક" છે તેમને થયે ઘણા વર્ષો થયાં છે, તેથી તેમણે પણ ઉપાસના પ્રકરણમાં ગોટાળો કર્યો કે શું ? પરંતુ ભાષણકર્તાની દૃષ્ટિ ભક્તિની દિશાથી વિપરીતજ છે, તેથી તેઓ ભક્તિના રસ્તાથી તદ્દન અજ્ઞાત છે, એમ અમોને કહ્યા વગર ચાલતું નથી. "याते रुद्र शिवा तनुरघोरा पापकाशिनी" એ શ્રુતિ પણ રૂદ્રના ઘોર સ્વરૂપનું નહિ પણ અઘોર સ્વરૂપનું પાપનાશકત્વ સ્વીકારે છે, અને सत्त्वस्यैष प्रवर्तकः આંહીઆ પણ અઘોર સ્વરૂપનેજ સત્ત્વપ્રવતક તરીકે સ્વીકાર્યું છે; અને "शिवमद्वैतं चतुर्थं मन्यन्त" એ સત્ત્વનું પ્રવર્તક અદ્વૈત તે પણ શિવ' એટલે શુદ્ધ એવો અભિપ્રાય કહે છે. માટે શુદ્ધને જાણીને અત્યંત શાંતિને પામે એ શ્વેતાશ્વતર વાક્ય પણ ઘટે છે, અને વિષ્ણુસહસ્રનામ

નામમાં સર્વઃ શર્વઃ શિવઃ સ્થાણુઃ ॥ ઇત્યાદિક નામ છે, તે તો આરંભમાં વિશ્વં વિષ્ણુ વષટ્કારઃ ઇત્યાદિક સર્વ વિભૂતિઓના નામ પણ લખેલાં છે તેમાં વિશ્વ (જગત્) પણ નામમાં લખ્યું છે. જ્યારે તેઓ શર્વ એવા નામથી હરિહરનો અભેદ કરવા માગે છે, ત્યારે વિશ્વ નામથી જગત્ અને હરિનો અભેદ શામાટે સ્વીકારતા નથી ? એ વાચકવર્ગને વિચારવા જેવું છે. તેમ શિવજીનું સ્થાન કૈલાસ છે, અને વિષ્ણુનું સ્થાન વૈકુંઠ છે, શિવજી દિગંબર ( વસ્ત્ર રહિત ) રહે છે અને વ્યાઘ્રાંબરનું આચ્છાદાન કરે છે, ત્યારે વિષ્ણુ કૌશેય ( પીતાંબર ) વસ્ત્ર ધારણ કરે છે. શિવજીને સર્પ તથા શબમુંડનું આભરણ છે ત્યારે વિષ્ણુને વનમાલા, વૈજયન્તી તથા કૌસ્તુભ આભરણ છે. શિવજીના ગણ ભૂત પ્રેત અને પિશાચાદિ છે અને વિષ્ણુના ગણ નંદ સુનંદ ગરૂડાદિ છે, શિવજી ચિતા ભસ્મ ધારણ કરે છે, ત્યારે વિષ્ણુ ચંદન કસ્તુરી વિગેરે ધારણ કરે છે, ઇત્યાદિક ભેદ તો ચતુર્મુખથી પણ નિવૃત્ત થઇ શકે એમ નથી.

ત્યારપછી ભાષણકર્ત્તા જણાવે છે કે “ હરિહરના ભેદની કલ્પનાવત્ વળી કેટલાક જ્ઞાન પ્રાપ્ય મોક્ષ છે એવા શાસ્ત્રસિદ્ધાંતના તાત્પર્યનું ઉલ્લંઘન કરીને ઉપાસનાનું ફળ મોક્ષ છે, એમ માને છે, તે માન્યતાની પણ આ પ્રસંગે સમીક્ષા કરવી યુક્ત જણાય છે ” તેના જવાબમાં જણાવવાનું કે હરિહરના ભેદ વિષે અમો ઉપર દર્શાવી ગયા છીએ, તે ઉપરથી વાચકવર્ગના સમજવામાં આવ્યું હશે કે શુદ્ધાદ્વૈતીઓ તેમના સ્વરૂપમાં ભેદ માનતા નથી, પણ અધિકારના ભેદથી ભેદ માને છે. તેતો યુક્તજ છે, તેમ ઉપાસનાનું ફળ મોક્ષ પણ માનતા નથી પણ ભક્તિનું ફળ મોક્ષ માને છે અને તે ભક્તિ જ્ઞાનના પણ ફલરૂપ છે એમ અમો આગળ ઘણી વખત દર્શાવી ગયા છીએ “તમેવાવિદિત્વાતિ મૃત્યુમેતિ” એ શ્રુતીનો અર્થ સ્વપ્નેશ્વરાચાર્યે એવી રીતનો કરેલ છે કે તેમનેજ જાણીને અતિમૃત્યુ કહેતાં ભક્તિને પામે છે તે યુક્ત જણાય છે

કારણ કે જાણ્યા પછીજ ભક્તિ થાય, જાણ્યા વગર ભક્તિ કોની કરે ? તે પછી ધનથી મોક્ષપણાની આશા નથી એમ મૈત્રેયી પ્રત્યે યાજ્ઞવલ્કયે કહ્યુંછે તે અને મુંડકની શ્રુતિ આપી છે તે જ્ઞાનનું પ્રતિપાદન કરતી નથી. તેમ આગળ ચાલતાં જણાવે છે કે **योऽन्या देवतामुपासते अन्यो सावन्योहमस्मिन स वेद यथा पशुरेवं सदेवानाम्** (દેવ અન્ય છે, હું અન્ય છું, એમ જે ઉપાસના કરે છે, તે દેવને જાણતો નથી, તે દેવનો પશુ છે) આ બૃહદારણ્યક વચન પણ ઉપાસના મોક્ષની હેતુ સાક્ષાત્ રીતે નથી એમ કહે છે" તેના જવાબમાં જણાવવાનું કે આ વચનથી જો અભેદ સાબીત કરવા માંગતા હોય તો તેઓ ભૂલ ખાય છે, કારણકે હું સેવક છું અને પ્રભુ સેવ્ય છે એવો ભેદ સ્વીકાર્યા શિવાય ઉપાસનાજ થઈ શકતી નથી વળી આ શ્રુતિનો એક એવો અપૂર્વ વ્યંગ્યાર્થ નીકળે છે કે પ્રભુની સેવા કરતી વખતે તેમાં પોતા જેવોજ ભાવ ધરાવવો જોઇએ નહિ કે પ્રભુ બીજા અને હું બીજો એટલે કે જેમ પોતાને અનુકુલ સાહિત્યની જરૂર છે તેમ પ્રભુને પણ પોતાં જેવાં સાહિત્યો પૂરાં પાડી અપૂર્વ ભક્તિ બતાવવી, દાખલા તરીકે ભર શીઆલામાં આપણે ગરમ પાણીથી નહાઇએ, અને સાલદુસાલા ઓઢીએ પણ પ્રભુને તો થંડે પાણીએ નહવરાવીએ. અને સાલદુસાલા તો બાજુપર રહ્યા પણ મલમલના બારીક કપડાંથી પણ બે નશીબ રાખીએ છીએ, ત્યારે તો આપણે ઇશ્વર કે તે ઈશ્વર ?

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन !**

**सुखं वा यदि वा दुखं स योगी परमो मतः॥**

(અર્જુન ! જે માણસ પોતાનો દાખલો લઈને સર્વત્ર સમાન જુએ છે: એટલે પોતાને જેમ સુખ આવે અને જે આનંદ આવે, અથવા પોતાને જેમ દુઃખ આવે અને જે ખેદ થાય તેમ પારકાના સુખ દુઃખ માટે માને તેને પરમ યોગી સમજવો) આ શ્રી ગીતાજીનું વાક્ય પણ ઉપલી શ્રુતિના અર્થ-

નેજ મનમાં લઇ ફક્ત બીજા શબ્દોમાં તેણીના અભિપ્રાયને જ બતાવી " यथा देहे तथा देवे " એ અમારી પુષ્ટિમાર્ગીય ભક્તિનેજ પુરવાર કરે છે.

વલી આગળ ચાલતાં જણાવે છે કે " आरुरुक्षोर्मुनेर्योगंकर्मकारणमुच्यते " ( ગી. ) ( ભૂમિકામાં આરોહણ કરવાની ઇચ્છાવાળા અધિકારીને કર્મ કર્ત્તવ્ય છે ) તેના જવાબમાં જણાવવાનું કે આ ગીતાજીના વાકયમાં " ભૂમિકા " કયાંથી આવી ?

વળી " एषातेऽभिहिता सांख्ये बुद्धिर्योगेत्विमांश्रणु ( ગી. ) ( આ જ્ઞાનને કહ્યું હવે કર્મ તું સાંભળ ) આ ગીતાજીના શ્લોકનો અર્થ ઉપર પ્રમાણે કહે છે " તે અર્થ બરાબર નથી કારકે તેનો અર્થ એવોજ થાય છે કે " આ તારી બુદ્ધિ સાંખ્યમાં કહી હવે આ બુદ્ધિને યોગમાં સાંભળ " ) તો હવે આજ્ઞાનને કહ્યું હવે કર્મ તું સાંભળ" એવો અર્થ તેઓએ કયા અક્ષરમાંથી કાડયો. "

તે પછી કર્મ ઉપાસના અને જ્ઞાનનો ભેદ બતાવતાં છાંદોગ્યસ્થ સનત્કુમાર અને નારદના સંવાદના છેવટના ભાગની तस्मैमृदितकषाय " એ શ્રુતિ આપી ઉપદેશ સમાનકાળે જ્ઞાનની સિદ્ધતા તથા પ્રમાણાધીનતા જણાવે છે એમ તેઓ કહે છે પણ તે શ્રુતિમાં તે વાત બિલકુલ નથી. કેમકે "તમનો પાર દેખાડે છે " એમ કહ્યું છે પણ કાંઈ તેજ વખતે તમના પારને પમાડી દીધા એમ કહ્યું નથી તેમ બીજી પ્રશ્નોપનિષદ્‌ની શ્રુતિમાં જે અવિદ્યાનો પરિવાર તમે તારો છો તેથી તમો અમારા પિતા છો, તે ઉપદેશક તરીકે તેને પિતા કહે છે, નહિ કે જ્ઞાનની પ્રમાણાધીનતા કહે છે, તેમ " तद्धास्यविजज्ञौ " એ શ્વેતુકેતુને ઉદ્દાલકે જ્ઞાનનો ઉપદેશ કર્યો છે કે દૃશ્યમાન સર્વ જગત્ બ્રહ્માત્મક છે તે સત્ય છે. તે આત્મા છે અને તે તું છો. તે શ્વેતકેતુ જાણી ગયો એટલો તેનો અર્થ છે તેમાં જ્ઞાનની પ્રમાણા-

ધીનતાની સાક્ષી પૂરવાનું તેમાં કાંઇ નથી, ઉપાસનામાં "ઉપાસિ-
સિત" એમ લખ્યું છે, તે પરથી आत्मेत्युपासीत" ઇત્યાદિ વે-
દાન્ત વાકયોને પણ તેઓએ ઉપાસનામાંજ ગણ્યાં હોય એમ
જણાય છે. ત્યારે જેમ "क्रतुंकुर्वीत" એ વિધિવાકય કર્મરૂપ
ધર્મનું ધોતન કરે છે, તેમ 'आत्मेत्युपासीत" એ વિધિવાકય
પણ તેઓએ કર્મરૂપ ધર્મમાંજ અંતર્ભૂત કર્યું હોય એમ લાગે
છે. ત્યારે તો પૂર્વમીમાંસાકારના અભિપ્રાય પ્રમાણે ઉત્તરકાંડ
પણ પૂર્વકાંડનુંજ અંગભૂત થયું તેમ "शास्त्रयोनित्वात्" અને
तत्तुसमन्वयात्" એ બે ત્રો જગતનું કારણ બ્રહ્મ છે, એમ શા-
સ્ત્રમાં કારણપણું કહ્યું છે, તેથી અને જગતમાં બ્રહ્મનો સારી રી-
તે અન્વય છે તેથી બ્રહ્મ જગતનું કારણ છે એમ એ બે સૂત્રો-
થી સિદ્ધ કર્યું છે, તેમાં વેદવાકયના સમન્વયનો અર્થજ નથી.
વેદવાકયનો સમન્વય તો તૃતીયાધ્યાયના તૃતીયપાદમાં પ્રથમ
સૂત્રથી પ્રતિજ્ઞા કરી કરેલો છે. તેમાં ઉપાસના તથા જ્ઞાનનો ભેદ
બતાવવામાં આવ્યો નથી. આ અપ્રસ્તુત જ્ઞાન તથા ઉપાસનાનો
ભેદ કયાંથી આવ્યો ? કે જે ઉપર વિચાર ચલાવતાં પાનાનાં પા-
નાં ભરી મૂકયાં છે. કર્મ, ઉપાસના, જ્ઞાન અને ભક્તિ એમ વે-
દાદિશાસ્ત્ર સિદ્ધ છતાં તેના સ્વરૂપને સમજ્યાવગર ભક્તિને ઉ-
પાસના સમજી જ્ઞાન કરતાં ભક્તિ ઉતરતી છે એમ સાબીત ક-
રવા માટે આ ગંભીર પ્રયત્ન ઉઠાવ્યો હોય એમ જણાય છે,
પરંતુ તેઓને ખબર નથી કે "ब्रह्मविदाप्नोतिपरम् એ શ્રુતિમાં
તથા ब्रह्मभूतःप्रसन्नात्मा॥ मद्भक्तिंलभतेपराम्" એમ ગીતાજીમાં
કહીને જ્ઞાનનું ફલ પરાભક્તિ છે એમ સાબીત કર્યું છે, અને એ
પરાભક્તિથી અક્ષરાતીત પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણના સ્વરૂપનું ય-
થાર્થ જ્ઞાન થાય છે. ત્યારે સનત્કુમાર નારદના સંવાદમાં બતા-
વ્યા પ્રમાણે સર્વાત્મભાવરૂપ ફલને પ્રાપ્ત થાય છે. એ અભિ-
પ્રાયને નહિ જાણીને આડાં અવળાં ગોથાં ખાય તેનું શું કરવું ?

આ પછીનો ભાગ જે કાંઇ લખવામાં આવ્યો છે તે અપ્ર-

સ્તુત હોવાથી તેનાપર કાંઈ પણ લક્ષ આપવાનું અમો દુરસ્ત ધારતા નથી.

આંહીયાં વખતો વખત જ્ઞાનના વાક્યો આપી તેમનાપર તેઓ મુસ્તાક રહે છે પણ અમો પૂછીએ છીએ કે માયાવાદને અને જ્ઞાનને શો સંબન્ધ છે? માટે તેઓએ માયાવાદ સાબીત કવા માટે તેમનાં વચનો પુરાં પાડવાં જોઇએ નહિ કે જ્ઞાનના વચનો, કે જે વચનો માયાવાદની સાથે કશો સંબન્ધ ધરાવતાં નથી. જ્ઞાનનાં વચનો તો શુદ્ધ અદ્વૈત જ્ઞાનને કહેનારાં છે અને તેવા શુદ્ધ અદ્વૈત જ્ઞાનથીજ મોક્ષરૂપ આત્યન્તિક ફળ પ્રાપ્ત થાય છે.

---

## મિ. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફના વ્યાખ્યાનનું અવલોકન.

---

શાંકરઅદ્વૈતસિદ્ધાન્તના ધારાશાસ્ત્રી અને ઉંચી વિદ્વત્તા ધરાવનાર મિ. હીરાલાલ જેવા ગ્રેજ્યુએટોને આવી જયન્તીમાં ઘણી ઉલટથી ભાગ લેતા જોઈ અમોને ઘણોજ અનિર્વચનિય આનંદ થયો છે. બીજા હાથપર વીચાર કરતાં મિ. હીરાલાલે પ્રકૃતોપયોગીપણાને લીધે વર્ણનીય શાંકરઅદ્વૈત સિદ્ધાન્તના વિષયને બાજુપર મૂકી પ્રસક્તાનુપ્રસક્ત કેટલાક અપ્રસ્તુત વિષયોનું કેવલ દોષ દૃષ્ટિથીજ દિગ્દર્શન તથા વખતો વખત સાક્ષાત દર્શન પણ કરાવ્યું છે, એવો હલકો દેખાવ જોઇ અમોને ઘણોજ ખેદ થાય છે.

पुराणमित्येव न साधु सर्वं न चापिकाव्यं नवमित्यवद्यम्
सन्तः परीक्ष्यान्यतरद् भजन्त मूढः परप्रत्ययनेयबुद्धिः ॥

( જેટલું જુનું છે, એ સઘળું બરાબર છે એમ જોવાનું નથી. તેમજ જેટલું નવું છે એ સઘળું ખામીવાળું છે. એમ પણ જોવાનું નથી. કારણ કે વિદ્વાન માણસો તો જુના અને

નવાની કસોટી કરીને એક બાજુ તરફ દોરવાય' છે, અને મૂઢ લોકો તો પરાયા વિશ્વાસથીજ દોરાય છે.)

આ એક સાધારણનિયમને નજર આગળ ધરીને જો તેઓએ પક્ષપાતના ચશ્મા ઉતારી શાંકરસિદ્ધાન્તની સાથે વૈષ્ણવસંપ્રદાયના સિદ્ધાન્તોમાં પણ જરા ઉંડા ઉતરીને તથા તેના ઉચ્ચ વિચારો તરફ નજર દોડાવી હોત તો હું માનુંછું કે લોકોત્તર વૈષ્ણવસંપ્રદાયના સિદ્ધાન્તોનું અમાનુષ બંધારણ કાંઈ પણ ન્યાય મેળવ્યા વગર ગેરઈનસાફનો ભોગ થાત નહિ.

इत्यास्तां तावत्

જે લોકો ન્યાયાસનપર બિરાજતા પહેલાંજ અને ધારાના હિમાયતીઓની કાંઈપણ દલીલ સાંભળ્યા વગર અમુક સિદ્ધાન્ત તરફજ પોતાના વિચારો ઘડી બેશી ન્યાયાસનને શોભાવનાર સત્યનો ઝભો નહી પણ અસત્યનો ઝભો પહેરી ન્યાયાસનપર બિરાજે છે, તેઓ પાસેથી સારા સિદ્ધાન્તો પણ ઇનસાફ મેળવવામાં બેનશીબ રહે એ બનવા યોગ્ય છે.

અને તેવા લોકો પોતાના ન્યાયાસનની ગંભીરતાને ભૂલાવનારૂં અયોગ્ય વર્તન વખતે ચલાવે તો એ બીના આવકારદાયક નથી

મિ. હીરાલાલ જણાવે છે કે "શ્રીશંકરાચાર્યે નવીનમત ચલાવ્યો નથી અને કંઠી માલા કે સેવા પ્રકરણ નવીન બાંધ્યું નથી," તો તેના જવાબમાં જણાવવાનું કે શ્રીશંકરાચાર્યના જન્મ પહેલાં તેમનો સ્વીકૃતસિદ્ધાન્ત કયા નામથી ઓળખાતો હતો? તેમના અદ્વૈતસિદ્ધાન્તના ઉપદેશક આચાર્ય કોણ હતા? અને આજ જેટલી વેદાન્ત વિષયક પરિભાષાઓ શાંકર સિદ્ધાન્તમાં જોવામાં આવે છે, તેટલી પરિભાષાઓ કયા ગ્રન્થમાં હતી? જેમાંથી કેટલોક ભાગ શ્રીમાન શંકરાચાર્યે પાછલથી લીધો છે; એ સઘળાની તપાસ લીધા પછીજ નવીન મત ચલાવ્યો નથી

એમ જણાવ્યું હોત તો વધારે ઉપકારક થાત. વળી કંઠી માલા તથા સેવા પ્રકરણ નવીન બાંધે તે તો નવીન મત કહેવાય, એમ તેઓ સમજ્યા છે; ત્યારે તો મૂલ શંકરાચાર્યની ગાદી પર આવેલા પાછલના શંકરાચાર્યો રૂદ્રાક્ષ બાંધવાનો તથા શિવપૂજન કરવાનો જો આગ્રહ કરતા હોય તો તેઓએ પણ એક નવી જાતનો વાડો બાંધ્યો છે એમ સ્વીકારવામાં શી હરકત ?

વળી મારા સાંભળવા પ્રમાણે શારદામઠના શંકરાચાર્ય શ્રીમાન્ માધવતીર્થ પણ પોતાના શિષ્યોને શૈવપંચાક્ષર મંત્રનો પણ ઉપદેશ કરે છે, તથા રૂદ્રાક્ષ બાંધવાના આગ્રહ ભરેલા લેખો પ્રકટ કરે છે, તો પછી પોતે માની લીધેલા બીજા વાડા બાંધનારાઓમાં તેઓની ગણના શા માટે નહિ કરવી ?

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે " શ્રુતિનો પોતાને ઇષ્ટ અમુક હરકોઇ ભાગને સ્વીકારી બીજા ભાગને તિલાંજલિ આપે છે " તો તેના જવાબમાં જણાવવાનું કે ઉપર જણાવેલું દૂષણ શ્રીમાન્ શંકરાચાર્યના લખાણમાંજ આવે છે. નહિ કે શ્રીમાન્ વલ્લભાચાર્યજીના લખાણમાં—

જુઓ "ऐतदात्म्यमिदंसर्वंतत्सत्यं स आत्मा तत्त्वमसि " આ શ્રુતિનો ઉપદેશ ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને નવ વખત કરેલ છે, તો આ શ્રુતિનો બીજો તમામ ભાગ છોડીને " तत्त्वमसि " એટલા ભાગનેજ મહાવાક્ય માની બીજા ભાગને તિલાંજલિ આપી છે, હવે વાચકવર્ગ વિચાર કરશે કે શ્રુતિના અમુક ભાગને શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ તિલાંજલિ આપી છે કે શ્રીમાન્ શંકરાચાર્યે ?

શ્રીમાન્ વલ્લભાચાર્યજી તો શ્રુતિના અક્ષરાર્થનેજ વળગી રહેવા માટેની પત્રાવલંબન નામના પોતાના ગ્રન્થમાં ઘણાજ આગ્રહપૂર્વક આજ્ઞા કરે છે કે

ये धातुशब्दा यत्रार्थे उपदेशे प्रकीर्तिताः
तथैवार्थो वेदराशेः कर्तव्यो नान्यथा क्वचित्"

( જે ધાતુ અને શબ્દો વ્યાકરણે જે અર્થમાં કહેલા છે તે પ્રમાણેજ વેદના સમૂહનો અર્થ કરવો પણ અક્ષરાર્થથી ઉલટો કરવો નહિ. )

વળી વેદના સઘળા અક્ષરો ભગવાન્‌ના નામરૂપ હોવાથી તે વેદના અક્ષરાર્થને બીજી દિશામાં લઇ જવાનું વ્યાજબી નથી.

**वेदाक्षराणि यावन्ति पठितानि द्विजोत्तमैः ।**
**तावन्ति हरिनामानि कीर्तितानि न संशयः ॥**

( **श्रौतपद्धति.** )

( બ્રાહ્મણો જેટલા વેદના અક્ષરો ભણે છે, તેટલા અક્ષરો ભગવાન્‌ના નામનું કીર્તન કરે છે. એમાં સંશય નથી. )

આગળ ચાલતાં મિ. હીરાલાલ જણાવે છે કે મીમાંસા શાસ્ત્રના પઠનપાઠનના પ્રચારના અભાવે આવી દુઃસ્થિતિ ઉભી થઈ છે" તો તેના જવાબમાં જણાવવાનું કે મીમાંસા શાસ્ત્રના સિદ્ધાન્તના અભિપ્રેત બંધારણને સીધીરીતે કે આડકતરી રીતે પણ બાજુપર મૂકવાનું તથા તેને ગંભીર નુકશાન કરવાનું માન **શ્રીમાન્** શંકરાચાર્યના સિદ્ધાન્તનેજ ઘટે છે. નહિ કે **શ્રીમાન્** વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તને. કારણકે **શ્રી**શંકરાચાર્યનો સિદ્ધાન્ત પૂર્વ મીમાંસામાં કહેલાં સાધનો તથા તેથી થતાં સ્વર્ગાદિ ફલોને મિથ્યા મનાવવા તરફ મજબૂત આગ્રહ ધરાવે છે, અને છેવટે "**निस्त्रैगुण्येपथि विचरतां को विधिः को निषेधः**" ( ત્રણ ગુણથી રહિત રસ્તામાં ફરનાર લોકોને કયો વિધિ અને કયો નિષેધ છે ? ) અર્થાત્ તેવાઓને વિધિનિષેધ ગ્રાહ્ય નથી." એમ કહી પોતાના માર્ગને ત્રિગુણ રહિત તથા વેદાતીત મનાવીને વેદોક્ત વિધિનિષેધથી અલગ રાખવા માગે છે, એટલે તેમનો સિદ્ધાન્તજ મીમાંસાશાસ્ત્રના સિદ્ધાન્તને નબળો પાડે છે, **શ્રીમાન્** વલ્લભાચાર્યજીએ તો ભગવાન્‌ના યજ્ઞ સ્વરૂપને ક્રિયારૂપ તથા વ્યાસાદિકને જ્ઞાનરૂપ માની બન્ને મીમાંસા શાસ્ત્રો તરફ સંપૂર્ણ આગ્ર-

હપૂર્વક માનની નજરે જોઈને પોતાનું કાર્ય બજાવ્યું છે એટલે હવે "મીમાંસાના પઠનપાઠનના અભાવે આવી દુઃસ્થિતિ આવી છે" એવા ગંભીર આરોપમાંથી મુક્ત થવા માટે તેમનો સિદ્ધાન્તજ જવાબદાર છે.

વલી આગળ ચાલતાં તેઓ જણાવે છે કે "વિદ્વાનના અનુભવમાં ન આવતી હોય છતાં પોતે માની લીધેલા આચાર્યને જે ઇષ્ટ હોય તેને તેઓ અલૌકિક ગણી વેદથી પણ અધિક ગણે છે. લોક અને વેદમાં જેનો પ્રચાર ન હોય તે જો અલૌકિક હોય તો પછી વંધ્યાપુત્ર પણ અલૌકિક છે" તો તેના જવાબમાં જણાવવાનું કે બ્રહ્મ અને ઈશ્વરનું પ્રાર્થક્ય માનવામાં શાંકરસિદ્ધાન્તાનુયાયી વાદીઓએ કેટલા અને કયા કયા પુરાવાઓ હાથ ધર્યા છે? જે ઈશ્વરને થોડાકજ અપવાદ શિવાય દુનીઆની સપાટીનો મોટો ભાગ જગન્નિયન્તા તથા અમુક કરવું, અમુક નહિકરવું તથા અન્યથા કરવું એ વિગેરેની પણ શક્તિ ધરાવનાર તરીકે નિર્વિવાદ સ્વીકારે છે તેજ ઈશ્વરને માયિક બનાવી તેને હલકો ચિતરવાનું માન ખાટી જવાની પહેલી કોશીષ તેમના સિદ્ધાન્તેજ કરી છે તો મિ. હીરાલાલે સ્વીકારેલું અલૌકિકત્વ પોતાના સિદ્ધાન્તમાં છે કે સામાના સિદ્ધાન્તમાં? એનું બારીકીથી તપાસ લેવાનું કામ વાચકવર્ગની મુનસફીપરજ છોડવાનું હું દુરસ્ત ધારૂં છું.

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે "તેઓના પ્રમાણ અને તેની વ્યવસ્થા આ રીતે છે કે,

वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ॥
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥
उत्तरं पूर्व संदेहवारकं परिकीर्तितम् ॥

(વેદ, ગીતા, વ્યાસસૂત્રો અને તેનાથી અવિરૂદ્ધ જૈમિનિ સૂત્રો અને ભાગવત, તેમાં વેદમાં સંદેહ આવે તો ગીતાજી,

તેમાં સંદેહ આવે તો વ્યાસાદિસૂત્રો, અને તેમાં પણ જો સંદેહ આવે તો શ્રીભાગવત, આ પ્રમાણે ઉત્તરોત્તર ગ્રન્થો પૂર્વ પૂર્વ ગ્રન્થનો સંદેહવારક તો કલ્પે છે, પણ જ્યારે ભાગવતમાં સંદેહ આવે તો પછી તેનો નિવારક કોણ ? " એવો સવાલ ઉભો કરી તેઓ અમારા સિદ્ધાન્તમાં અનવસ્થા દોષ ઉતારવા માંગે છે, તો તેન જવાબમાં જણાવવાનું કે શ્રીભાગવતની શ્રીમાન્ વલ્લભ ચાર્યજીએ કરેલ શ્રીસુબોધિનીજી નામની ટીકાનું દુરાગ્રહને લાંબો વખત નહિતો થોડોક વખત પણ કાળાપાણીની શિક્ષા આપીને શાન્તિપૂર્વક અવલોકન કરી તેણીનું બરાબર અંતઃકરણ ઓળખવામાં આવશે તો સંદેહ અટકાવવા માટે પાર્લામેન્ટના છેવટના ચુકાદા જેવો તેમનો ચુકાદો છે, એટલે તે ભાગવતજ છેવટના સંશયનું સમાધાન કરવાની સંપૂર્ણ શક્તિ ધરાવે છે, માટે અમારા સિદ્ધાન્તમાં અનવસ્થા દોષનો ગંધ પણ આવતો નથી. વળી તેઓ " वेदाः श्रीकृष्णवाक्यानि " એનો એવો અર્થ કરે છે કે પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર ગરીયસ છે આ તેમની માન્યતા ભૂલ ભરેલી છે, કારણ કે અમો એટલુંજ કહેવા માગીયે છીએ કે સંદેહ મટાડવામાં ઉત્તરોત્તરની જરૂર પડે છે, અને એમ માનવાથી ઉત્તરોત્તરનું ગરીયસપણું આવે નહિ, જેમકે શંકરસિદ્ધાન્તાનુયાયી લોકો વેદમાં સંદેહ પડે તો તેના ભાષ્યને શંકા નિવારક માને છે, અને ભાષ્યમાં શંકા પડે તો તેની ટીકાને શંકાનિવારક માને છે. તો તે પ્રમાણેજ વેદથી ઉત્તરોત્તરને ગરીયસ નહિ પણ શંકાનિવારક તરીકે સ્વીકારવામાં અમોને શી હરકત!

" શ્રીવલ્લભાચાર્યજીએ ભક્તિના માર્ગને પુષ્ટ કર્યો છે એમ ક્ષણવાર સ્વીકારીએ તોપણ તેમણે બતાવેલ માર્ગ પ્રમાણે પણ શું ભક્તિ થાય છે? તેઓ કેવલ વિરક્ત હતા, પીતવસ્ત્ર ધારણ કરતા હતા, વિદ્યાભ્યાસંગમાંજ જીવન ગાળતા હતા, તેઓની બેઠકો ગામની બહાર હતી, ત્યારે આજના આચાર્યોની લીલા અને તેનો ખેલ સર્વ કોઇને જ્ઞાત છે. "

ઉપરના તેના આક્ષેપના જવાબમાં જણાવવાનું કે શ્રીમાન્ વલ્લભાચાર્યજી ભક્તિમાર્ગના અદ્વિતીય પ્રવર્તક હતા, એ તો નિર્વિવાદ છે.

શ્રીમાન્ આદિશંકરાચાર્યની માફકજ તેઓશ્રીની ગાદીપર આવેલા હાલના શંકરાચાર્યો પણ મૂળ શંકરાચાર્ય જેવા વિરક્ત અને તેઓશ્રીની માફક પૈસાનો સંગ્રહ નહિ કરનાર છે, એ વાત પણ કોઇના જાણવા બહાર નથી. એટલે અમારા શ્રીમાન્ મહારાજાઓના વર્તનના સંબન્ધમાં પણ **तेनैवदत्तोत्तरत्वात् परितोष्टव्यम्.**

શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ તો અક્ષરાર્થથી ઇંચ માત્ર પણ નહિ ખસવાની મતલબનો શ્લોક આપી તેને વળગી રહેવાનો મજબૂત અભિપ્રાય બતાવ્યો છે, કે જે શ્લોક અમો આગળ બતાવી ગયા છીએ.

હવે શ્રીમાન્ આદિશંકરાચાર્યે વ્યાસસૂત્રના અર્થને ઘણેક સ્થળે પોતાને મન માનતી ઉલટી દિશા તરફ લઇ જવા માટે બલવાન્ પ્રયત્ન કર્યો છે, કે જે પ્રયત્નના ભોગ થયેલાં સ્થળો બતાવવાનું કામ વિષયાન્તરમાં જશે નહિ.

વાંચકવર્ગ તટસ્થ તરીકે ઘડીભર વખતે આ વૈષ્ણવ સિદ્ધાન્ત શ્રીમાન્ શંકરાચાર્યના સિદ્ધાન્તનો મજબૂત હરીફ હોઇને તેણે પોતાની તરફેણમાં રજુ કરેલી દલીલો તરફ શંકાશીલ નજરે જુએ તો તેને માટે અમો શ્રીમાન્ શંકરાચાર્યના શારીરક ભાષ્યના સંબન્ધમાં ડો. થીબોનો અભિપ્રાય નીચે મૂકીએ છીએ.

ડો. થીબો જેવા તત્ત્વશોધક મહાન યુરોપીયન તટસ્થ વિદ્વાને શ્રીશંકરાચાર્યના શારીરક ભાષ્યનું અંગ્રેજીમાં ભાષાન્તર કરેલું છે, આ પ્રસિદ્ધ કરેલ શારીરક ભાષ્યના ભાષાન્તરના ઉપોદ્‌ઘાતમાં શ્રીશંકરાચાર્યે જણાવેલા વિષયોપર તે મહાન્ આર્ય ગ્રન્થ પ્રતિપાદિત તત્ત્વશોધક યુરોપીયન વિદ્વાન્ પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે જણાવે છે.

૧ શ્રીશંકરાચાર્યનું શારીરકભાષ્ય અસલસૂત્રોને અનુસરતું નથી.

૨ શ્રી વેદવ્યાસના સૂત્રો શંકરાચાર્યના ભાષ્યને અનુસરતાં નથી.

૩ વૈદિક સિદ્ધાન્ત સંબંધી ઘણું અગત્યના વિષયોપર શંકરાચાર્યનું ભાષ્ય બ્રહ્મસૂત્રોને અનુસરતું નથી.

૪ ઉપનિષદો અમુક ધોરણ પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ કરે છે, એમ બતાવવાને શંકરાચાર્યનો યત્ન બનાવટી છે. એવો બૃહદારણ્યકઉપનિષદ્‌ના આખા ત્રીજા અધ્યાય ઉપરથી જોઇએ તેટલો પુરાવો મલે છે.

૫ જે શ્રુતિઓમાં બ્રહ્મના ધર્મ અથવા ગુણ કહેવામાં આવ્યા છે. તે શ્રુતિઓ ખરૂં કહે છે, એમ શંકરાચાર્ય માનતા નથી.

૬ આ જગત્ ખોટું છે, અથવા વિવર્ત્ત કે માયાકલ્પિત છે, એવું ઉપનિષદો કહેતાં નથી, પણ તે બ્રહ્મનુંકાર્ય છે, એમ કહે છે.

૭ ભાષ્યમાં જાદુગર જુદા જુદા દેખાવો આપે છે, પણ તે જેમ સત્ય હોતા નથી, તેમ જગત્ પણ માયાકલ્પિત છે, એમ બતાવવા જાદુગરનો દાખલો આપવામાં આવે છે. પણ સૂત્રોમાં આવો કોઈ દાખલો મળી આવતો નથી.

૮ પહેલા અધ્યાયના ચોથાપાદના છેલ્લાભાગમાં "માયા" શબ્દ નથી.

૯ શંકરાચાર્યે ઈશ્વર અને બ્રહ્મમાં જે તફાવત બતાવે છે તે સૂત્રમાં નથી.

૧૦ જગત્ મિથ્યા છે, એમ સૂત્રોમાંથી નીકળતું નથી.

૧૧ જે સૂત્રો જીવનું (પરિમાણ) બતાવે છે, તે સૂત્રો શંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે સમજી શકાતાં નથી.

૧૨ જે સૂત્રમાં જીવને બ્રહ્મનોઅંશ કહેલ છે, તે સૂત્રનો વિના આધારે શંકરાચાર્ય અંશ ઇવ એવો અર્થ કરે છે.

૧૩ જે સૂત્રમાં પ્રતિબિંબવાદ નથી, તે સૂત્રમાં આભાસનો અર્થ પ્રતિબિંબ કરવામાં આવે છે, તેમ કરવાથી બીજા અધ્યાયના ત્રીજા પાદના ૪૩ માં સૂત્રનો વિરોધ આવે છે. કેમકે તેમાં જીવને બ્રહ્મનો સાક્ષાત્ અંશ જ કહેલ છે.

આ ઉપરથી સહજ જણાશે કે ડા. થીબો જેવા યુરોપના તટસ્થ વિદ્વાન્‌ના અભિપ્રાય પ્રમાણે માયાવાદના, પરબ્રહ્મના, જીવના અને જગત્‌ના સ્વરૂપ વિષેના વિચારો શ્રુતિ અને બ્રહ્મસૂત્ર વિરૂદ્ધ છે, અને પોતાનો વિચાર ખરો છે, એવું પ્રતિપાદન કરવા "इव" શબ્દ શંકરાચાર્યને પોતાના ઘરનો ઉમેરવો પડયો છે.

શ્રુતિ, ગીતા તથા સૂત્રની એકવાક્યતા કરવાનો આ રસ્તો છેજ નહિ. જેનો જેવો અર્થ અને આશય હોય, તેનો તેવો જ અર્થ અને આશય ગ્રહણ કરી એકવાકયતા કરવી જોઈએ. અને અને તેવી રીતની એકવાકયતા તો શ્રીવલ્લભાચાર્યજીએ જ કરી છે. એવું હરકોઈ વિચારશીલને તેમના ગ્રન્થોનું નિષ્પક્ષપાત બુદ્ધિથી અવગાહન કરવાથી જણાશે.

આ પરથી વાચકવર્ગ જોઈ શકશે કે લોકોનો વિશ્વાસ જીતી તથા તેઓના વિશ્વાસનો ગેરવ્યાજબી લાભ લઈ સૂત્રના સ્વચ્છન્દ અર્થ કરી મેંઢાની માફક એકની પાછળ વિચાર વગર ભુસ્કો મારતા બિચારા નિરપરાધિ લોકોને અપસિદ્ધાન્તના ભોગ કરવા એ કૃત્ય કેટલું જોખમ ભરેલું છે?

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે "હાલના કેટલાક વૈષ્ણવો અને તેમના આચાર્યો શંકરઅદ્વૈત જાણે તે શૈવમત હોય એમ માને છે" તો તેના જવાબમાં જણાવવાનું કે અમો તો શાંકરસિદ્ધાન્તને શૈવમતથી સર્વાંશે જુદો જ સમજીએ છીએ, પણ કેટલાક શૈવ લોકો તેમના સિદ્ધાન્તને પોતાના સિદ્ધાન્તથી અભિન્નાર્થ માને છે, એટલે શંકર સિદ્ધાન્તનેજ પોતાની તરફેણમાં હોવાનો ખોટો દાવો ધરાવી મગરૂરીના આવેશમાં આવી

શંકરાચાર્ય શ્રીમાધવતીર્થની સાથે મલીને વૈષ્ણવ સંપ્રદાય જોડે લડવા મેદાન પડે છે.

"વલી કોઈપણ સંપ્રદાય શ્રીમાન્ શંકરાચાર્યને ઇષ્ટ નહિ હતો" એવા તેના મન્તવ્યના જવાબમાં જણાવવાનું કે કોઇપણ સમાન બલવાળો હરીફ આચાર્ય તેમના સિદ્ધાન્તનેજ અનુસરવા બંધાયેલો નથી, પણ પોતાને કોઇપણ રીતે જે સિદ્ધાન્ત શ્રુતિ તથા સ્મૃતિ વિરૂદ્ધ જણાય, તો તેનું ખંડન કરી શ્રુતિસિદ્ધ સંપ્રદાયને જન્મ આપવામાં હમેશાં ખાસ પોતાનું ઇતિકર્તવ્ય માની સ્વાતંત્ર્ય ધરાવે છે.

વલી મિ. હીરાલાલ લખે છે કે "તેમને મત, વાડો વા પંથ અને એવા કોઇ અર્થમાં રૂઢ થયેલો સંપ્રદાય તથા અલૌકિક લીલાઓ તેમને ઈષ્ટ નહિ હતી." તો તેના જવાબમાં જણાવવાનું કે શ્રીમાન્ શંકરાચાર્યના વખતમાં વેદવિરૂદ્ધ બૌદ્ધ ધર્મનો મધ્યાહ્નકાલ વ્યાપી રહ્યો હતો, અને તેને લીધે લોકોના નબળા અંતઃકરણમાં તે ધર્મની મજબૂત નઠારી છાપ બેશી ગઈ હતી. શ્રીમાન્ શંકરાચાર્યે આવો કમનશીબ અને દુર્નિવાર સંયોગ ઉભો થતો જોઇ વિચાર કર્યો કે "બૌદ્ધધર્મ વેદવિરૂદ્ધ છે, છતાં કાલના મહિમાથી તેનો સંપર્ણ મધ્યાહ્નકાલ ઝલકી રહ્યો છે, તો તેને સર્વાંશે નાબુદ કરવાને બનતી ઉતાવલે મજબૂત હાથે પગલાં ભરવાં જોઇએ. બીજા હાથપર વિચાર કરતાં તેઓશ્રીને જાણવામાં આવેલું હોવું જોઇએ કે પૂરજોરમાં આવેલા આ બૌદ્ધધર્મને હઠાવવાનું મનપર લેવું એ પણ ભયભરેલું છે.

એવી રીતે ઘણાએક ઉહાપોહ કરી છેવટે એવા નિર્ણયપર આવ્યા હોવા જોઇએ કે બૌદ્ધ લોકો નાસ્તિક અને વેદને નહિ માનનારા છે, અને મારો સિદ્ધાન્ત તો વેદની સામે સંપૂર્ણ માનની નજરે જોવા તરફનો છે. છતાં હું મારો આ સિદ્ધાન્ત લોકોમાં જાહેર કરીશ તો પણ જમાના સાથે બૌદ્ધધર્મના આગળ વધતાં જોરને લીધે મારો આંતરસિદ્ધાન્ત પોતાનું કાર્ય

મધ્યમ પગલે બજાવી શકશે કે કેમ ? એમ માનવામાં હુ શંકાશીલછું, તેમ મને પ્રવાહી જીવો ભગવદ્ભક્તિમાં પ્રવૃત્ત છે તેઓ ( ભક્તિનો અધિકાર નહિં હોવાથી ) ભક્તિથી અલગ રહે તેવો સિદ્ધાન્ત પ્રકટકરવા કેશવ-ભગવાનની આજ્ઞા થઇ છે. ત્યારે હવે તેમના ( બૌદ્ધના ) સિદ્ધાન્તને પડદામાં રાખીને તથા વધતા ઓછા પ્રમાણમાં કાંઇપણ માન આપીને તેને મળતો જ બીજો સિદ્ધાન્ત જાહેર કરવામાં હું ડહાપણ માનુંછું માટે ઇશ્વર તથા વેદને સર્વાંશે માનવાનો સિદ્ધાન્ત ચાલી શકે એમ નથી, પણ જ્ઞાનની અમુકસ્થિતિમાં ઈશ્વર અને વેદ માનવા, અને જ્ઞાનની અમુકસ્થિતિમાં વેદ તથા ઈશ્વરને નહિ માનવા, એવો ઇશ્વર તથા વેદને બીલકુલ નહિ માનવાના બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તની સાથે નજીવો તફાવત ધરાવતો સિદ્ધાન્ત ફેલાવવાથી મારા તે સિદ્ધાન્ત તરફ લોકો ઢળતા રહેશે, અને બૌદ્ધધર્મથી પાછા હઠશે એવી મારી માન્યતા નિર્વિવાદ છે.

એ પ્રમાણે શ્રીમાન્ શંકરાચાર્યે આસપાસના દુર્નિવાર સંયોગો ધ્યાનમાં રાખીને ઘણીજ દિલગીરી સાથે તથા અગતિક ગતિથી તેવો સિદ્ધાન્ત ફેલાવવા માટે પોતાથી બનતું કર્યુ છે.

એમ ઐતિહાસિક બાબતો તથા તે વખતની ધર્મ સંબંધી મુગલાઈ અંધાધુંધી જોતાં અનુમાન કરી શકાય છે. કારણ કે તેઓને અભેદ માનવા જતાં પણ સેવ્યસેવકભાવ ઇષ્ટ હતો એમ "षट्पदी" ના "सत्यपिभेदापगमे नाथ । तवाहं न माम-कीनस्त्वम्" એ શ્લોકમાં "नाथ" એમ કહીને શ્રી આદિ શંકરા-ચાર્યે પોતાને સ્વામીસેવકભાવજ ઇષ્ટ છે એમ બતાવી આપ્યું છે તેપરથી આપણને જાણવાનું મજબૂત કારણ મળે છે કે શ્રીશં-કરાચાર્યે તે વખતની અંધાધુંધી તરફ નજર રાખી બૌદ્ધમતને ઘણે ભાગે અનુસતો પોતાનો સિદ્ધાન્ત બાંધ્યો છે. તેથીજ ખંડન ખંડખાદ્યકારે પોતાના ગ્રન્થના ૭૬ મા પૃષ્ઠમાં દર્શાવ્યું છે કે " सौगतब्रह्मवादिनोरयं विशेषः यदादिमःसर्वमेवाऽनिर्वचनीयं ।

वर्णयति સૌગત (બૌદ્ધ) અને બ્રહ્મવાદી [શાંકર]માં આટલો તફાવત છે કે પહેલો [બૌદ્ધ] સર્વજ અનિર્વચનીય છે, એમ કહે છે) એમ કહી તેમાં પ્રમાણુ આપી પછી લખે છે કે—

" विज्ञान व्यतिरिक्तं पुनरिदं विश्वं सदसद्भ्यां विलक्षणम् ( अर्थात् अनिर्वचनीयम् ) ब्रह्मवादिनः ( अर्थात् शांकराः ) संगिरन्ते

( એટલે વિજ્ઞાન શિવાય ફરીને આ જગત્ સત્ તથા અસત્થી વિલક્ષણુ ( અર્થાત્ અનિર્વચનીય ) છે એમ બ્રહ્મવાદીઓ ( અર્થાત્ શાંકરો ) પ્રતિજ્ઞા કરે છે ) એમ સ્પષ્ટ બૌદ્ધ મતને મળતાપણું બતાવી બૌદ્ધ જ્યારે સર્વને અનિર્વચનીય કહે છે, ત્યારે શાંકરો વિજ્ઞાનને અલગ રાખી બાકી સર્વ જગત્ને અનિર્વચનીય કહે છે, એટલોજ માત્ર બૌદ્ધમતથી શાંકર સિદ્ધાન્તમાં તફાવત છે.

એ પ્રમાણે ખંડનખંડખાદ્યકાર " બૌદ્ધ અને શાંકર સિદ્ધાન્તમાં માંહોમાંહે નજીવું પાર્થક્ય છે " એમ ખુલ્લા રીતે જાહેર કરે છે.

હવે ઉપર બતાવવામાં આવેલી મજબૂત દલીલોપરથી વાચકવર્ગ જોઈ શકશે કે શ્રીમન્ શંકરાચાર્યની પ્રામાણિક નેમ કઇ દિશા તરફ વળણુ લઇને કયો સિદ્ધાંત સ્ટેશન કરે છે, અને આજુબાજુના અણુધાર્યા કઢંગા સંયોગોના ભોગ થઇ પડેલા શ્રીમાન્ શંકરાચાર્યને પોતાને નહિ ઇચ્છવા યોગ્ય અપસિદ્ધાન્ત ફેલાવવાની કડવી ફરજ અદા કરવી પડી હતી.

આ વિષય તે વખતના બૌદ્ધ ધર્મની અંધાધુંધી જાણુનારા લોકોના તથા પદ્મપુરાણુના પ્રસંગને જાણુનારાની જાણુવા બહાર નહિ હોવો જોઇએ.

છતાં તેઓશ્રીની ગાદીએ આવેલા હાલના શ્રીશંકરાચાર્યો તથા તેઓના અનુયાયી લોકો તેમની પ્રામાણિક નેમનું કહેવાતું

નહિ પણ ખરૂં સ્ટેશન જાણ્યા શિવાય તેવોજ બ્રહ્મજ્ઞાનનો તથા જ્ઞાનની અમુક સ્થિતિમાં ઈશ્વરના અભાવનો ઢંઢેરો જાહેર કરે છે, એ બીના ખરેખર ચોંકાવનારી તથા ખેદ ઉપજાવનારી છે.

" કોઇ પ્રકારે પણ માફી આપી નિભાવી શકાય નહિ એવી ધર્મ સંબંધી મુગલાઈ અંધાધુધી બીલકુલ નહિ ચાલવા દેવાની ઘણી આતુરતાથી શ્રીમાન્‌વલ્લભાચાર્યે રામના રાજ્યજેવાં ગણાતાં અંગ્રેજના રાજ્યમાં નહિ પણ લુટફાટવાળા બારીક સમયમમાં પણ પૃથ્વીની ત્રણ વખત પ્રદક્ષિણા કરીને શ્રીઠાકોરજીની સેવા કરતાં જુજ બચતા વખતમાં પણ લોકોને પોતાના વૈષ્ણવ સંપ્રદાયનું સ્વરૂપ મજબૂત રીતે સમજાવી તેમને પગભર કર્યા હતા, જે હાલ ઈશ્વર કૃપાથી સંપુર્ણ જાહોજલાલી ભોગવે છે

આ બીના જાણી તેઓના આવકારદાયક ઉચ્ચ કર્તવ્યને મુબારકબાદી આપવી જોઇએ એ વાત ભુલી જઇ મુબારકબાદીના બદલામાં પોતાની જીભપર કાંઇપણ બ્રેક રાખ્યા વગર તે સંપ્રદાયની સામે થવું, એ અમોને તો કોઇપણ રીતે ડહાપણ ભરેલું લાગતું નથી.

હું ભુલતો ના હોઉં તો વ્યાસસૂત્રપર શારીરકભાષ્ય શિવાય બીજાં સાત ભાષ્યો છે, તેમાં હેતુ એક પણ ભાષ્ય શાંકર સિદ્ધાન્ત તરફ પોતાની પસંદગી ઉતારતું હોય એમ જણાતું નથી. ત્યારે આપણે વિચાર કરવો જોઇએ કે સઘળાઓ સાથે વિરોધ ઉપજાવનારી વહુજ ભુંડી કે તેનાં સઘળાં સાસરીઆં ? એટલે કેટલાક ભાષ્યકારો અમુક કારણોને લીધે પોતાની મરજીવિરૂદ્ધ પણ સ્વીકારેલા કાંઈકિ અમુક અંશમાંજ બૌદ્ધધર્મની સાથે વિરૂદ્ધતા અને ઘણે ભાગે તો ઐકમત્ય ધરાવનારા શંકરાચાર્યના સિદ્ધાન્તને અનુસરનારા લોકોને "प्रच्छन्न बौद्ध" (અંદર ખાનેથી બૌદ્ધ) એવું અન્વર્થ નામ આપે છે.

આરંભણ અધિકરણમાં " तदनन्यत्वमारंभणशब्दादिभ्यः (અર્થાત્ બ્રહ્મથી જગતનું અનન્યપણું છે કારણ કે—

"यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वंमृन्मयं विज्ञातं स्यात्
वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येवसत्यम्"

ઇત્યાદિક શ્રુતિઓમાં બ્રહ્મને જગત્‌થી અનન્ય (જુદું નહિ) એમ કહેલ છે, અને તે સૂત્રના ભાષ્યમાં શ્રીમાન્ શંકરાચાર્ય બ્રહ્મથી અનન્ય એટલે "મિથ્યા" એવો અર્થ કરે છે, અને છેવટે ઇશ્વર પર્યન્તને મિથ્યામાની નાસ્તિકમત તરફ- તેનો અભિપ્રાય જાય છે. ત્યાં વિવર્ત્તવાદનો ગંધ પણ નથી, તે છતાં ઉત્તમ સમાધાન કરવાનો દાવો ધરાવે છે, તો તે કોઈ પ્રકારે પણ દરગુજર કરી શકાય એમ નથી. ખરી રીતે તે શ્રુતિનો એવો અભિપ્રાય છે કે એક મૃત્તિકાનો પિંડ જાણવાથી તેથી થયેલા ઘટશરાવાદિ સર્વ મૃત્તિકાના પદાર્થો જાણવામાં આવી જાય છે, માટે વાણીથી કહેવાતો વિકાર અને ઘટશરાવ વિગેરે નામ એ પ્રકારની મૃત્તિકા જ છે, અને તે સત્ય છે, જો શ્રુતિને વિકાર તથા નામધેય વાણીના આરંભ છે, એટલે ખોટાં છે અને માટી જ સાચી છે, એમ કહેવું ઇષ્ટ હોત તો શ્રુતિ જેવી આનુપૂર્વીમાં છે, તેવી આનુપૂર્વીમાં નહિ મૂકતાં "वाचारंभणं विकारो नामधेयं मृत्तिका सत्या" એવી આનુપૂર્વીમાં મૂકત અને તેમ નહિ મૂકતાં "मृत्तिकेत्येवसत्यम्" એમ જે લખ્યું છે, તે એમ જણાવે છે કે ઘટ અને શરાવ વિગેરે પણ એ પ્રકારની મૃત્તિકા જ છે, અને સત્ય છે, અને એવો અર્થ કરવાથી જ "मृत्तिकेत्येवसत्यम्" આંહીના સત્ય શબ્દનું નપુંસકત્વ ઠેકાણે પડે છે, અને એમ માનવાથી જ સત્ય શબ્દનું સ્વારસ્ય પણ જાળવી શકાય છે, નહિતર મૃત્તિકા શબ્દ સ્ત્રીલિંગે હોવાથી તેનું વિશેષણ જો સત્ય હોત તો "सत्या" મૂકવું જોઇએ, તે છતાં તેમ કર્યું નથી, એ ઉપરથી એવો નિશ્ચય થાય છે કે એ શ્રુતિ ઘટશરાવાદિક જે નામ રૂપ છે, તે સત્ય છે. એવા શુદ્ધાદ્વૈતના સિદ્ધાન્તને જ મજબૂત કરે છે, અને વ્યાસજીએ પણ તેજ અભિપ્રાયથી સૂત્રમાં "तदनन्यत्व" એ શબ્દથી જગત્‌નું બ્રહ્મથી અનન્યપણું કહેલું

છે, તેનો અર્થ મિથ્યાપણું કરવો, એ પણ વિચિત્ર કલ્પના છે.

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે વાસ્તવિક અદ્વૈત અને વ્યાવહારિક દ્વૈત માનીને પાંચ પ્રકારના ભેદ માન્યા છે, અને તેવી જાતના ભેદ સર્વવાદિઓને ઇષ્ટ છે. પણ તેમ નથી, શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તમાં વ્યાવહારિક પણ અદ્વૈત જ છે.

જેમ કટકકુંડલાદિરૂપે સુવર્ણ વ્યવહારમાં આવે છે, તોપણ તે સુવર્ણજ છે, એ પ્રમાણે સર્વ જગત્ વ્યવહારમાં આવવા છતાં પણ બ્રહ્મરૂપ છે, એના જેવું સરલ સમાધાન એક પણ બીજુ નથી, પણ શાંકરસિદ્ધાન્તમાં ઈશ્વર પર્યંત દ્વૈત માનીને કલ્પિત ઠરાવેલું છે એ પણ લોકતથા વેદમાં નહિ કહેલી લોકોત્તર કલ્પના છે. તેમાં ખંડનખંડખાદ્યનો લેખ આપે છે, તે લેખનો અર્થ કરતાં ત્રિપુટીસાધ્ય વ્યવહાર અને વિવર્તકારણ બ્રહ્મમાં કલ્પિત છે, એ અર્થ પોતાના ઘરનો લખે છે પરંતુ તેઓએ એવો વિચાર કર્યો નથી કે સમવાયિ, અસમવાયિ અને નિમિત્ત એવાં ત્રણ કારણો ન્યાયશાસ્ત્ર સ્વીકારે છે, એમાં અસમવાયિ કારણ તો સમવાયિ કારણમાંજ રહે છે, તેથી તેને ગૌણ ગણી સમવાયિ અથવા ઉપાદાન અને નિમિત્ત એવાં બેજ કારણ સઘળાઓ સ્વીકારે છે, અને તેજ સર્વશાસ્ત્રમાં જોવામાં આવે છે, પણ વિવર્ત્ત કારણ ક્યાંય પણ નહિ લખેલું નવું કલ્પી સઘળું જગત્ બ્રહ્મમાં કલ્પિત છે, એમ તેઓ જણાવે છે તો એવી કલ્પના કરનાર કોણ ? અને તેમાં કેવી રીતે કલ્પ્યું ? અને રજ્જુમાં સર્પની માફક કલ્પેલું હોય તો રજ્જુ સ્થાનાપન્ન કોણ? રજ્જુ તથા સર્પનો સમાન આકાર હોવાથી તેની કલ્પના થાય છે. પણ રજ્જુમાં અશ્વ વિગેરેની કલ્પના થતી નથી. તો તે પ્રમાણે વિશ્વ અને બ્રહ્મનો સમાન આકાર કેવી રીતે સિદ્ધ કરે છે ? એ વિગેરે અનેક દૂષણો આવવાથી જગતને કલ્પિત માનવું એ શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિથી વિરૂદ્ધ જાય છે.

તે પછી પરિણામવાદની શંકા ઉઠાવી છે, તે વિકૃત અને અવિકૃતના ભેદના અજ્ઞાનથી ઉઠી છે, પણ સુવર્ણ કટકકુંડલાદિ રૂપે થયા છતાં સુવર્ણ જ રહે છે પણ સુવર્ણના સ્વરૂપમાંથી ખસતું નથી, તે અવિકૃત પરિણામ કહેવાય. અને દૂધમાંથી જે દંહી બને છે તે વિકૃત પરિણામ છે. કારણ કે દંહી ફરીને દૂધરૂપ થઇ શકતું નથી. એ સાધારણ લોકો પણ સમજી શકે છે.

વળી મિ. હીરાલાલ પૂછે છે કે વિકાર અને પરિણામમાં શો તફાવત છે ? તો તેના જવાબમાં લખવાનું કે દૂધમાંથી જે દંહી થાય છે, તે દંહી પાછું દૂધરૂપ નહિ થવાથી વિકૃત પરિણામ કહેવાય છે. અને સોનામાંથી થતાં કટક વિગેરે સોના રૂપ થાય છે, તેથી અવિકૃતપરિણામ કહેવાય છે. આ દાખલાઓ જ પરિણામ અને વિકારનું તારતમ્ય બતાવે છે, કારણ કે सर्वतोबलवतीह्यन्यथाऽनुपपत्तिः એ ન્યાયને ઉભય પક્ષ સ્વીકારે છે. અને "ममममुखेजिह्वानास्ति" એ વાક્યની માફક वदतोव्याघात બતાવ્યો છે. તેવું આંહી કાંઇ નથી. "कृत्स्नप्रसक्तिर्निरवयवत्व शब्दकोपोवा" જો જગત્‌ને બ્રહ્મરૂપ માનીએ તો આખું બ્રહ્મ જગત્‌રૂપ થઇ જશે અને બ્રહ્મનો અમુક ભાગ જગદ્રૂપ છે, એમ માનવામાં આવે તો બ્રહ્મ નિરવયવ છે એ શબ્દનો વ્યાકોપ થશે, કારણ કે નિરવયવ બ્રહ્મના ભાગ થઇ શકે નહિ, માટે નિરવયવ કહેનાર શ્રુતિનો વિરોધ આવે એ પૂર્વપક્ષનું સૂત્ર છે, તેને સિદ્ધાન્ત તરીકે મૂકી મિ. હીરાલાલે તે બાબત લખી છે, પરંતુ તે પછીના સિદ્ધાન્ત સૂત્રમાં "श्रुतेस्तुशब्दमूलत्वात्" આ સૂત્ર માંહેનો "तु" શબ્દ પૂર્વપક્ષનું વ્યાવર્તન કરે છે. ( શ્રુતિ કહે એ માનવું જોઇએ, કારણ કે શ્રુતિ શબ્દ મૂલક છે ) શ્રુતિમાં જેમ કહ્યુ હોય તે પ્રમાણે માનવું, તેમાં લોકિકયુક્તિના ખોટા તર્કો નહિ કરવા જોઇએ. એવો વ્યાસજીનો સિદ્ધાન્ત છે. જો લોકિકયુક્તિને આધારે ખોટા તર્ક ઉઠાવવા જઇએ તો નિષેક વગર ("चन्द्रमामनसोजातः चक्षोः सूर्योअजायत") ત્યાં પણ

ઉત્પત્તિ માની શકાશે નહિ. માટે બ્રહ્મની તથા સૃષ્ટિની બાબતમાં જેમ શ્રુતિ કહેતી હોય તેમજ માનવું જોઇએ તેમાં આપણા ઘરના કુતર્કો નહિ ઉઠાવવા જોઇએ. વળી શાંકરો પણ બ્રહ્મના એક દેશમાં માયા રહી છે એમ માને છે ત્યાં પણ બ્રહ્મ નિરવયવ છે એમ શ્રુતિ કહે છે તેથી તે શ્રુતિનો કોપ તો તેમના સિદ્ધાન્તમાં પણ આવે છે; માટે સાવયવ અને નિરવયવ એ બન્ને શ્રુતિ પ્રતિપાદિત છે. માટે નિરવયવ શ્રુતિનો વ્યાકોપ થશે. એવી શંકા કરવાની તથા સાવયવ શ્રુતિ અને બ્રહ્મથી જગત્‌ની ઉત્પત્તિ વેદજ કહે છે. એટલે બન્ને સ્વરૂપ પ્રતિપાદક શ્રુતિ એક બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે, અર્થાત્‌ બ્રહ્મ સવિશેષ અને નિર્વિશેષ એક જ છે એમ માનવું જોઇએ.

આગળ ચાલતાં જગત્‌ અને સંસારના ભિન્નપણા માટે આક્ષેપ ઉઠાવ્યો છે, તો તેમાં એટલુંજ સમજવાનું છે કે બ્રહ્મે કરેલું સર્વ સત્ય છે અને જીવે કરેલું અસત્ય છે, જીવને અહન્તા મમતા રૂપી સંસાર લાગુ પડયો છે, તે બ્રહ્મની અવિદ્યા શક્તિથી નહિ પણ જીવની અવિદ્યા શક્તિથી થયેલ છે, માટે જેઓને તે સિદ્ધાન્તનું જ્ઞાન ન હોય તેઓએ તે પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ.

વલી સંસારને અવિદ્યાકારણક લખ્યો છે, પણ તે અવિદ્યોપાદાનક છે, અને તે અવિદ્યાશક્તિ ભગવાનની બાર શક્તિ માંહેની નથી પણ જીવકૃત શક્તિ છે.

વલી " **नहियौक्तिकमिदंशास्त्रं किन्तुश्रौतामेति आस्तिकैः तथैवमन्तव्यम्** " ( બ્રહ્મવાદવિષયકશાસ્ત્ર યુક્તિસિદ્ધ નથી પણ પણ શ્રુતિસિદ્ધ છે ) એટલે આસ્તિક લોકોએ તેમજ માનવું જોઇએ, " એમ લખનારને અલૌકિક અને વેદબાહ્ય લખે છે " તેના જવાબમાં લખવાનું કે " **नैषातर्केणमतिरापनेया** " ( બ્રહ્મવાદવિષયક વિચાર તર્કથી હઠી શકે એમ નથી )

"तंत्वौपानिषदं पुरुषंपृच्छामि" ( તમોને ઉપનિષદ્વેદ્ય તે પુરૂષને પૂછુંછું, ) "श्रुतेस्तुशब्दमूलत्वात्" ( શ્રુતિનું મૂલ શબ્દો છે) એ વિગેરે શ્રુતિ અને વ્યાસસૂત્રોજ બ્રહ્મવાદ જાણુવામાં ઉપકારક છે નહિ કે યુક્તિઓ. વલી "अचिन्त्याः खलुयेभावाः न तांस्तर्केणयोजयेत्" ( જે વસ્તુઓ વિચારમાં આવી શકે એમ નથી તેવી વસ્તુઓ માટે તર્ક કરવો નહિ ) ઉપર કહેવામાં આવેલ શ્રુતિ તથા વ્યાસસૂત્રો બ્રહ્મવાદ સમજવામાં શ્રુતિનીજ સહાયતાનીજ જરૂર છે, નહિ કે તર્કની; એમ કહે છે. તેથી બ્રહ્મવાદના સંબન્ધમાં તર્કની જરૂર નથી પણ શ્રુતિનીજ જરૂર છે એવી અમારી માનનીયતાને જો સામો પક્ષ હસી કહાડતો હોય તો તેમનું હસવુંજ હસી કહાડવા જેવું છે. એમ અમો માનીએ છીએ.

એટલે પ્રસ્થાનત્રય શાસ્ત્ર યૌક્તિક નથી પણ શ્રૌત છે એ બાબત નિર્વિવાદ છે, વેદના અક્ષરોમાં કાંઇ પણ ન્યૂનાધિક્ય કર્યા વગર ઉપક્રમોપસંહારપૂર્વક જેવો અર્થ દેખાતો હોય તેવોજ અર્થ કરી વેદ, ગીતાજી, વ્યાસસૂત્ર તથા વ્યાસસૂત્રના અભિપ્રાયનેજ મળતાં આવતાં જૈમિનીસૂત્રો અને શ્રીમદ્ભાગવત એ સઘળાંઓની એકવાક્યતા કરી પોતાનો સિદ્ધાન્ત સાબીત કરનાર શ્રીમાન્ વલ્લભાચાર્યજી એકજ છે. શાંકરસિદ્ધાન્તમાં તો દરેક પ્રકરણમાં શ્રુતિઓના કડકેકડકા કરી નાખવામાં આવ્યા છે.

આગળ ચાલતાં "સંસારને જગત્ના અંતઃપાતી માનતા નથી" એટલુંજ કહી બંધ પડેલ છે, અને તેના કારણો બતાવ્યાં નથી માટે હાલ તો તે વાત જતી કરીએ છીએ.

વલી આશ્ચર્યની વાત એ છે કે તે પછી પ્રથમ પ્રપંચ અને સંસાર ભિન્ન નથી એમ લખીને મુમુક્ષુના બોધની ખાતર શાંકરસિદ્ધાન્તમાં દૃષ્ટિસૃષ્ટિવાદ તથા સૃષ્ટિદૃષ્ટિવાદથી સયુક્તિક વ્યવસ્થા કરવાનું લખીને સંસારને જીવકૃત અને પ્રપંચને

ઈશ્વરકૃત માનીને જગત્ તથા સંસારનો ભેદ સ્વીકાર્યો છે, અને વલી જેમ દૃષ્ટિસૃષ્ટિવાદ તથા સૃષ્ટિદૃષ્ટિવાદ એ બન્ને શ્રુતિમાં નહિ હોવા છતાં ઘરના ઘાલ્યા છે, તેમ વલી અજાતવાદ પણ ઘરનો ઘાલ્યો છે.

અમુક અમુક શ્રુતિ અમુક અમુક અધિકારીને લાગુ પડે છે એવી વ્યવસ્થા વેદમાં નહિ હોવા છતાં પોતે કલ્પિત વ્યવસ્થાને અમુક ધોરણપર લઈ જવાને શ્રીમાન્ શંકરાચાર્યે પરમેશ્વરની હાઈકોર્ટમાંથી જાણે ફુલપૉવર મેળવ્યો હોય એમ જણાય છે, પણ ખરૂં જોતાં તો અહન્તા મમતા એજ સંસાર છે અને તેનો લય જ્ઞાન થયા પછીજ થાય છે, અને પ્રપંચના તાદવસ્થ્યમાં તો કશો પણ ફેરફાર જોવામાં આવતો નથી. જ્ઞાનીની દૃષ્ટિમાં પણ પ્રપંચ તો તેવોને તેવોજ રહે છે કારણ કે જનક પૂર્ણ જ્ઞાની હતા છતાં તેણે રાજ્ય કર્યું છે, શ્રીશુકદેવજીએ ઊંચા આસનપર બેસી પરીક્ષિતને શ્રીભાગવત સંભળાવ્યું છે, અને શ્રીમાન્ શંકરાચાર્યે પૂર્ણ જ્ઞાની હોવા છતા સુધન્વા જેવા રાજાઓની સહાયતાથી દિગ્વિજય કર્યો છે, એ તેની દૃષ્ટિમાં પ્રપંચ જો સત્ય ન હોય તો દિગ્વિજય થઇ શકે નહિ. અને જો જ્ઞાની પણ અજ્ઞાનીની માફક કલ્પિત વ્યવહાર કરતા હોય તો પછી જેમ અજ્ઞાની કલ્પિત વ્યવહારમાં લાગુ પડી જાય છે, તેમ જ્ઞાની પણ તેવાજ વ્યવહારમાં લાગુ પડી જાય તો જ્ઞાની અને અજ્ઞાનીમાં તારતમ્ય શું ?

વલી મિ. ગ્રૉફ જણાવે છે કે “ આ બધું સમજાવવામાટે વેદાન્તમાં રજ્જુ સર્પનું દૃષ્ટાન્ત આપવામાં આવે છે, ” અહો એ કેવી પ્રતારણા! વેદાન્ત એટલે વેદનો છેલ્લો ભાગ (અર્થાત ઉપનિષદ્ ) કે શાંકર સિદ્ધાન્ત ? જો ઉપનિષદ્‌ને વેદાન્ત કહેતા હોય તો ઉપનિષદો જેટલાં શાંકરભાષ્ય સહિત પ્રસિદ્ધ થયાં છે, તેમાંની એક પણ શ્રુતિમાં રજ્જુ સર્પનું દૃષ્ટાંત મૂલમાં જોવામાં આવતું નથી. પણ તેઓ સાહેબે ખુણે ખાચરેથી શોધી કહાડયું

હોય તો તે મૂલ શ્રુતિને જાહેરમાં મૂકી વાચકવર્ગનો વિશ્વાસ જીતી લેવો જોઈએ. વખતે શ્રુતિ ન મળે તો ગીતાજીનું વાક્ય અને તેમાં ન મળે તો વ્યાસસૂત્ર બતાવે. અને જો તેમાં પણ ન મલે તો પ્રસ્થાન ત્રયમાં રજ્જુસર્પનું દૃષ્ટાંત નથી એમ નિર્વિવાદ સ્વીકારવુંજ પડશે. અને જો વેદાન્ત એટલે શાંકરસિદ્ધાન્ત કહેવા માગતા હોય તો પછી વેદાન્તમાં એમ નહિ લખતાં શાંકરસિદ્ધાન્તમાં રજ્જુ સર્પનું દૃષ્ટાન્ત આપવામાં આવે છે. એમ લખવું જોઈએ, પણ વેદાન્ત નામ લખી વાચક વર્ગની બુદ્ધિનું પ્રતારણ નહિ કરવું જોઈએ, તેમ રજ્જુસર્પના દૃષ્ટાન્તથી બ્રહ્મમાં જગત્ કલ્પિત છે, એમ સિદ્ધ કરવા માંગતા હોય તો જેટલા અંશથી દૃષ્ટાન્ત દાર્ષ્ટાંન્તિકમાં કલ્પિતપણુ સિદ્ધ થવું જોઈએ તેટલા અંશો તો બલાત્કારે સ્વીકારવાજ પડશે જેમકે

૧ રજ્જુ તથા સર્પનો સમાન આકાર છે તેમ બ્રહ્મ તથા જગતનો સમાન આકાર છે. ૨ જે પદાર્થ દૃશ્ય હોય તેમાં કલ્પના થાય, જેમ રજ્જુ દૃશ્ય છે, તો તેમાં સર્પની કલ્પના થાય છે. તેમ બ્રહ્મ પણ અદૃશ્ય છે, તેમાં જગત્ દૃશ્યની કલ્પના થાય છે. ( અદૃશ્યમાં દૃશ્યની કલ્પના કરવામાં રજ્જુ સર્પનું દૃષ્ટાન્ત સંભવેજ નહિ. )

૩ સત્ય સર્પ જોયેલો છે, તેને રજ્જુમાં સર્પની બ્રાન્તિ થાય છે. જેમણે સર્પ જોયેલો નથી, તેને રજ્જુમાં સર્પની બ્રાન્તિ થતી નથી. તેમ બ્રહ્મમાં જગત્‌ની બ્રાન્તિ સર્વેને થઈ છે, તે સત્ય જગત્ ક્યાં જોયેલું અને ક્યારે જોયેલું હતું ?

૪ રજ્જુ તથા સર્પથી જુદા માણસને રજ્જુમાં સર્પની બ્રાન્તિ થાય છે. તેમ બ્રહ્મ તથા જગત્‌થી જુદા માણસને બ્રહ્મમાં જગત્‌ની બ્રાન્તિ થવી જોઈએ, જેઓને બ્રહ્મમાં જગત્‌ની બ્રાંતિ થઇ હોય, તેઓ બ્રહ્મ તથા જગત્‌થી જુદાં છે, એમ સિદ્ધ કરવું જોઇએ.

૫ માણુસની આ લોકસહકૃત દૃષ્ટિ રજ્જુને સર્વદા રજ્જુ રૂપેજ જોઇ શકે છે. પણ તેને આ લોકસહકૃતત્વ બરોબર ન હોય ત્યારે તેનેજ સર્પની ભ્રાન્તિ થાય છે. તેમ બ્રહ્મને સર્વદા બ્રહ્મરૂપે જોનારની કઇ દૃષ્ટિ પાછી શા કારણથી જગત્‌ની ભ્રાન્તિ કરે છે ?

ઉપરની પાંચ બાબતના ખુલાસા આ તકરારના નાયક મી. ગ્રાફ તરફથી યથાર્થ જાહેરમાં આવશે ત્યારેજ તેઓ સાહેબે રજ્જુ સર્પનુ દૃષ્ટાન્ત આપેલું છે તે વાચકવર્ગનું હૃદયગ્રાહક યોગ્ય રીતે થઇ શકે તેમ છે.

ત્યારપછી અજાતવાદનો પક્ષ ઉઠાવતાં લખે છે કે “ રજ્જુ જેમ કાલત્રયમાં રજ્જુજ છે, તેમાં સર્પ છેજ નહિ, તેમ બ્રહ્મમાં જગત્‌નો કોઈપણ કાલે, કોઇપણ સ્થળે અને કોઇપણ સ્થિતિમાં સ્પર્શ પણ નથી, “ જગત્ अजात ” ઉત્પન્નજ થયું નથી ” આ તેમનો લેખ કેવો વિસ્મયકારક છે ? રજ્જુમાં કોઈ કાલમાં સર્પ છે એમ કોણ કહે છે ? પણ બ્રહ્મમાં તો ત્રણે કાળમાં જગત્ છે. એમ सर्वं खल्विदं ब्रह्म तज्जलान् [ આ દેખાતુ સર્વ જગત બ્રહ્મ છે બ્રહ્મથી ઉત્પન્ન થાય છે બ્રહ્મમાં લય પામે છે, અને બ્રહ્મમાં ચલિત થઈને રહે છે. ) पुरूष एवेदंसर्वं यद्भूतं यच्चभाव्यम् (આ સર્વ દેખાતું (જગત્) જે થઈ ગયું છે તે અને જે થવાનુ છે તે પુરૂષજ છે ( બ્રહ્મજ ) છે ” सदेव सौम्येदमग्र आसीत् ( સૌમ્ય ! શ્વેતકેતો આ દેખાતું સર્વ જગત આગળ ( સૃષ્ટિની પૂર્વે બ્રહ્મજ હતું ) ઈત્યાદિક અનેક શ્રુતિઓ ડિંડમનાદથી પુકારે છે માટે રજ્જુસર્પનું દૃષ્ટાન્ત શ્રુતિ વિરૂદ્ધ હોવાથી કોઇ રીતે સ્વીકારવા યોગ્ય નથી અને તેમ ઉપર દર્શાવેલ પાંચ બાબતો તેનાથી કોઇ રીતે સિદ્ધ થઇ શકે એમ નહિ હોવાથી યુક્તિ ગ્રાહ્ય પણ નથી. અને જગત્ ઉત્પન્નજ થયું નથી એમ કહી “ अजातवाद ” સ્વીકારવો એ શ્રુતિ, સ્મૃતિ, સૂત્રો અને યુક્તિથી વિરૂદ્ધ છે, કારણ કે यतोवाइमानि भूतानि

**जायन्ते येनजातानि जीवन्तियत्प्रयन्त्यभिसंविशन्ति तद् ब्रह्मेति"**

જેનાથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, જેનાથી ઉત્પન્ન થયેલાં (સર્વ ભુતો) જીવે છે અને જેનામાં (છેવટે) લય થાય થાય છે, તે બ્રહ્મ છે.) "**तदात्मानंस्वयमकुरुत**" (તે બ્રહ્મે પોતાના આત્માને પોતે (જગદ્રૂપ) કરેલ છે) "**सहैतावानास**" (તે આત્મા સ્ફુટ આ જગત્ જેટલા થયા) એ વિગેરે શ્રુતિઓ અને "**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्त्तते**"(હું સર્વની ઉત્પતિનું સ્થાન છું, મ્હારાથી સર્વ પ્રવર્ત્તે છે) એ ગીતા વાક્ય અને "**जन्माद्यस्ययतः शास्त्रयोनित्वात्**" (આ જગત્‌ના જેનાથી જન્માદિક થાય છે, કારણ કે વેદાદિકમાં બ્રહ્મ જગત્‌નુ કારણ છે એમ કહેલ છે) ઇત્યાદિક સૂત્રોમાં જગત્‌નું કારણ બ્રહ્મ છે, એમ સ્પષ્ટ કહેલ છે; તેમ જગત્ ઉત્પન્નજ થયું નથી, એમ કહેનાર મી. ઓફ આવો લેખ લખે છે તે જગતની અંદર રહીને લખે છે કે જગતની બહાર રહીને? જગતની અંદર રહીને લખતા હોય તો પછી "**ममतावन्ध्या**" (મારી મા વાંઝણી છે) એ વાક્ય જેવું આ પણ લખાણ છે, ભાઇ તારી મા વાંઝણી હોય તો તું કયાંથી આવ્યો? તેમ જગત્ ઉત્પન્ન થયુંજ ન હોય તો આવો લેખ લખનાર ક્યાંથી આવ્યા? એ યુક્તિ બાધિત છે. વલી વેદ, ગુરૂ અને શિષ્ય વિગેરે સર્વે જગત્‌ની અંદરના હોવાથી, તે પણ ઉત્પન્ન થયા નથી, તો ઉપદેશના વાકયો ક્યાંથી લાવ્યા? કોણ લાવ્યા? અને કોણે ઉપદેશ કર્યો એ સર્વ તેઓનાથી સિદ્ધ થઇ શકે તેમ નથી. છતાં સર્વ શ્રુતિ સ્મૃતિ વાકયોનો વિપ્લવ કરી સર્વના અનુભવમાં આવતાં તથા ઐહિક પારલૌકિક સુખનાં સર્વ સાધનો જે જગત્‌માં રહીને કરવામા આવે છે,તે જગત્ ઉત્પન્નજ થયુંજ નથી, એમ એકદમ ઠોકી બેસાડવું, એના જેવી બીજી કઈ વેદ તથા લોક વિરૂદ્ધ માન્યતા કહેવાય? વિચાર કરવો જોઇએ કે શ્રીમાન્ શંકરાચાર્યજી જેવા ઉત્તમ અધિકારી બીજા તો કહેવાયજ નહિ. તેમની સમજમાં જો ઉત્પન્નજ થયું ન હોય તો પછી દિગ્વિજય શો? અને

સુધન્વા જેવા રાજાની સહાયતા શી ? માટે આ સર્વ લેખ " दशहस्ता हरीतकी " ( દશ હાથની હરડે છે ) એ લેખ જેવો અસંબદ્ધજ છે. તેમ બીજો પક્ષ સ્વીકારતા હો તો જગતની બહારનાનો લખેલ લેખ જગત્માં શી રીતે આવી શકે ? તેમાં વલી સૃષ્ટિદૃષ્ટિવાદ અને દૃષ્ટિસૃષ્ટિવાદ કે જેનો વેદમાં ગંધ પણ નથી, તેવા બે વાદ સ્વીકારી તે વિષે વિવેચન કરેલું છે, તે બાબત પોતાની કપોલ કલ્પિત હોવાથી અને શ્રુતિનું પ્રમાણ નહિ હોવાથી તે અમાન્ય ગણી તે વિષે વિશેષ વિવેચન કરવાનું નથી.

વલી તેઓ દર્શાવે છે કે " શાંકરદર્શનમાં જગત્ પ્રવાહરૂપે અનાદિ અને અનંત હોવા છતાં કલ્પિત માનેલું છે " તેના જવાબમાં લખવાનું કે સર્વ શાસ્ત્રકારોએ ૭ દર્શન માનેલાં છે. તેમાં વલી સાત્તમું આ શાંકરદર્શન ક્યાંથી આવ્યું ? જો તેઓ એમ કહેતા હોય કે ૭ દર્શનમાં વેદાન્તને દર્શન માનેલું છે. તે શાંકરદર્શન સમજવું. તો વેદાન્ત ( ઉપનિષદ્ ) માં જગતને કલ્પિત માનેલું છેજ નહિ, તે ઉપર દર્શાવેલ છે. માટે આ તો સાતમું દર્શનજ કહેવાય, તેમ પ્રવાહ રૂપે અનાદિ અને અનંત જગત માને છે, ત્યારે રજ્જુ સર્પનું દૃષ્ટાન્ત તેમણે આપેલું છે, તે ઉડી જાય છે. કારણ કે રજ્જુમાં કલ્પેલો સર્પ અનાદિ અને અનંત નથી, તેમ જગત્ને અનાદિ તથા અનંત માનવાથી સૃષ્ટિ તથા પ્રલયનું પ્રતિપાદન કરનારાં શ્રુતિ, સ્મૃતિ, સૂત્રો અને પુરાણના વાક્યોનો વિપ્લવ થશે. પ્રથમ જગત્ ઉત્પન્નજ થયું નથી, એમ માની પછી જગત્ને અનાદિ તથા અનંત માનવું એ લેખ પરસ્પર વિરૂદ્ધ નહિ તો શું ? વલી જગત્ને સત્ય માનનાર ઉપર તર્કથી જન્મ, મૃત્યુ અને જરા વિગેરે વિકારો થવાનું દર્શાવી અસત્ય ઠરાવવા માગે છે, પણ ત્યાં પૂર્વરૂપનો તિરોભાવ થઇ અન્યરૂપનો આવિર્ભાવ થાય છે, તેથી સર્વ સામંજસ્ય છે. તેમાં ત્રિકાલાબાધ્યત્વ મટતું નથી. " घटोध्वस्तः " ( ઘડો ફુટયો )

એમ ભૂતકાલના વ્યવહારમાં, ઘટોવર્તતે ( ઘટ છે ) એમ વર્તમાન કાલના વ્યવહારમાં અને " ઘટોભવિષ્યતિ " ( ઘટ થશે ) એમ ભવિષ્યકાલના વ્યવહારમાં એમ ત્રણે કાલના વ્યવહારમાં ઘટની સત્તા જોવામાં આવે છે. તે ત્રિકાલાબાધ્યત્વજ સિદ્ધ કરે છે. સુવર્ણ કટકકુંડલાદિ અનેક રૂપે વ્યવહારમાં આવતાં છતાં પણ સુવર્ણપણાથી ખસતું નથી. જેવા સુવર્ણમાંથી થયેલ હોય છે, તેવા સુવર્ણરૂપજ રહે છે, તેથીજ જેવું સુવર્ણ આપ્યું હતું, તેવુંજ સુવર્ણ કટકકુંડલાદિ રૂપમાં પણ રહે છે, તેની ખાત્રી કરવા માટે ( સોનાને કટકકુંડલાદિક કરવા માટે સુવર્ણ આપવામાં આવે છે ત્યારે ) તેમાંથી કટકી રાખવામાં આવે છે. કે જેને માછલો કહે છે. તે કટકાની સાથે કટકકુંડલાદિક મેળવી નિકષોપલ (કસ દઇ ખાત્રી કરવાનો પાષાણ) થી ખાત્રી કરી જેવા સુવર્ણમાંથી કટકકુંડલાદિક કરવામાં આવેલ છે. તેવાંજ સુવર્ણ રૂપ છે, એમ નિશ્ચય કરવામાં આવે છે. તાત્પર્ય એજ છે કે જેવા સુવર્ણમાંથી કટકકુંડલાદિક કરવામાં આવ્યાં હોય છે, તેવું સુવર્ણ જ કટકકુંડલાદિરૂપે પણ અનુભવમાં આવે છે, સુવર્ણપણું મટતું નથી. તેમ બ્રહ્મ જગદ્રૂપે પ્રાદુર્ભૂત થયા છતાં પણ તેનું બ્રહ્મપણું મટતું નથી. એમ " यथा सौम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यात् ( સૌમ્ય ! જેમ એક સુવર્ણની લગડી (જોવાથી) સર્વ સુવર્ણના પદાર્થો સુવર્ણ જ છે અને તે સત્ય છે, એમ સમજવામાં આવે છે ) એવો આગળ સંબંધ છે, ઇત્યાદિક શ્રુતિઓ જગતનું બ્રહ્મપણું સ્પષ્ટ પ્રતિપાદન કરે છે, તેથી જેમ લગડીરૂપ સુવર્ણ અને કટકકુંડલાદિરૂપ એમ ભિન્નપણાથી વ્યવહારમાં આવતાં છતાં પણ બે સુવર્ણ થતાં નથી. તેમ, સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ અને જગદ્રૂપબ્રહ્મ એમ બે રૂપથી બ્રહ્મ વ્યવહારમાં આવતાં છતાં પણ દ્વૈત થતું નથી. વલી "બ્રહ્મને અવિકૃત પરિણામિ માનવું એ યુક્તિબાધિત છે" એમ કહે છે તો તે યુક્તિબાધિત નથી, જેમ દૂધમાંથી દહીં થાય છે, તે પાછું દહીં-

રૂપ થતું નથી. અને સુવર્ણમાંથી કટકકુંડલાદિક થાય છે, તે પાછાં સુવર્ણરૂપ થાય છે. એમ બે પ્રકારે પ્રકૃતિનો અન્યથા ભાવ સર્વના અનુભવમાં આવે છે, તે બે પ્રકારનું (વિકૃત તથા અવિકૃત ) પરિણામ માનવામાં આવે નહિ તો ઘટે નહિ. માટે **सर्वतो बलवती ह्यन्यथानुपपत्तिः** ( જે માનવા શિવાય બે બાબત અનુભવમાં આવતી હોય તે સંભવે નહિ તે અન્યથાનુપપત્તિ સર્વથી બલવાળી છે ) એ ન્યાય ઉભય પક્ષને માન્ય છે, તે ન્યાયથી વિકૃત અને અવિકૃત પરિણામ માનવા શિવાય દૂધનું દહીં અને સુવર્ણનું કટકકુંડલાદિ જો બન્ને સ્થલમાં પ્રકૃતિના અન્યથા ભાવની સુવ્યવસ્થા થઇ શકે તેમ નથી. માટે વિકૃત અને અવિકૃત એમ બે પરિણામ સાંખ્યશાસ્ત્રકારાદિકે પણ માનેલ છે તેથી બ્રહ્મને અવિકૃત પરિણામિ માનવું તે યુક્તિ બાધિત નથી પણ યુક્તિસહ છે માટે વિવર્તોપપાદન માનવું એ શ્રુતિ તથા યુક્તિ વિરૂદ્ધ છે. એ ઉપર દર્શાવેલ છે, તેમ શ્રુતિ ભગવતી, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા કે વ્યાસસૂત્રમાં કયાંય વિવર્તોપપાદન બ્રહ્મને દર્શાવેલુંજ નથી પણ " **तदात्मानं स्वयमकुरुत** " "**सहैतावानास**" " **अहं सर्वस्य प्रभवः** " " **आत्म कृते : परिणामात्** "

ઇત્યાદિક શ્રુતિ, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને વ્યાસસૂત્ર અવિકૃત પરિણામનોજ ઉદ્‌ઘોષ કરે છે, પ્રસ્થાનત્રયમાં જગત્‌ને માયિક કહ્યું નથી.

વલી મિ. શ્રોફ પોતાની અલૌકિક લીલાનો શુદ્ધાદ્વૈતી ઉપર આરોપ કરતાં જણાવે છે કે " વેદમાં ઇશ્વરને કોઇ સ્થલે સાકાર તો અન્ય સ્થલે નિરાકાર, કોઇ સ્થલે સાવયવ તો કોઇ સ્થલે નિરવયવ, કોઇ સ્થલે સગુણ તો કોઇ સ્થલે નિર્ગુણ કહ્યો છે. એમ કહી વ્યાસ ભગવાન્‌ને પણ શાંકર સિદ્ધાન્તને મળતા માની શ્રુતિ પ્રતિપાદિત ધર્મોનો બ્રહ્મમાં આરોપ માનવાનું ઠોકી પાડયું છે, પણ તે કેવલ પ્રતારણા માત્રજ છે. જુદા જુદા સ્થલ ભેદથી સધર્મક અને નિધર્મક કહેલ નથી. પણ એકજ શ્રુતિમાં સધર્મક

તથા નિર્ધર્મક બન્ને કહેલ છે. જેમ કે " तदेजाति तन्नैजाति " ( કંપિતછે અને તે કંપિત નથી ) "अपाणि पादोजवनोगृहीता" (હાથ પગ વગરનો છે, અને વેગવાળો તથા ગ્રહણ કરનાર છે.) " तद्दूरे तद्वन्तिके " (તે દૂર છે તેમજ પાસે છે)"अस्थूलमनणु" ( સ્થૂલ નથી અને સૂક્ષ્મ નથી ) ઇત્યાદિક કહીને " एतस्यैवाक्षरस्य प्रशासनेगार्गि । द्यावाभूमी विधृतेतिष्ठतः " ( ગાર્ગિ! એ અક્ષર બ્રહ્મના હુકમમાં દ્યાવાપૃથીવી ધારણ કરાઈ રહેલ છે ] ઇત્યાદિક શ્રુતિઓમાં ધર્મનો નિષેધ કરી પાછો ધર્મનો સદ્ભાવ કહેલો છે. તેની વ્યવસ્થા વ્યાસ ભગવાને " प्रकृतैतावत्त्वंहि प्रतिषेधति ततोब्रवीति च भूयः " [ચાલતા પ્રસંગથી જગત્‌ના ધર્મોનો નિષેધ કરી ત્યારપછી ફરીને બ્રહ્મમાં ધર્મો છે એમ કહે છે, અર્થાત્ પ્રાકૃત ધર્મોનોજ નિષેધ કરે છે. અપ્રાકૃત ધર્મોની વિદ્યમાનતા કહે છે] " उभयव्यपदेशात्त्वहिकुंडलवत् " [ સર્પ જેમ સરલાકાર હોય છે તેજ કુંડલાકાર થાય છે, તેમ બ્રહ્મ નિર્ધર્મક છે, તેજ સધર્મક છે એ રીતે સધર્મક તથા નિધર્મક બન્નેનો વ્યપદેશ બ્રહ્મમાં અહિ કુંડલની માફક જ છે] એટલે સર્પ જેમ સરલાકાર તથા કુંડલાકાર થાય છે. તેમાં સર્પમાં વિકાર થતો નથી તેમ બ્રહ્મ નિર્ધર્મક હોય તે સધર્મક થવામાં બ્રહ્મમાં વિકાર થતો નથી તેમ " प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् " [ બ્રહ્મ તેજોરૂપ હોવાથી પ્રકાશના આશ્રયવાળા સુર્યાદિકની માફક ધર્મ તથા ધર્મિમાં ભેદ નથી. ] એટલે સુર્ય તથા સુર્યનો પ્રકાશ જુદો દેખાય છે, પણ સુર્ય ન હોય તો સુર્યનો પ્રકાશ પણ જોવામાં આવતો નથી. તેથી સુર્ય તથા સુર્યનો પ્રકાશ ભિન્ન નથી, તેમ બ્રહ્મ તથા તેના ધર્મો ભિન્ન નથી, ઈત્યાદિક સૂત્રોથી વ્યાસભગવાને બ્રહ્મ અને બ્રહ્મના ધર્મો એકજ છે. પણ જુદા નથી. એમ ઘણાં સૂત્રોથી સિદ્ધ કરેલ છે. તે પ્રમાણે શ્રીમાન્ શંકરાચાર્યે ક્યાં માનેલું છે? માટે આ બાબતમાં તો શ્રીમાન્ શંકરાચાર્ય વ્યાસભગવાનના અભિપ્રાયથી જુદાજ જાય છે. તેથી શુદ્ધાદ્વૈતવાળાઓ તો શ્રુતિ

તથા વ્યાસસૂત્રોને અનુસારેજ માનનારા હોવાથી શ્રીમાન્ શંક-શચાર્યે શ્રુતિ તથા સૂત્રોને અનુસારે વ્યવસ્થા નહિ કરતાં પોતાના મનમાનતી વ્યવસ્થા કરી છે. તે શુદ્ધાદ્વૈતીઓને રૂચે નહિ. તે વાસ્તવિકજ છે. વળી તેઓ લખે છે કે "ખરા તત્ત્વવેત્તાઓ પણ કબુલ કરે છે કે શંકરે માયાવાદ વેદ ઉપનિષદ્માંથી જ કહાડેલો છે" કોણ તત્ત્વવેત્તા કબુલ કરે છે ? મી. ગ્રાફ કે બીજો કોય ? ઉત્તમતત્ત્વવેત્તા યુરોપીયન ડા. થીબોતો ચોખ્ખુ લખે છે કે એ શંકરાચાર્યનો યત્ન બનાવટી છે, એ સબન્ધી તેમનો વિચાર પ્રસ્તુત વ્યાખ્યાનના ઉપલોકનમાંજ અક્ષરશઃ પહેલાંજ બતાવવામાં આવ્યો છે.

હવે વિચારવું જોઇએ કે ડા. થીબો જેવો બીજો કયો તત્ત્વવેત્તા તટસ્થ વિદ્વાન્ છે ? વલી ત્યાર પછી પોતાના ઘરના ગીત ગાઇને તેઓ લખે છે કે "વિરૂદ્ધસર્વધર્માશ્રયીનો મુખ્ય સિદ્ધાન્ત કે જેને તેઓ પોતાના મતના એક ભૂષણ રૂપ માને છે" એવો ઉપહાસ કરી આગળ ચાલતાં લૌકિક વૈદિક દૃષ્ટાન્ત મળતાં નથી એવું દર્શાવે છે. પણ તેઓ વિદ્વાન્ છતાં વિચાર કરતા નથી કે "द्वादशाहवदुभयविधं बादरायणः" એ સૂત્રમાં બન્ને ધર્મોનું પ્રતિપાદન કરી વેદમાં બન્ને ધર્મો લખ્યા છે, તો તેની વ્યવસ્થા ઉપર દર્શાવેલાં સૂત્રોથી સારી રીતે કરી છે. કાંઈ તેઓએ ઘરની યુક્તિથી જેમ વિવર્તોપપાદન માનેલું છે, તેમ શુદ્ધાદ્વૈતીઓએ કાંઈ ઘરની વ્યવસ્થા માની નથી. તેમ લોકમાં પણ એક પુરૂષની સન્મુખ સ્ત્રી, પુત્રી, બહેન અને મા બેઠેલાં હોય તે દરેક તરફ પુરૂષના અંતઃકરણમાં પરસ્પર વિરૂદ્ધ ધર્મો હોય છે. તે વખતે પુરૂષ પણ પરસ્પર વિરૂદ્ધધર્મોના આશ્રયરૂપ આપણા જોવામાં આવે છે. પણ તે પુરૂષ પ્રાકૃત ધર્મોના આશ્રયરૂપ છે. અને બ્રહ્મ અપ્રાકૃત ધર્મોના આશ્રયરૂપ છે, બ્રહ્મની જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ વિવિધ અને સ્વાભાવિક છે તેમ "पराऽस्यशक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च"

( આ બ્રહ્મની સ્વાભાવિકી ( સહજ ) પર ( ઉત્કૃષ્ટ ) જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ છે, ) એવી રીતે બ્રહ્મની સ્વાભાવિકી શક્તિ કહી છે. તેથી જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ બ્રહ્મમાં આરોપિત છે. એમ કહેવું એ શ્રુતિવિરૂદ્ધ કલ્પના છે. તેમણે " एकस्मिन्नसंभवात् " એવું સૂત્ર લખેલું છે, પણ " नैकस्मिन्नसंभवात् " એવું સૂત્ર છે. તે વિવસન [ દિગંબર ] સિદ્ધાન્તમાં સ્યાદ્‌વાદથી સાત વિ· ભક્તિઓ એકમાં ઘટાવે છે. તેના ખંડન માટે છે, સર્વવિરૂદ્ધ ધર્માશ્રય બ્રહ્મ નથી એવું તે સૂત્રમાં નથી, વલી તેઓ " आत्मा वाऽरेद्दष्टव्यः श्रोतव्योमन्तव्यो निदिध्यासितव्यः " એ ચાર પદોને લઈ ચાર અધ્યાયનું બ્રહ્મમીમાંસા શાસ્ત્ર રચ્યું છે " એમ લખે છે.

તે પણ વિચારણીય છે. કારણ કે ચારે વાકયોને ચારે અધ્યાયની સાથે મેળવી પ્રથમાધ્યાયમાં "द्दष्टव्यनो" વિષય, દ્વિતીયાધ્યાયમાં "श्रोतव्य"નો વિષય, તૃતીયાધ્યાયમાં "मतव्य"નો વિષય અને ચતુર્થા· ધ્યાયમાં निदिध्यासितव्य "નો વિષય વ્યાસસૂત્રોથી સિદ્ધ કરીને લખે ત્યારેજ તેઓનું લખવું યોગ્ય કહેવાય, તે શિવાય તો સ્વકપોલ કલ્પિત કહેવાય, તેથી તે વિશે કાંઈ વિવેચન કરવાનું રહેતું નથી ત્યારપછી બ્રહ્મસૂત્રના ચાર અધ્યાયનું વિવેચન કરતાં પ્રથમાધ્યા· યમાં વેદાન્ત વચનોનું ષડ્‌લિંગથી અદ્વૈતબ્રહ્મમાં તાત્પર્યનો નિર્ણય કરી સ્વપક્ષની સ્થાપના કરવામાં આવી. " એમ લખે છે તે વિષે લખવાનું કે પ્રથમના " अथातोब्रह्मजिज्ञासा " એ પ્રતિજ્ઞાસૂત્રમાં નિર્ગુણ બ્રહ્મની જીજ્ઞાસાનું નિરૂપણ કરી તે બ્રહ્મનું લક્ષણ કરતાં " जन्माद्यस्ययतः शास्त्रयोनित्वात् " એ સૂત્ર ભગવાન્ વેદવ્યાસે યોજેલું છે, તેનું ભાષ્ય કરતાં સૂત્રના કડકા કરી "जन्माद्यस्ययतः" એટલુંજ સૂત્ર માની તેમાં સાધ્ય સિદ્ધ થાય છે. અને હેતુ સિદ્ધ થતો નથી એ हेतुमद्भिः" એમ ગીતાજીમાં લખ્યું છે, તો તે ઉપર દૃષ્ટિ નાંહ રાખી તે સૂત્ર .માયિકબ્રહ્મ (ઇશ્વર)પર લગાવેલું છે, હવે વાચકવર્ગ વિચાર કરશે કે પ્રતિ· જ્ઞા તો નિર્ગુણબ્રહ્મને જાણવાની કરી અને તે બ્રહ્મનું લક્ષણ કહેવું

જોઈએ ત્યારે બ્રહ્મનું જ્ઞાન થાય. તે માટે ભગવાન્ વેદવ્યાસે સૂત્ર યોજ્યું, તે સૂત્રમાં કહેલ લક્ષણ નિર્ગુણ બ્રહ્મનું નહિ, પણ સગુણ ઈશ્વરનું લક્ષણ છે એમ ઠરાવવું એ કેટલું વિરૂદ્ધ છે. બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકે તેમ નહિ હોવાથી બ્રહ્મથી થયેલ આ પરિદૃશ્યમાન જગત્‌રૂપ કાર્યથી બ્રહ્મને જાણવા માટે વ્યાસજીએ બ્રહ્મનું કાર્ય લક્ષણ કહ્યું, તે લક્ષણ તો બ્રહ્મનું નથી પણ બીજા ઈશ્વરનું છે, એમ કહી વ્યાસજીની નિર્ગુણ બ્રહ્મ જાણવાની પ્રતિજ્ઞાની હાનિ થાય છે તે વિચાર પણ બાજુપર મૂકી તે લક્ષણ માયિક ઈશ્વરનું છે. એમ ઠોકી પાડયું છે. તેમાં વ્યાસજીના ઉપર " ઉન્મત્ત પ્રલાપિત્વ "નો આરોપ આવે છે, એ પણ વિચાર કર્યો નથી. એવી રીતે ભાષ્યમાં અર્થ કરી પોતાનો અભીષ્ટ સિદ્ધાન્ત સિદ્ધ કર્યો છે. એ સ્થાલીપુલાકન્યાયથી બતાવવામાં આવે છે. બીજા અધ્યાયમાં બ્રહ્મથી જગત્ અનન્ય (જુદું નથી) એમ કહ્યું છે, ત્યાં "अनन्य" એટલે મિથ્યા તથા તે વગર અભાવ એવો અર્થ કરેલ છે. ત્રીજા અધ્યાયમાં ગુણોપસંહાર કરી સર્વ ઉપનિષદોમાં બ્રહ્મનુંજ પ્રતિપાદન છે. એમ વ્યાસજી કહે છે ત્યાં બ્રહ્મનું નહિ પણ માયિક ઈશ્વરનું પ્રતિપાદન છે, એમ અર્થ કરેલ છે. અને ચોથા અધ્યાયમાં મોક્ષનું પ્રતિપાદન છે. ત્યાં સુષુપ્તિની શ્રુતિઓનો અર્થ મોક્ષ સમજી તે શ્રુતિઓની વ્યવસ્થા મોક્ષમાં લગાડી છે, એવી રીતે શ્રુતિઓ તથા વ્યાસસૂત્રોના અર્થ કરી ખરા અર્થનો વિપ્લવ કરેલ છે, તે આગળ તે તે સૂત્રો તથા તેના વિષયવાકયો બતાવી વાચકવર્ગની સમક્ષ મૂકવામાં આવશે. તે પરથી વાચકવર્ગને પણ વધારે ખાત્રી થશે. વલી " વેદમાં સ્થલે સ્થલે અસંબદ્ધ વાકયો પણ છે " એમ લખે છે, અને વેદ ભગવાન્ પણ અસંબદ્ધ બોલનારો છે. તેની વ્યવસ્થા શ્રીમાન્ શંકરાચાર્યે કર્યાનું લખ્યું છે. એ પણ એક તાજુબી ભરેલી વાત છે, વેદને અસંબદ્ધ વાકય કહેનાર આધુનિક માણસ કે મહાત્મા કહેવાતા હોય તો તેની વ્યવસ્થા

કરે એ પણ વેદ કરતાં પણ તેમને મહાન મનાવવાનો મિથ્યા પ્રયત્ન છે. પરંતુ વેદની માફક તેમના વાકયોને બીજા પ્રમાણરૂપ માને નહિ ત્યાં શું કરવું ? વેદમાં અસંબદ્ધ વાકયો છેજ નહિ છતા અસંબદ્ધ લાગે છે, તે વાંચનારની બુદ્ધિનો દોષ છે. જેમ શંખ પીળો હોયજ નહિ છતાં પીળો દેખે, તે જોનારની દૃષ્ટિનો દોષજ સમજવો જોઇએ, તેમ વેદમાં જેને અસંબદ્ધ વાકયો જણાય છે તેની બુદ્ધિનોજ દોષ છે. એમ સમજવું.

વળી તેઓ લખે છે કે " શુદ્ધાદ્વૈતી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ઉપનિષદ્ કે ગીતાપર ભાષ્ય રચ્યું નથી, બ્રહ્મસૂત્રપર તેમણે એક અણુભાષ્ય નામે લેખ લખ્યો છે, અને તે પણ અઢી અધ્યાય સુધીજ કારણ બાકીનો ભાગ તેમના શ્રીમદ્ વિઠ્ઠલ દીક્ષિતનો છે, ભાષ્યમાં ભાષ્ય ભાગવતપર સુબોધિનીજી " એમ લખે છે તેના જવાબમાં લખવાનું કે આ સંપ્રદાયમાં આચાર્યશ્રીમદ્વલ્લભાચાર્યજી તથા શ્રીમદ્ વિઠ્ઠલદીક્ષિત એ બન્નેને માનવામાં આવે છે તેમ શ્રીમદ્ભાગવતપર શ્રીસુબોધિનીજી કરેલ છે, તેમાં તમામ ઉપનિષદ્ની શ્રુતિઓના તથા શ્રીગીતાજીના અર્થો આવી જાય છે શ્રુતિ, શ્રીગીતાજી અને વ્યાસસૂત્રોનો સમન્વય શ્રીમદ્ભાગવતમાં સ્થળે સ્થળે કરવામાં આવ્યો છે. એ ત્રણેનું ભાષ્યજ છે એમ સમજવું તે વૃંદાવનમાં સાતટીકા સાથે પ્રસિદ્ધ થયેલ છે, જે વાંચવાથી તટસ્થ વિદ્વાનને ખાત્રી થશે કે શ્રુતિ ગીતાજી કે વ્યાસસૂત્રોમાં કાંઈપણ સંદેહ રહે નહિ, તેવી સુવ્યવસ્થા કરવામાં આવી છે. અને મિ. શ્રોફ અણુભાષ્ય નામે લેખ લખ્યો છે, એમ લખી તેને નિઃસાર ગણતા હશે. પણ ભગવાન્ વેદવ્યાસજીએ બ્રહ્મમીમાંસા શામાટે રચી ? એ અભિપ્રાય શ્રીમાન્ શંકરાચાર્યે કે બીજાઓએ દર્શાવ્યો નથી. તે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ યુક્તિ પુર્વક બતાવેલ છે. જે ઉપરથી વ્યાસજીનો અભિપ્રાય તેઓજ સમજ્યા છે. એમ સાધારણ માણસ પણ સમજી શકશે તે છતાં મિ. શ્રોફ નિઃસાર માનતા હોય તો પ્રથમના ત્રણ સૂત્રોનુંજ

ભાષાન્તર કરી પ્રસિદ્ધમાં લાવશે એટલે તેઓ અણુભાષ્યના અર્થને સમજ્યા છે કે નહિ, તેની ખાત્રી અમો વાચકવર્ગને કરાવી આપીશું, તે પછી અણુભાષ્યને [સાધારણ) લેખ કહે તો તેની વાત કોઇ પણ લક્ષમાં લે બાકી કોર્ટમાં પણ વાદી અને પ્રતિવાદી બન્ને પોતાના હિતના પુરાવા રજુ કરે, તેમાં સાચો હોય તે ટુંકમાં પોતાની હકીકત કહી દેછે અને જે ખોટો હોય તેને બનાવટી પુરાવા આપવા હોય તેથી દલીલ બહુ કરવી પડે છે, માટે ટુંકમાં કે લંબાણમાં પુરાવા રજુ કરવાથી જજ્જ મોહિત થઇ તેના લાભમાં ઉતરે નહિ, જેની ખરી દલીલ હોય તેના તરફજ જજ્જનું વલણ થાય છે, માટે નહાનું હોય કે મહોટું હોય તેનાપર જોવાનું નથી. સૂત્રોના ખરા અર્થો કોણે કર્યા છે? તેજ જોવાનું છે. તે મિ. ઓફ પક્ષપાતના ચસ્મા ઉતારી ડો. થીબોની માફક તટસ્થ દૃષ્ટિથી જોશે તો તેઓની દૃષ્ટિમાં પણ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ કરેલી વ્યવસ્થા યોગ્ય જ લાગશે. શ્રીમાન્ શંકરાચાર્યજી કાંઇ આધુનિકની માફક દુરાગ્રહી નહિ હતા, મુખ્ય "इज्य" વિષ્ણુ છે એમ તેઓ જાણતા હતા, તેથીજ વિષ્ણુસહસ્રનામ ઉપર ભાષ્ય રચ્યું છે. પણ શિવસહસ્રનામપર રચ્યું નથી તો તેજ બતાવી આપે છે કે શ્રીમાન્ શંકરાચાર્ય શ્રીવિષ્ણુનેજ ઇજ્ય માને છે, શ્રુતિપ્રવિષ્ટ ચોર શંકર છે ઇત્યાદિક લખેલ નથી પણ અપસિદ્ધાન્તને માટે તેવા શબ્દો વાપરેલા છે, તે કોઇરીતે પણ યોગ્ય નથી, અને શાંકરભાષ્યના પક્ષપાતીને અણુભાષ્ય વિલક્ષણ જણાય તે પણ વાસ્તવિક છે.

"मायावादमसच्छास्त्रम्" એમ સપ્તશતીની ટીકામા પણ લખેલ છે, તો તે પ્રમાણે બીજા પણ લખે, તેમાં તેઓનાપર દોષનો આરોપ મૂકવો એ વ્યાજબી નથી.

વળી મુખ્ય તકરારની બાબત "तदनन्यत्वमारंभणशब्दादिभ्यः" એ સૂત્ર બતાવી તેનો અર્થ કરતાં "तत्" શબ્દથી બ્રહ્મનું

ગ્રહણ કરવું જોઈએ, એ સ્પષ્ટ છે તેને બદલે કાર્યરૂપ જગતનું ગ્રહણ કરે છે, જુઓ લોકમાં પણ બે માણસની એકતા કહેવી હોય કે સુવર્ણની લગડીમાંથી કટકકુંડલાદિક થયાં હોય તે બન્નેની એકતા કહેવી હોય ત્યારે તેનાથી આનું જુદાપણું નથી એમ કહેવામાં આવે છે, ત્યાંપણ જે માણસ કે લગડી પરોક્ષ હોય છે તેને માટે तत् શબ્દ વપરાય છે, તેમ બ્રહ્મ પરોક્ષ છે, તેનાથી જગત્‌ની અનન્યતા કહેવી છે, તેટલા માટે વ્યાસભગવાને સૂત્રમાં "तत् " શબ્દ લખી બ્રહ્મથી જગત્‌નું અનન્યપણું છે એમ બોધ કરવા માટેજ "तदनन्यत्वम्" એમ કહ્યું છે, અને તેના વિષયવાક્યમાં પણ "यथासौम्यैकेनमृत्पिण्डेन" "यथा सौम्यैकेन लोहमणिना" ઈત્યાદિક શ્રુતિઓ "आरंभणशब्दादिभ्यः" એમ કહીને બતાવેલ છે. ત્યાં એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞાના દૃષ્ટાન્તમાં પણ માટી અને સુવર્ણ જે કારણ છે તે રૂપજ ઘટશરાવાદિક અને કટકકુંડલાદિક છે માટી જાણવાથી ઘટશરાવાદિક જણાય અને સુવર્ણ જાણવાથી કટકકુંડલાદિક જણાય એમ કહેલ છે. ત્યાં પણ કારણથી કાર્યની અનન્યતા બતાવી છે, તેથી આંહી પણ કારણરૂપ બ્રહ્મથી કાર્યરૂપ જગતની અનન્યતા બતાવવા માટે વ્યાસજીએ "तदनन्यत्वम्" એમ કહેલ છે, માટે "तत्" શબ્દથી બ્રહ્મનોજ બોધ થાય છે, જગતનો નહિ. તે છતાં જગતનો અર્થ કરવો એ મનમાનતો અર્થ નહિ તો બીજું શું ? વળી તેમાં "तद्व्यतिरेकेण तदभावः" એ અર્થ એ અર્થ ક્યાંથી લાવ્યા ? બ્રહ્મથી જગતને જુદું માનીને સત્ય કોણ કહે છે ? બ્રહ્મજ જગદ્રૂપ થયેલ છે, એમ શ્રુતિ, સ્મૃતિ, વ્યાસસૂત્ર અને શ્રીમદ્‌ભાગવત કહે છે. જ્યારે માટીમાંથી ઘટશરાવાદિક થાય છે. તેથી ઘટશરાવાદિકનું કારણ માટી છે. અને સુવર્ણની લગડીમાંથી કટકકુંડલાદિક થાય છે, તેથી કટકકુંડલાદિકનું કારણ સુવર્ણ છે, એમ કહે છે. ત્યારે શ્રીમાન્‌શંકરાચાર્ય રજ્જુમાં સર્પની ભ્રાન્તિ થાય છે, ત્યાં રજ્જુ જેમ સર્પનું કારણ

છે, તેમ બ્રહ્મ જગતનું કારણુ છે, એમ કહે છે. સર્પનું કારણુ રજ્જુ છે કે રજ્જુનો આકાર છે ? જો રજ્જુનો આકાર સર્પ જેવો ન હોય તો સર્પનો ભ્રમ કદાપિ થાય નહિ. માટે રજ્જુનો આકારજ સર્પનો ભ્રમ થવામાં કારણુ છે, તેવી રીતનું જગતનું કારણુ બ્રહ્મ છે, એમ નહિ તો વેદમાં નહિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કે નહિ વ્યાસસૂત્રમાં કહેલું છે, છતાં પોતાની મનઃ કલ્પનાથી સર્પનું જેમ રજ્જુ કારણુ છે, તેમ જગતનું બ્રહ્મ કારણુ છે, એમ ઠરાવવા માટે શ્રુતિ, સ્મૃતિ અને સૂત્રોના અર્થોને તોડી મચરડીને ફેરવી નાંખવાસારૂજ વિસ્તાર કરેલો છે, "वाचारंभणं-विकारो नामधेयमृत्तिकेत्येवसत्यम् એ "तदनन्यत्व" નો અર્થ બતાવનાર શ્રુતિ વિષયવાકય છે, તેમાં કંબુગ્રીવાદિમાનાવકાર (મૃત્તિકાની અવસ્થાનો ઘટશરાવાદિભાવ થયો) અને ઘટશરાવાદિ નામધેય એ એવા પ્રકારની મૃત્તિકાજ છે, અને સત્ય છે, એમ કહેવામાં "वाचारंभणम्" એ વિકાર તથા નામધેયનું વિશેષણુ નપુંસક લિંગે હોવાથી "सत्यम्" એ શબ્દ પણુ શ્રુતિમાં નપુંસકલિંગે યોજેલો છે. જો શ્રુતિનો અભિપ્રાય "મૃત્તિકા તેજ સત્ય છે" એમ કહેવાતો હોત તો "मृत्तिकासत्या" એમજ કહેત, પણુ પ્રકારનેજ કહેનાર इत्येव અને વિકાર તથા નામધેય જે વાણીથી કહેવામાં આવે છે તે, એમ કહેનાર "वाचारंभणम्" એ વાકય નપુંસકલિંગે હોવાથી "सत्यम्" એ નપુંસકે કહેલ છે, તે કહેત નહિ, એ વાત તો બાજુપર રહી પણુ ઘટશરાવાદિકનું કારણુ મૃત્તિકાજ છે, એમ તેઓ પણુ સ્વીકારેજ છે. ત્યારે તેવી રીતનો કાર્યકારણુભાવ જગતબ્રહ્મમાં કેમ સ્વીકારતા નથી ? સર્પ રજ્જુ જેવો કાર્ય કારણુભાવ શા આધારે માને છે ? એ વિચારવાનું છે. વલી તેઓ મૃત્તિકા તથા ઘટનું દ્વૈત વ્યવહાર માટે માન્ય રાખી તે દાખલાથી વ્યવહારાર્થ બ્રહ્મ તથા જગતનું દ્વૈત સ્વીકારતા હોય અને ઘટશરાવાદિક તથા મૃત્તિકાના કાર્યકારણુ ભાવનીરીતનો જગત્ તથા બ્રહ્મનો કાર્યકારણુભાવ માનતા

હોય તો પછી તે દ્વૈત કહેવાય કે નહિ? એટલોજ વિચાર કરવો રહે. પરંતુ દાખલો તો ઘટશરાવાદિક તથા મૃત્તિકાનો (શ્રુતિમાં આપેલો હોવાથી આપ્યા વગર ચાલે નહિ તે) આપે છે અને જગત્ તથા બ્રહ્મનો કાર્યકારણભાવ. સર્પ તથા રજ્જુ રીતનો માને છે, એ માન્યતા ( શ્રુતિ તથા યુક્તિ વિરૂદ્ધ ) વિચિત્ર નહિ તો શું !

વલી મિ. શ્રોફ એવો સવાલ ઉઠાવે છે "તેઓ ઘટપટાદિકને બ્રહ્મપદથી શામાટે નથી વ્યવહરતા" વાહવાહ પોતેજ ઘટશરાવાદિકને મૃત્તિકાપદથી નહિ વ્યવહરવાનું સમર્થન કરી શુદ્ધાદ્વૈત ઉપર ઘટપટાદિકને બ્રહ્મપદથી કેમ નથી વ્યવહરતા ? એવો પ્રશ્ન કરે છે, એ પણ એક આશ્ચર્ય છે, પણ આંહી એટલુંજ સમજ્યા હોત કે ઘટ અને પટ જડ છે છતાં " **ઘટોભવતિ** " (ઘટ થાય છે અથવા છે) અને **પટોભવતિ** (પટ થાય છે અથવા છે) એમ કર્ત્તા ઘટ અને પટ કહેવાય છે, વ્યાકરણના નિયમ પ્રમાણે સ્વતંત્ર હોય તેજ કર્તા કહેવાય છે, એ નિયમને અનુસારે ઘટ તથા પટ જડ હોવા છતાં સ્વતંત્રપણે કર્તૃભાવથી યોજવામાં આવે છે, તે તેના બ્રહ્મપણાથીજ યોજવામાં આવે છે. તાત્પર્ય એ છે કે જલાહરણકાર્ય માટે ઘટરૂપ બ્રહ્મનો આવિર્ભાવ છે. અને આવરણકાર્યને માટે પટરૂપ બ્રહ્મનો આવિર્ભાવ છે, એમ તે તે કાર્ય માટે તે તે રૂપ બ્રહ્મનો આવિર્ભાવ હોવાથી તે તે નામથી વ્યવહારમાં આવતું બ્રહ્મ તે તે કાર્યમાં ઉપયુક્ત થાય છે. એજ વિચિત્ર રૂપના પ્રાદુર્ભાવથી ક્રીડા કરે છે એજ રમણેચ્છાવિષયક શ્રુત્યાભિપ્રાયનું સ્વારસ્ય છે. "બ્રહ્મને એકલું ગમતું નથી" એમ નહિ પણ કયારેક (પ્રલયકાલમાં) બ્રહ્મ આત્મરમણ કરે છે, અને કયારેક [સૃષ્ટિકાલમાં] બાહ્યરમણ કરે છે, સર્વ શક્તિમાન સ્વતંત્રેચ્છ બ્રહ્મની ઈચ્છા, પર્યનુયોગ કરવા યોગ્ય નથી.

વલી જાદુગરની માફક જુઠાણાનું ડિંડિમ વગાડી એમ

કહે છે કે "શ્રીમદ્‌વલ્લભાચાર્યે પરિભાષા જ માત્ર બદલી છે, વસ્તુસ્થિતિ એકની એક હોવા છતાં સંપ્રદાયના લોભમાં પડી આ પ્રમાણે કપોલકલ્પિત વ્યવસ્થા વૈદિક સિદ્ધાન્તને નામે ચલાવી છે." આ તેમનું લખવું કેવલ ઇર્ષ્યાપ્રયુક્તજ છે, કપોલકલ્પિત (વેદાદિ વિરૂદ્ધ) કલ્પના શ્રીમાન્ શંકરાચાર્યના સિત્તાન્તમાં છે કે શ્રીમાન્ વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તમાં છે? તે ઉપર દર્શાવી આપેલ છે, તે પરથી વાચકવર્ગ નિષ્પક્ષપાત દૃષ્ટિથી વાંચી સમજી ગયા હશે કે શ્રીમાન્ વલ્લભાચાર્યજીએ તો શ્રુતિ, સ્મૃતિ, વ્યાસસૂત્ર અને શ્રીમદ્‌ભાગવત એ પ્રસ્થાનચતુષ્ટયની એકવાક્યતાથી જે સિદ્ધ થયેલ છે તેજ સ્વીકારેલ છે, પણ શાંકરસિદ્ધાન્તાનુયાયીની માફક પોતાના ઘરનું બીલકુલ ઘાલ્યું નથી.

વલી તે લખે છે કે "સર્વભવનસમર્થ માયાશક્તિ તો એમને કલ્પવી પડે છે, તો પછી શુદ્ધઅદ્વૈત ક્યાં રહ્યું," તો તેના જવાબમાં લખવાનું કે સર્વભવનસમર્થ માયાશક્તિ નહિ પણ પરબ્રહ્મનુ સર્વભવનસામર્થ્ય (शिवःशक्त्या युक्तो यदि भवति એ શ્લોકમાં શ્રીમાન્ શંકરાચાર્યજીએ સૂચવેલ સામર્થ્ય) સ્વીકારેલ છે. જુદી માયાશક્તિ સ્વીકારેલ નથી. માટે શુદ્ધઅદ્વૈતમાં હાનિ આવતી નથી, પણ તેઓ માયાશક્તિ, ઈશ્વર, જીવ, શુદ્ધ ચૈતન્ય, જીવઈશ્વરનો વિભાગ, અવિદ્યા અને અવિદ્યાએ કરેલો બંધ એઓને અનાદિ માને છે, શિવજીને પણ માયાશક્તિનો આશ્રય કરવો પડે છે, એમ માને છે, તેથી તેમના સિદ્ધાન્તમાં અદ્વૈત કોઈ રીતે પણ ત્રૈકાલિક સિદ્ધ થતું નથી.

વલી મિ. શ્રોફ જણાવે છે કે "આંહી વલી કેટલાક એવો આક્ષેપ કરે છે કે તમે અદ્વૈતમાં દ્વૈત માનોછો, પણ તેઓ જાણુતા નથી કે અદ્વૈતવાદીઓને ત્યાં ઉભયમાં એકજ સત્તા છે, જયાં બે સત્તા પરમાર્થતઃ હોય, ત્યાં દ્વૈતાપત્તિ આવે, શુદ્ધાદ્વૈતીઓ વસ્તુતઃ જગત્‌ને પણ બ્રહ્મની સમાનસત્તાક માને છે, જેથી બે સત્ય થયાં તેથી ખરી રીતે તેઓનું જ દ્વૈત થાય છે. અને

તેમનું શુદ્ધઅદ્વૈત અશુદ્ધ બની નાશ પામે છે" આ લેખ તો "અમારી મેડીએ દીવા બળે અને વહેવાઇની મેડીએ અંધારા" એવી રીતનાં સ્ત્રીઓના ગીતનું અનુકરણ કરે છે, તેઓ છને અનાદિ માની પાંચને સાંત અને એકને અનંત માને છે, તેમાં જે પાંચને સાંત માને છે, તેમાં પણ જો બ્રહ્મની સત્તા હોય તો પછી તેનો નાશ સંભવેજ નહિ. અને જો નાશ માને તો બ્રહ્મની સત્તાજ સંભવે નહિ, માટે જેનો નાશ માને તે બ્રહ્મની સત્તાથી ભિન્નસત્તાક અનાદિ બલાત્કારથી સિદ્ધ થાય છે, માટે એક બ્રહ્મ અને બીજાં બ્રહ્મથી ભિન્નસત્તાક અનાદિ પાંચ થયાં, ત્યાં એકજ સત્તા ક્યાં રહી? તેમ અનાદિ હોય અને ભાવપદાર્થ હોય તે અનંતજ હોય, એવી વ્યાપ્તિ બ્રહ્મના દૃષ્ટાન્તથી અબાધ્ય છે. છતાં તે વ્યાપ્તિનો વિરોધ સ્વીકારી પાંચ વસ્તુને ભાવરૂપ માની ભાવપદાર્થનું દૃષ્ટાન્ત અનાદિ હોય તે અનંત હોય, એવું નહિ મલવાથી પ્રાગભાવરૂપ અભાવનું દૃષ્ટાન્ત આપી પોતાનો કક્કો ખરો કરવા માગે છે એ કેટલું વિરૂદ્ધ છે? ભાવપદાર્થની વ્યાપ્તિમાં ભાવપદાર્થનુંજ દૃષ્ટાન્ત આપવું જોઇએ, ત્યારેજ પાંચ પદાર્થ અનાદિ છે અને સાંત છે, એમ બીજો માણસ ક્ષણભર સ્વીકારે, પણ અભાવરૂપ પ્રાગભાવનું દૃષ્ટાન્ત આપે તે તો સાક્ષરવર્ગને અયોગ્યજ જણાય, વલી પોતાના સિદ્ધાન્તમાં ત્રૈકાલિક અદ્વૈત સિદ્ધ થતું નથી, તેનો આરોપ શુદ્ધાદ્વૈતીઓ ઉપર મૂકવા જતાં વિચાર કરતા નથી કે છાંદોગ્ય ઉપનિષદ્ના છઠ્ઠા પ્રપાઠકના પ્રથમ ખંડના એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની પ્રતિજ્ઞા સિદ્ધ કરવાના દૃષ્ટાન્તમાં મૃત્તિકા અને તેના કાર્યો તથા સુવર્ણ અને તેના કાર્યો જુદાં નથી, પણ કારણનુંજ કાર્યરૂપ છે તેથી એક કારણ જાણવાથી સર્વ કાર્યો જણાય છે. તેમ એક બ્રહ્મ જાણવાથી તેના કાર્યરૂપ જગતના સર્વ પદાર્થો જણાય છે, એમ શ્રુતિમાં સ્પષ્ટ સિદ્ધ કરેલ છે, તે પ્રમાણે શુદ્ધાદ્વૈતીઓ કટકકુંડલાદિકને સુવર્ણરૂપની માફક જગતને બ્રહ્મરૂપ માને છે, તેમાં દ્વૈતનો લેશ

પણ આવતો નથી. કારણ કે શ્રુતિભગવતીએ પણ તેવી રીતનું શુદ્ધઅદ્વૈતજ પ્રતિપાદિત કરેલું છે. વલી આગળ ચાલતાં લખે છે કે "જ્ઞાનકાલમાં જયારે અધિષ્ઠાનનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે જગત્ જગદ્રૂપે ભાસતું નથી અને વ્યવહાર આભાસમાત્ર થઈ રહે છે તે એટલે સુધી કે પારમાર્થિક દશામાં શાસ્ત્ર (વેદાદિ) ગુરૂ અને જ્ઞાન કશાનું પણ પ્રયોજન રહેતું નથી. આ લેખમાં અધિષ્ઠાન અને અધિષ્ઠેય (જગત્) બન્ને જુદાં બતાવી બ્રહ્મનો સાક્ષાત્કાર અને જગત્નું આભાસમાત્રજ્ઞાન બતાવી તેવાઓને વેદાદિક, ગુરૂ અને જ્ઞાનનું પ્રયોજન નથી, એમ જણાવે છે. આંહી એટલું સમજવાનું છે કે બ્રહ્મનો સાક્ષાત્કાર તે શું? ચાક્ષુષ, સ્પાર્શન કે માનસ? એમ ત્રણ પ્રકારના અનુભવમાંથી બ્રહ્મ રૂપરહિત હોવાથી ચાક્ષુષ અનુભવ થઈ શકે નહિ. નિરવયય હોવાથી સ્પાર્શન અનુભવ પણ થઈ શકે નહિ. એ પ્રત્યક્ષાનુભવમાં બે અનુભવ છે, તે તો થઈ શકે તેમ નથી, એટલે બીજા તો અર્થાત્ બાધિત થાય છે. હવે पारिशेष्यात् માનસ અનુભવ રહ્યો તે સધર્મકનો માનસ અનુભવ થાય, નિર્ધર્મકનો માનસ અનુભવ થાય નહિ, અને તેઓ બ્રહ્મને નિર્ધર્મક માને છે. તેનો સાક્ષાત્કાર કેવી રીતે થાય? તે દર્શાવવું જોઇએ. તેમ તેવા સાક્ષાત્કારવાલા જનક, શુકદેવજી, સનકાદિક અને શ્રીમાન્ શંકરાચાર્ય હતા કે નહિ? જો તેવા સાક્ષાત્કારવાળા તેઓ હતા એમ કહેતા હોય તો જનકરાજાએ રાજ્ય તથા યજ્ઞો કરેલ છે. શ્રીશુકદેવજીએ ઉંચા આસનપર બેસી રાજા પરીક્ષિતને શ્રીમદ્ભાગવત સંભળાવેલ છે. સનકાદિકે નારદાદિકને તથા પૃથુરાજાને બોધ કરેલ છે (ત્યાં જગતના સર્વપદાર્થોને બ્રહ્મ કહેલ છે) અને શ્રીમાન શંકરાચાર્યે દિગ્વિજય કર્યો, ત્યાં પાંજરામાં રહેલ મેના પોપટ સાથે શાસ્ત્રાર્થ કરવો પડે તે સારૂ અંતરીક્ષ માર્ગે જઈ મંડનમિશ્ર સાથે ગાળાગાળો કરી શાસ્ત્રાર્થ કરી તેની સ્ત્રી સાથે શાસ્ત્રાર્થ કરવામાં નિરૂત્તર થવાથી પરકાય પ્રવેશ કર્યો. એ સર્વકાર્યો સર્વેએ કર્યા, એ

તેઓની દ્રષ્ટિમાં જગત્ આભાસ માત્ર હોય તો શી રીતે થઇ શકે ? આભાસમાં વ્યવહાર ( જ્ઞાનીદશામાં ) થવો સંભવેજ નહિ શાસ્ત્ર, ગુરૂ કે જ્ઞાનનું પ્રયોજન ન હોય તો જ્ઞાનોપદેશ કે દિગ્વિજય પણ થઇ શકે નહિ, વલી તેજ પ્રસંગમાં અદ્વૈત દર્શનમાં મ્હોટામાં મ્હોટો સિદ્ધાન્ત દર્શાવતાં અજ્ઞાનદશામાં જગત્‌ની વિદ્યમાનતા દર્શાવી જ્ઞાનદશામાં તેની નિવૃત્તિ જણાવે છે. તો જ્ઞાનીની દૃષ્ટિમાં જગત્ નહિ હોવાનું સૂચિત થાય છે. તે પણ ઉપર દર્શાવેલી રીતે બાધિત થાય છે. વળી વ્યવહાર દશામાં બ્રહ્મરૂપ માનવાથી જગદાંધ્યનો પ્રસંગ તેમને આવે છે, તો કટકકુંડલાદિકને સુવર્ણરૂપ માનવામાં પણ તેમને તે પ્રસંગ આવી જશે. એટલા સારૂ કટકકુંડલાદિકને પણ સુવર્ણરૂપ નહિ માનતાં મૃત્તિકારૂપ તેઓ માનતા હશે કે શું ?

વલી તેઓ લખે છે કે "વલી સંસાર તો મિથ્યા પણ પ્રપંચ તો સત્ય એવી નવી પરિભાષા કલ્પવાનું ધાષ્ટર્ય દા જુદું જ. પણ પ્રતિનિવિષ્ટ જનના ચિત્તનું સમાધાન કોણ કરે ? " એવી રીતે ક્રોધના આવેશમાં આવી શુદ્ધાદ્વૈતિઓને ધૃષ્ટ અને મૂર્ખ કહી સંતોષ માને છે; પણ તે બન્ને બાબત અમારામાં આવે છે કે તેમનામાં આવે છે ? તે વાચક વર્ગ સમજી શકે તેમ છે. તેથી તે વિષે વિવેચન કરવાનું યોગ્ય નહિ ધારિ લખેલ નથી.

આગળ ચાલતાં "આજ કાલના વેદાન્ત શ્રવણના અધિકારીઓનું વિવેચન કરી છેવટે સન્યાસીઓજ ગુરૂ થઇ શકે એ ઉપર ભાર દેવામાં આવ્યો છે. " એ તેમની ભૂલ છે. ઉપનિષદ્‌માં ઉપદેશ આપનારા સર્વ ગૃહસ્થજ ગુરૂઓ હતા, એમ આપણા વાંચવામાં આવે છે. તેમ શાંકર સિદ્ધાન્તની ગુરૂ પરંપરા છે જે " **नारायणं पद्मभवं वासिष्टम्** " એમ દર્શાવી છે. તેમાં પણ બ્રહ્માજી, વશિષ્ટજી અને વ્યાસજી વિગેરેને ગુરૂ પરંપરામાં ગણેલ છે, તેઓ ક્યાં સન્યાસી હતા ? તેમ આ બાબત વડોદરામાં પ્રાતઃકાલ તથા મહાકાલના પ્રકટ કરનાર તરફથી મિ. દ્વી-

રલાલભાઇને જવાબ મલી સિદ્ધ થઇ ગયેલ છે કે ગૃહસ્થજ ગુરૂ થઇ શકે, સન્ન્યાસી ગુરૂ થઇ શકે નહિ. પુનઃપિષ્ટપેષણ કરવું તે ઉચિત નથી.

શિષ્યના અધિકાર વિષે વિવેચન કરતાં તેઓ જણાવે છે કે **શમદમાદિસાધનસંપત્તિયુક્ત** શિષ્યને અધિકારી જણાવેલ છે. તે તેમના સિદ્ધાન્ત પ્રમાણે યોગ્ય છે. પણ તેઓ પોતે તેવા અધિકારી છે કે નહિ ? તે તેઓએ પોતાની છાતી ઉપર હાથ મૂકીને વિચારવું જોઇએ અને વાચક વર્ગે તેમના લેખમાં આવેલા ધૃષ્ટતા અને વેદબાહ્ય વિગેરે પ્રત્યક્ષ શબ્દો અને પ્રતિનિવિષ્ટ જનના ચિત્તનું સમાધાન કોણ કરે ? એમ કહી સામાને મૂર્ખ સૂચવેલ છે. ઈત્યાદિક શબ્દોથી તેઓ શમદમાદિ યુક્ત છે કે નહિ ? તે સમજી લેવાનું છે. એટલે તેઓ શાંકરસિદ્ધાન્તના અધિકારી પોતાનાજ લેખ પ્રમાણે જો ન હોય તો પછી તેમના લેખપર શાંકરસિદ્ધાન્તીઓએ પણ તેવી રીતનોજ વિશ્વાસ રાખવો યોગ્ય છે.

શોપનહોર વિદ્વાનનો અભિપ્રાય લખતાં જણાવે છે કે "આ જગત્ જેવું દેખાય છે, તેના કરતાં જાુદુંજ છે, એમ જેમણે પોતાના જીવનમાં એકાદ ક્ષણે પણ જાણ્યું નથી, તેમણે મારો ગ્રન્થ વાંચવો નહિ " આ તેમનું લખાણ સમજવાનું છે, આ જગત્ જન્મ મરણાદિ વિકારવાળું દેખાવાથી મિથ્યા દેખાય છે, પણ મિથ્યા નથી બ્રહ્મનું કાર્ય હોઇને બ્રહ્મ રૂપજ છે એવો અભિપ્રાય હોવો જોઇએ, કારણ કે તે વિદ્વાને ઉપનિષદ્ તથા બ્રહ્મસૂત્રો પણ વાંચેલાં હોવાં જોઇએ એટલે તે તટસ્થ વિદ્વાનને ડા. થીબોની માફક શ્રુતિ અને સૂત્રોનો ખરો અભિપ્રાય સમજાયેલોજ હોવો જોઇએ. વલી તેઓ સુરેશ્વરાચાર્ય [એટલે પૂર્વાશ્રમના મંડનમિશ્ર કે જેમની ગાદીપર હાલ માધવતીર્થ આવેલા છે તે] નું કથન લખે છે કે "અશેષ ક્રિયાનો ત્યાગ કરનાર ( નહિ કે ઠેકાણે ઠેકાણે ઝઘડો ઉત્પન્ન કરનાર ) વૈરાગ્યવાન્

( નહિ કે આધુનિક માફક ધનનો સંચય કરનાર ] બ્રહ્મ વિચારમાં અધિકારી છે " એ કથન લખી તેનો અભિપ્રાય જણાવતી વખતે " વિધિપૂર્વક સન્યાસ ગ્રહણ કર્યો હોય તેજ સાક્ષાત્કારનો અધિકારી છે, " એમ દર્શાવી તેનું વિવેચન કરતાં મુખ્ય પક્ષમાં તો સન્યાસીજ વેદાન્ત શ્રવણનો અધિકારી છે, એમ લખે છે, ત્યારે પોતાને અધિકાર નથી એમ તો પોતેજ સિદ્ધ કરે છે, ત્યારે પોતે તે વિષયમાં ઉતરવાનો શ્રમ શા માટે લે છે? એ જાણવું જોઇએ. " ब्रह्मसंस्थोऽमृतत्वमेति " એ વાકયનો અર્થ દર્શાવતાં अमृतत्वकामब्रह्मसंस्थःस्यात् એમ લખે છે, તે અમૃતત્વની સાથે काम શબ્દ કયાંથી લાવ્યા? एति ક્રિયાપદને બદલે स्यात् ક્રિયાપદ કયાંથી શોધી કાઢયું? એ તો પોતાના ઘરનીજ બાબત ઉમેરેલી છે, એમજ સમજવું. તો શ્રુતિનો અર્થ તો એવી રીતે છે કે બ્રહ્મમાં સારીરીતે સ્થિતિવાળો અમૃતપણા રૂપ [ફલ] ને પ્રાપ્ત થાય છે, હવે અમૃતપણા રૂપ ફલ સર્વે ભિન્ન ભિન્ન સ્વીકારે છે. બ્રહ્મમાં સ્થિતિરૂપ સાધનમાં મતભેદ નથી પણ " ब्रह्मसंस्थ " પદનો અર્થ " બ્રહ્મમાં અનન્ય વ્યાપારતારૂપ સમાધાનતા થવી " એવી રીતનો મી. શ્રોફ કરે છે. તે સ્થલે બ્રહ્મમાં લયરૂપ મોક્ષને પ્રાપ્ત થયો હોય એવો અર્થ કરવો જોઈતો હતો, અનન્ય વ્યાપારતારૂપ સમાધાનતા થવામાં તો બ્રહ્મથી જુદી વ્યાપારતારૂપ સમાધાનતા નહિ, અર્થાત બ્રહ્મની સાથે વ્યાપારતારૂપ સમાધાનતા રહે છે, એવો અર્થ થાય છે. તેમાં બ્રહ્મનો વ્યાપાર સ્વીકારી તેની સાથે બ્રહ્મનિષ્ટનો વ્યાપાર પણ રહે છે, તે તેમના સિદ્ધાન્તથી વિપરીત જાય છે. કારણ કે તેમના સિદ્ધાન્તમાં બ્રહ્મ નિર્વ્યાપાર માનેલ છે. વળી બ્રહ્મમાં લીન થયેલો અધિકારી જીવન્મુક્તિનો લાભ લે છે, એમ તેઓ દર્શાવે છે, તો બ્રહ્મમાં લીન થયો એતો પરમ મુક્તિજ થઈ, પછી જીવન મુક્તિ શી? અને જો બ્રહ્મમાં લીન થયેલો જીવનમુક્ત કહેવાતો હોય તો પરમમુક્ત કયો કહેવાય? જો જીવન્મુક્ત પરમમુક્ત

બન્ને એકજ હોય તો जीवन् એ मुक्तनुं વિશેષણ કયા ધર્મની વ્યાવૃતિ કરે છે? ઇત્યાદિક અનેક વિકલ્પો થાય છે, વલી ત્યાર પછી વેદાન્ત શ્રવણનો અધિકાર બીજાને હોવાનું સ્વીકારી બ્રહ્મ- સાક્ષાત્કાર તો સન્યાસીનેજ થવાનું તેઓ જણાવે છે પણ શ્રીકૃષ્ણ ભગવાને તો अनाश्रितः कर्मफलं कार्यंकर्मकरोति यः ॥ स सन्न्यासी च योगी च न निरग्नि र्नचाक्रियः ॥ કર્મના ફલનો આશ્રય નહિ કરનાર કર્તવ્ય (અગ્નિહોત્રાદિક) કર્મ જે કરે છે તે સન્યાસી અને યોગી છે, અગ્નિને છોડી દેનાર કે ક્રિયા નહિ કરનાર સન્યાસી કે યોગી નથી ) એમ છઠ્ઠા અધ્યાયના પ્રારંભમા અને અઢારમા અધ્યાયમાં "काम्यानां कर्मणां न्यासंसन्न्यासंकवयोविदुः॥ सर्व कर्म फल त्यागं प्राहुस्त्यागं विचक्षणाः [ કવિઓ સકામ કર્મોના ત્યાગને સન્ન્યાસ કહે છે, અને વિચક્ષણ પુરૂષો તે કર્મના ફલનો ત્યાગ કરવો તેને ત્યાગ કહે છે ] એ પ્રમાણે સન્યાસ તથા ત્યાગનું સ્વરૂપ કહીને એવી રીતે કર્મના ફલનો ત્યાગ કરનારને [ મોક્ષ વિરોધ ] કર્મનું ફલ ભોગવવું પડતું નથી એમ કહેલ છે, તેથીજ બ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ અને જનકાદિકે પણ ગૃહસ્થાશ્રમમાં રહી કર્મ કર્યાનું શ્રુતિ કહે છે, તેઓને બ્રહ્મ સાક્ષાત્કાર નહિ હતો એમ તો કોઈનાથી પણ કહેવાશે નહિ "ब्रह्मसंस्थः" એ પદ ઉપરથીજ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર સન્યાસી એવો અર્થ કરવો એ આશ્ચર્યની વાત છે. શ્રીમાન્ શંકરાચાર્યે પણ ચતુર્થાશ્રમી એવો અર્થ તો કરેલ છે, પણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર એવો અર્થ તો ખાસ હીરાલાલભાઈના ઘરનોજ જણાય છે.

વલી આગળ ચાલતાં તેજ શ્રુતિ "त्रयो धर्मस्कंधयज्ञोऽध्ययनं दानमिति" એવી છે, તેનો અર્થ લખતાં યજ્ઞ, તપ અને બ્રહ્મચર્ય એમ લખે છે, શ્રુતિમાં યજ્ઞ, અધ્યયન, અને દાન એ ત્રણ ધર્મના સ્કંધ છે, એમ લખેલ છે. રા. હીરાલાલભાઈ યજ્ઞ, તપ અને બ્રહ્મચર્ય લખી ત્રણ આશ્રમીઓ ઠરાવે છે. એ અર્થ

કરવાની ચાતુરી બતાવે છે, અને તેજ શ્રુતિમાં છેવટે "**બ્રહ્મસંસ્થોઽમૃતત્વમેતિ**" એમ છે, ત્યાં બ્રહ્મસંસ્થ પદથી સન્યાસી ઠરાવે છે. એ અર્થ પણ સમજવા જેવો છે, એ વાચકવર્ગને તેમણે કરેલા અર્થની યોગ્યતા જણાવવા માટે દર્શાવ્યું છે.

ત્યાર પછી વલી તેઓ જણાવે છે કે "આ **વિધિર્વાધારણવત્** જે બ્રહ્મસૂત્રગત ત્રીજાઅધ્યાયના ચોથાપાદના સૂત્રનું વિધેયવાક્ય છે, ત્યાંનુ ભગવાન્ ભાષ્યકારનું ભાષ્ય વિચાર્યાથી કોઇ પણ અધિકારીને અમારા મતની પ્રતીતિ થશે" તો પ્રતીતિ કરવાથી વિશેષ ફલ કાંઈ જોવામાં આવતું નથી. બ્રહ્મસૂત્રના તૃતીયાધ્યાયના ચતુર્થપાદના બીજાં સૂત્રથી જૈમિનિમતનો ઉપન્યાસ કરી તેનું ખંડન કરવાનો પ્રસંગ ચાલતાં "**વિધિર્વાધારણવત્**" એ સૂત્ર યોજેલું છે, તેમાં છાંદોગ્યમાં કહેલા ધર્મના ત્રણસ્કંધોનો પ્રસંગ લાવી '**બ્રહ્મસંસ્થ**"નો પ્રસંગ લાવવો એ અપ્રસ્તુત છે. જૈમિનિએ અર્થવાદરૂપ આત્મજ્ઞાનને માનેલું છે. તેનું નિરાકરણ કરવાનોજ પ્રસંગ છે. તે પ્રસંગને અનુસારેજ આ સૂત્રનો અર્થ કરવો જોઇએ, પરંતુ સંન્યાસીનેજ "**બ્રહ્મસંસ્થ**" થવાનો અધિકાર છે. એવો અર્થ આ સૂત્રનો કરવો એ આગ્રહથી ખેંચીને કરવા જેવો થાય છે. તેમ જનક અને યાજ્ઞવલ્કયાદિકને જ્ઞાની નહિ પણ યોગભ્રષ્ટ ઠરાવવા એ પણ આગ્રહજ છે. અને તેમ ઠરાવવાથી બૃહદારણ્યકમાં યાજ્ઞવલ્કયને "**જનકોંહ વૈ વૈદેહો બહુદક્ષિણેન યજ્ઞેનેજે** " એ પ્રસંગમાં યાજ્ઞવલ્કયને "બ્રહ્મનિષ્ઠ" પ્રતિપાદિત છે. તેનો વિરોધ આવે છે. તેમ જનકરાજાને જ્ઞાનોપદેશ કર્યો ત્યારે આત્મા સહિત વિદેહ (દેશ) જનકરાજાએ અર્પણ કર્યો, ઈત્યાદિ પ્રસંગોનો વિરોધ આવે છે. માટે જનક તથા સુલભાનો ભારતનો પ્રસંગ અકિંચિત્કર છે, તેમ શમદમાદિસાધન સંપત્તિ પૂર્વે જન્મીન માનવીએ પણ મનોરાજ્ય માત્ર છે, કારણ કે પુર્વે જન્મીન સાધનસંપત્તિ હોયતો આ જન્મમાં તે જતી રહેવી નહિ જોઇએ, આ જન્મમાં શમદમાદિ બીજાના જોવામાં પણ આવવાં જોઇએ

નહિ કે ક્રોધ ઈર્ષ્યાદિ યુક્ત હોવો જોઈએ, તેમ બ્રહ્મ પરમપુરૂષાર્થરૂપ છે એમ જાણ્યા પછી તેના સાધનમાં પ્રવૃત્ત થાય, ત્યારે નિષ્કામ કર્મ કરે, એટલે ચિત્તશુદ્ધિ થવાથી શમદમાદિ સાધન સંપત્તિ થાય તે [ બ્રહ્મજ્ઞાનનું પરમ પુરૂષાર્થપણું ] વેદાન્ત શ્રવણ વગર જાણી શકાય નહિ. અને શમદમાદિસાધનસંપત્તિયુક્ત થાય ત્યારે વેદાન્ત શ્રવણનો અધિકારી થાય. એમ અન્યોન્યાશ્રય દોષ આવે છે, માટે શમદમાદિ સાધન સંપન્ન હોય તેજ વેદાન્ત શ્રવણનો અધિકારી થાય એમ માની આ જન્મમાં તેવું સાધન દેખાતું ન હોય તો પૂર્વ જન્મનું કલ્પવું એ મનોરાજ્ય નહિ તો બીજું શું ? પુર્વ જન્મમાંજ વૈરાગ્ય અને શમદમાદિ યુક્ત થઈ ગયો હોય તો પછી આ જન્મમાં તે સાધનસંપત્તિ જતી રહે ખરી ? અને જતી રહે તો તે અધિકારી કેમ કહેવાય ? વલી તમઃસ્થાનોપલક્ષિત ગૃહસ્થાશ્રમ અને પ્રકાશસ્થાનોપલક્ષિત સન્ન્યાસને માની તે બન્ને ભેગાં થઈ શકે નહિ એમ દર્શાવી ગૃહસ્થોમાં બ્રહ્મવિદ્યાના લિંગોને કોય પુછે નહિ. એમ જણાવે છે, ત્યારે ઠેકાણે ઠેકાણે ગૃહસ્થો બ્રહ્મવિદ્યાની દુકાનો માંડી બેઠેલા અને સન્ન્યાસીઓ ત્યાં વેદાન્ત શ્રવણ કરવા જતા જોવામાં આવે છે. તેમ પોતે ગૃહસ્થ છતાં શાંકરાદ્વૈતનો ઉપદેશ કરવા ભરી સભામાં ઉભા થયા એ કલિવિડંબન છે કે શું ? મિ. શ્રોફના લખવા પ્રમાણે અનધિકારી હોવાથીજ પોતે શાંકરસિદ્ધાન્તના વિવેચન ઉપર લક્ષ નહિ રાખતાં વ્યાખ્યાનનો મોટો ભાગ શુદ્ધાદ્વૈતીપર આક્ષેપ કરવામાંજ કહાડેલો છે. તેનો અભિપ્રાયજ તેઓએ આ સ્થળે જાહેર કર્યો છે. વળી (ગૃહસ્થને અધિકાર નથી એમ સિદ્ધ કરવા માટે લખે છે કે) "તેટલાજ માટે યાજ્ઞવલ્કય જેવાને પણ છેવટે સન્ન્યાસ લેવો પડયો હતો" તે ઉપરથી યાજ્ઞવલ્કયે અધિકાર પ્રાપ્ત કરવાસારૂજ બલાત્કારે સન્ન્યાસ ગ્રહણ ર્યો હતો, એમ સુચવે છે, ત્યારે સન્ન્યાસ ગ્રહણ કર્યા પહેલાં જનકરાજાને અને મૈત્રેયીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો અને જન-

કના યજ્ઞમાં સહસ્ર ગાયો લીધી ત્યારે બ્રાહ્મણોએ તથા ગાર્ગીએ પ્રશ્ન પૂછયાં તે સમગ્રનો જવાબ આપી સર્વેને શાંત કર્યા, એ બધી તો અધિકારવગરનીજ બાબત (અર્થાત્ ફોકટજ) થઈના ? ત્યારે તો તે ઉપદેશ શ્રવણકરનાર કોઇને ઉપદેશ શ્રવણ કરવાનું કાંઈપણ ફલ થયું નથી એમ તેઓ કહેવા માગે છે કે શું ? સાક્ષાત્કાર (અપરોક્ષાનુભવ) સન્ન્યાસ ગ્રહણ કર્યા પછી યાજ્ઞવલ્કયને થયો એમ કહેવાનો તેઓનો અભિપ્રાય છે તો અપરોક્ષાનુભવ વગરના જયારે હતા ત્યારે અપરોક્ષાભવનો ઉપદેશ તો તેમનો ફોકટ જ થયો કે કેમ ?

ત્યારપછી વેદાન્ત વિચારમાંથી ગ્રહણ કરવાની બાબતમાં જે મુખ્ય ઉપાય ભક્તિ છે, તે તો તેઓને કડવી લાગતી હશે તેથી ભક્તિને છોડી જ્ઞાન અને કર્મ બેજ ઉપાયો તેઓએ દર્શાવેલ છે. જે સિદ્ધ થઇ શકે તેમ નથી. દૃઢ વૈરાગ્યવાળા લોકો આજકાલ જોવામાંજ આવતા નથી. તેથી જ્ઞાન સિદ્ધ થઈ શકે તેમ નથી. અને વિધિપૂર્વક કર્મ પણ થઇ શકે તેમ નથી, દેશ, કાલ, દ્રવ્ય, કર્મ, મંત્ર અને કર્ત્તાની જોઇએ તેવી શુદ્ધિનો અસંભવ હોવાથી કર્મ થઈ શકે તેમ નથી. એટલે તેમણે બતાવેલા જ્ઞાન અને કર્મ એ બે માર્ગોથી કોઇપણ શ્રેયને પ્રાપ્ત કરી શકે તેમ નથી. વેદ, ગીતા, વ્યાસસૂત્ર અને શ્રીમદ્ભાગવત એ ચારે પ્રસ્થાનમાં ભક્તિનો ઉદ્દ્ઘોષ સ્થલે સ્થલે જોવામાં આવે છે. જે આજના સમયમાં દુર્ગમ ભવસાગર તરવામાં નૌકારૂપ છે, તેનું તો નામ લખતાં મિ. શ્રોફ શરમાય છે. એટલે મિ. શ્રોફના લખવા પ્રમાણે શ્રેયઃ સાધન કોઇપણ કરી શકે તેમ નથી, પંડિત છોટુરામે ભક્તિ તો નહિ પણ ઉપાસના બતાવી છે કે જે જ્ઞાનના સાધનરૂપ છે. પણ શ્રીગીતાજીમાં બ્રહ્મભૂત થયા પછી જે પરા ભક્તિ મેળવવાનું કહેલ છે, તે ભક્તિજ પરમશ્રેયોરૂપ છે. અને તેજ સાધનદશા તથા ફલદશામાં આનંદરૂપ છે, તે ભક્તિથી ઉદ્ધાર થાય તેમ છે. માટે શુદ્ધ અદ્વૈત જ્ઞાની થઈ તેથી ભક્તિ સિદ્ધ કરે તેજ " सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता"

અને अत्रब्रह्मसमश्नुते ઈત્યાદિ શ્રુતિપ્રતિપાદિત આત્યંતિક ફલરૂપ પરમાનંદાવાપ્તિરૂપ ફલ ભાગી થાય છે.

## शिवमस्तु सज्जनानाम्

રા. રા. હીરાલાલ વ્રજભુખણદાસનું ભાષણ સમાપ્ત થયા પછી પ્રમુખ રા. રા. છોટુમહારાજના ભાષણનું અવલોકન કરતાં તેઓએ કર્મ, ઉપાસના અને જ્ઞાન વિષે વિવેચન કરતાં દાખલો આપ્યો છે કે "જેમ અસ્રાવડે વધારે જોરથી દાબીને હજામત કરવામાં આવે તો ચામડી કપાઇ જાય, અને ધીમેથી ફેરવે તો એકે પણ વાળ નીકળે નહિ, તે પ્રમાણે શાસ્ત્ર સબંધમાં પણ સમજવું," તેના જવાબમાં જણાવવાનું કે કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રણે પૈકી કોની હજામત સાદી કરવી? અને કોનીં હજામત દાબીને કરવી? અથવા તો કોઇએ તેવી સાદી અથવા તો આકરી હજામત કરી દાખલો આપ્યો છે કે કેમ? આ વ્યાખ્યાન કરતી વખતે જ્ઞાનના ફલરૂપ ભક્તિના વિષયને તેઓ અડકયા પણ નથી તેથીજ તેઓ પોતે પોતાને ભક્તિના વિષયનું અજ્ઞાન સૂચવે છે.

## રા. રા. સદ્ધર્મભાસ્કર ચંદ્રશંકર ભીમાનન્દના ભાષણનું અવલોકન.

ભાષણકર્ત્તા જણાવે છે કે "કેટલાક લોકો કહે છે કે બ્રાહ્મણોને ભસ્મ ને રૂદ્રાક્ષ ધારણ કરવાનો અધિકાર નથી. જે બ્રાહ્મણ ભસ્મ ધારણ કરે તેને ચંડાલ સમજવો આવાં વચનો સાંભળવાથી કેટલાક બ્રાહ્મણને ભસ્મ અને રૂદ્રાક્ષ ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થાય, તેમ ન થવા માટે હું વેદના પ્રમાણથી સિદ્ધ કરવા માગું છું. કે બ્રાહ્મણોએ ઉભયને ધારણ કરવાં જ જોઇએ, સૌથી મુખ્ય પ્રમાણ વેદ એટલે શ્રુતિનું, તેથી ઉતરતું સ્મૃતિનું, તેથી નીચી પંક્તિનું શાસ્ત્રનું અને સૌથી ઉતરતું પુરાણનું. પુરાણમાં લોકો ફાવતા ક્ષેપક શ્લોકો ઉમેરી મૂકે છે." તેના જવાબમાં જણા-

વવાનું કે શાસ્ત્ર પ્રમાણે શિવદીક્ષા લેનારનેજ ભસ્મ તથા રૂદ્રાક્ષ ધારણુ કરવાનું અમે કબુલ કરીએ છીએ, એટલે શિવદીક્ષા લેનારો રૂદ્રાક્ષ તથા ભસ્મનો અધિકારી જેમ થાય છે તેમ વિષ્ણુદીક્ષા લેનારો ઉર્ધ્વપુંડ્ર તથા કંઠીનો (માળા) અધિકારી થાય છે. પણ આ સ્થલે એક ખાસ સમજવાનું છે કે જેઓએ શિવદીક્ષા લીધી ન હોય તેઓને તો રૂદ્રાક્ષ તથા ભસ્મ ધારણુ કરવાનો બીલકુલ અધિકાર નથી તેઓને તો ઉર્ધ્વપુંડ્ર ધારણુ કરવાનોજ અધિકાર છે. અને વલી જો તેઓ શાંકર મતને અનુસરતા હોય તો તેઓને તો ભસ્મ વિગેરેનો બિલકુલ અધિકાર નથી કારણુ કે શ્રીમાન્ શંકરાચાર્યે તો શારીરકભાષ્યમાં શિવમતનું સંપૂર્ણ ખંડન કર્યું છે, તે ઉપરથી આપણે જોઈ શકીએ કે તેઓ શ્રીને ભસ્મ ધારણુ કરવા વિગેરે બીલકુલ ઈષ્ટ નથી કારણુ કે શિવમતના ખંડનની સાથેજ તેઓનું ખંડન થઈ જાય છે. હવે તેઓ જો શિવમતને અનુસરી રૂદ્રાક્ષ તથા ભસ્મ ધારણુ કરવાના વચનો આપવા હિમ્મત ધરતા હોય તો ઉર્ધ્વપુંડ્ર તથા કંઠી વિગેરે ધારણુ કરવાના શતશઃ નહિ પણ સહસ્રશઃ વચનો હસ્તી ધરાવે છે. એટલે उभयोस्तौलयम्

હવે આપણે ભસ્મના સ્વરૂપ વિષે વિચાર કરીએ. શતપથ બ્રાહ્મણુની બે શ્રુતિના કકડા નીચે બતાવીએ છીએ.

"अग्नेःपुरीषमसि" (ભસ્મ ! તું અગ્નિનો મલ છો)

"पृथिव्याःपुरीषमसि" (ભસ્મ ! તુ પૃથ્વીનો મલ છો)

ઇત્યાદિક શ્રુતિના વાકયો ભસ્મને મલરૂપ કહીને અર્થાત્ અપવિત્ર સ્વિકારે છે તો તેવી અપવિત્ર વસ્તુઓ ધારણુ કરવામાં શી હાંસલ હોય? એ જાતેજ જોવાનું છે, પુરાણોને ભાષ્યકર્ત્તાએ સહુથી ઉતરતી પંક્તિમાં મુકયાં છે તે વ્યાજબી નથી કારણુ કે શ્રુતિના અર્થને ઉપબૃંહણુ કરનારા પુરાણો છે. કહ્યું છે કે

" **इतिहास पुराणाभ्यां वेदार्थ मुपबृंहयेत्** " ( ઇતિહાસ અને પુરાણોથી વેદના અર્થની વ્યવસ્થા કરે) તેથીજ શ્રીમાન શંકરાચાર્યે છાંદોગ્યઉપનિષદ્‌ના સાતમા પ્રપાઠકના પ્રારંભમાં **इतिहास पुराणं पञ्चमं वेदानां वेदम्** ( ઇતિહાસ અને પુરાણુ પાંચમાં વેદનો પણુ વેદ છે અર્થાત્ વેદના અર્થને સમજાવનાર છે, શ્રીમાન શંકરાચાર્યે પણુ તેવોજ અર્થ ભાષ્યમાં કરેલો છે તેમ "**श्रुति स्मृति उभेनेत्रे पुराणं हृदयं स्मृतम्** એ વાકયમાં પણુ શ્રુતિ તથા સ્મૃતિને નેત્ર કહેલ છે અને પુરાણુને હૃદય કહેલ છે તેથી હૃદય વગરનો (હૈયાકુટ) નેત્રોથી પણુ યથાર્થ કાર્ય કરી શકે નહિ, એ શાસ્ત્રસિદ્ધ બાબત છે. તે છતાં પુરાણોને ઉતરતી પંક્તિમાં મુકવાનું કારણુ કેવળ ભાષણુકર્ત્તાની અભીષ્ટસિદ્ધિ પુરાણોથી થઇ શકે એમ નહિ હોવાથી તેમણે તેમ કહેલ છે પણુ તેઓ સમજતા નથી કે શ્રીમાન શંકરાચાર્યજીએ છાંદોગ્યમાં વામદેવ સબંધી સામોપાસનમાં ગમે તેવી સ્ત્રી સંભોગની ઇચ્છાથી પોતાની શય્યામાં આવે તો તેને મૂકવી નહિ એવું ખુલ્લું જણાવેલું છે, તેની ટીકામાં આનંદગીરીએ લખ્યું છે કે સ્મૃતિનો વિરોધ આવે છે. તોપણુ શ્રુતિ આગળ સ્મૃતિ નબળી છે. તેથી શ્રુતિમાં કહ્યું છે તેમ કરવું. આ સ્થળે શ્રુતિનો ઉપદેશ ગ્રહણુ કરી તે પ્રમાણે કોઇ આચરણુ કરે તો તે અગમ્યાગમનરૂપ મહાપાતકનો ભોગ થઈ પડે. અને પુરાણુથી વ્યવસ્થા કરવાનું જાણુતો હોય તો સમજી શકે કે દેવયાનીની માફક અવિવાહિત કન્યા હોય તેની ઇચ્છા વિવાહ કરવા માટે થાય તો તેનો નિષેધ કરવો નહિ. એવી વ્યવસ્થા તો અમારા આચાર્યશ્રીએ કરેલી છે, તપરથી વાચકવર્ગ વિચાર કરશે કે શ્રીમાન શંકરાચાર્યે તો શ્રુતિનો યથેચ્છ અર્થ કર્યો છે કે પોતાની શય્યામાં આવે તેને છોડવી નહિ અને અમારા આચાર્યશ્રીએ એવો અર્થ કર્યો છે કે જો અ-વિવાહીત કન્યા જો વીવાહની માગણી કરે તો તેને મના કરવી નહી એમ દેવયાની તથા યયાતીનો દાખલો આપી વ્યવસ્થા કરી

છે. આ બન્ને અર્થમાંથી કયો અર્થ ઠીક છે? અને પુરાણ કેવાં ઉપકારક છે? તે સહેજમાં સમજાઈ શકાય એમ છે.

હવે ભાષણકર્ત્તા કર્મના અંગોનો પ્રસંગ લાવી ભસ્મ ધારણ તથા રૂદ્રાક્ષ ધારણપર બે શબ્દો બોલવાની પ્રતિજ્ઞા કરી ધારણ કરવામાં ગુણ તથા ફલ પ્રાપ્તિ અને નહિ ધારણ કરવામાં દોષ બતાવવા માટે ચાર વેદોના ઉપનિષદોના નામ કહ્યાં છે પરંતુ તેમાં ઘણાંખરાં જાબાલોપનિષદ્ તરીકે ઓળખાવ્યાં છે, એ પણ જરા વિચારણીય છે, તેમાં વલી મુખ્ય વિચારણીય એ છે કે "व्रतमेतच्छांभवम्" એમ શિવસંબંધી આ વ્રત છે એવી રીતે કહ્યું છે, તે બાબત અને કોઇ પુસ્તકમાં "एतत्पाशुपतं व्रतम्", એવો પાઠ પણ જોવામાં આવે છે, તે ઉપરથી પાશુપત વ્રતવાળા માટે ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાનો વિધિ છે તે વાત તથા ભસ્મ માં ચન્દન વિગેરે મિલાવવાં અને ઘણી મહેનતથી ભસ્મ સિદ્ધ કરવી, ઇત્યાદિક બાબતો ભાષણકર્ત્તાએ છોડી દીધી છે. કે જે આજના સમયમાં થવી મુશ્કેલ પડે છે. તેથી કેવલ ભસ્મ ધારણ કરવાનીજ બાબત લખી છે. એ માયાવાદના સિદ્ધાન્તમાં અભીષ્ટ વાત લેવી અને અભીષ્ટ ન હોય તે બાબત છોડી દેવી, તેવી રીતિ માયાવાદમાં ચાલતી હોવાથી તેને અનુસરીનેજ તેમણે પણ તે પ્રમાણે કર્યું છે, તોપણ તેમાં શિવસાયુજ્યાદિક ફલ બતાવવાનું તો લખ્યું છે, તેથી શૈવોનેજ કર્ત્તવ્ય સિદ્ધ થાય છે. નહિ કે વૈષ્ણવોને! તેમાં પણ વિચારવું જોઇએ કે શ્રીમાન શંકરાચાર્યે બીજાં ઉપનિષદોપર ભાષ્ય કર્યાં છે, તેવી રીતે આ ભસ્મધારણ તથા રૂદ્રાક્ષધારણ કરવાના ઉપનિષદોપર શા માટે ભાષ્ય કર્યાં નહિ? શૈવ મતોનું તો તેમણે ખંડન કર્યું છે, કારણ કે શૈવમત શ્રી રામાનુજાચાર્યના મતનો ચોર હોઇને વિશિષ્ટાદ્વૈત માને છે. અને શ્રીમાન્ શંકરાચાર્યે માયાવાદગર્ભિત અદ્વૈતવાદ સ્વીકાર્યો છે, તેથી તેમને શૈવમત અભીષ્ટ નથી એમ સિદ્ધ છે. અને જેવાં તેણે વેદવાક્યો લખ્યાં છે, તેવાંજ વેદવાક્યો

ઉર્ધ્વપુંડ્રધારણ, તથા તુલસીકંઠીધારણના વાસુદેવોપનિષદ્ તથા ગોપીચંદનોપનિષદ્ વિગેરેમાં ઘણા છે, કે જેમાંથી કેટલાંક વાકયો અમોએ આમ્નાયતત્ત્વભાસ્કરમાં બતાવ્યાં છે. માટે વેદના વાકયપરથી વાંચકવર્ગને ભ્રાન્ત થવાનું નથી. સંપ્રદાય પુરઃસર શૈવીદીક્ષાવાળાએજ ભસ્મ તથા રૂદ્રાક્ષ ધારણ કરવાનું તે ઉપનિષદોથી સિદ્ધ થાય છે, પણ શૈવીદીક્ષારહિત કોઈ લોકોને રૂદ્રાક્ષ ધારણ કરવાનું તે ઉપનિષદોથી સિદ્ધ થતું નથી, તેમ શ્રીમાન્શંકરાચાર્યે પણ તે પર ભાષ્ય નહિ કરવાથી અને શૈવમતનું ખંડન કરવાથી શાંકર સિદ્ધાન્તાનુયાયીઓને પણ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાનું સિદ્ધ થતું નથી. અને ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાનું જે શૈવીદીક્ષા લેનારને પ્રાપ્ત છે, તે મણે પણ નિત્યકર્મ કર્તવ્યના શિવાયના વખતમાં ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાનાં છે. તે પણ ઉપનિષદ્‌માં લખ્યા પ્રમાણે ભસ્મ સિદ્ધ કરી કપિલાગોમૂત્ર મિલાવી વિષ્ણુપ્રસાદરૂપ ચંદનાદિક મિલાવી ધારણ કરવાનું તે ઉપનિષદ્‌માં જણાવ્યું છે, તેમ રૂદ્રાક્ષ પણ કાંટાવાળી લેવી, નહિ કે ઘસી સાદા કરેલ પારા પહેરવા! તે પણ બ્રાહ્મણે શ્વેત, ક્ષત્રિયે રક્ત, વૈશ્યે પીત અને શૂદ્રે કૃષ્ણ વર્ણના રૂદ્રાક્ષ પહેરવા, નહિ કે સર્વેએ કાળાજ રૂદ્રાક્ષ પહેરવા! એમ તે ઉપનિષદ્‌માં કહ્યું છે, પરંતુ આજના સમયમાં તો ફાવતી રાખ ચોળી લે છે, અને સાદા કાલા રૂદ્રાક્ષ પહેરી લે છે, તેનો તો તે ઉપનિષદ્‌માં નિષેધ કરેલ છે. અને તેણે ધારણ કરવાનું ફલ લખ્યું છે. તે પરથી તે કામ્ય છે એમ સિદ્ધ થાયછે. તે વિષે વધારે ખુલાસાની જેને જરૂર હોય તેમણે "આમ્નાય તત્ત્વભાસ્કર" જોઈ લેવો, આંહી વાચકવર્ગનું વિશેષ ધ્યાન ખેંચવાની રજા લઉં છું કે શ્રીમાન્ શંકરાચાર્યે જે શૈવમતનું ખંડન કર્યું, તેજ શૈવમતમાં ભસ્મ તથા રૂદ્રાક્ષ ધારણ કરવાનો આગ્રહ છે. તે આગ્રહની સાથે શાંકર સિદ્ધાન્તનુયાયીઓ મડાગાંઠ વાલી બેઠા છે, એવા આશ્ચર્ય ખાસ જોવા લાયક છે.

ત્યાર પછી ભાષણકર્ત્તાએ આડી ભસ્મ અને ઉભાં ટીલાં પર સ્વકપોલકલ્પિત રમુજી દાખલો આપ્યો છે. તે ઉપરથી એક કુદરતી બાબત હું બતાવું છું કે ઉભું ટીલું કરનારને પોતાનુ મસ્તક હા પાડતું હોય તેવું વલણ કરે છે, અને આડું ટીલું કરનારને ના પાડતું હોય એમ સૂચન કરે છે. તે નહિ સમજીને પણ તેમાં આગ્રહ રાખેતો તેને કેવી રીતે સમજાવવા ?

ત્યાર પછી વૈષ્ણવપરિષદ્ વિષે બે બોલ બોલતાં તેમાં વૈષ્ણવપરિષદ્‌ના ત્રણ દિવસનુ વિવેચન કરતાં પહેલે દિવસ આક્ષેપ કરવામાં આવ્યો નહિ હતો, અને બીજે દિવસે આક્ષેપ શિવાય બીજું એકે ભાષણ નહિ હતું એમ દર્શાવ્યું છે પણ શા શા આક્ષેપો મૂકવામાં આવ્યા તે જણાવ્યું નથી. અને "પુષ્ટિમાર્ગ કલ્પિત છે" એ ચોપડીનો બાલીશતા ભરેલો રદીઓ વૃદ્ધશાસ્ત્રી છગનલાલે આપ્યો હતો એમ લખે છે તે વિષે તેઓને નમ્ર પ્રાર્થના કરવામાં આવે છે કે આ અવલોકન લખ-નાર પણ તેજ છે અને બાલીશતાનો રદીઓ આપે તેવા છે; એમ તમે સમજો છો, ત્યારે એ 'પુષ્ટિમાર્ગ કલ્પિત છે' તેની છેલ્લી વીશમી કલમના રદીઆ રૂપ 'વૈદીકત્વાવૈદિકત્વવિચાર' નામનુ પુસ્તક બહાર પાડયું છે તે બરોબર હજી સમજી શુકલજી મહારાજ વિદ્વત્તા ભરેલો તેનો રદીઓ આપશે. તેમજ આ અવલોકન-માં કરેલ ખરા પ્રશ્નોનો ખરો ખુલાસો બહાર પાડશે એટલે બાલિશતા ભરેલો કોનો રદીઓ છે અને વિદ્વત્તા ભરેલો કોનો રદીયો છે તે વાચકવર્ગ સમજી શકશે. અને મગનલાલ શાસ્ત્રીએ 'अग्निमीडे पुरोहितम्' એ શ્રુતિ અને "अथातोब्रह्मजिज्ञासा એ સૂત્રના અર્થ કરવામાંજ સઘળું પાંડિત્ય ખાલી કીધું હતું એમ ભાષણકર્ત્તા જ ણાવે છે, પણ તેણે શું અર્થ કર્યો હતો એ પોતે કાંતો સમજી શકયા નથી અથવાતો પોતાના અભિપ્રાયથી વિરૂદ્ધ જવાથી આંહી દર્શાવ્યો નથી. પરંતુ તે અર્થ એવા કર્યા હતા કે જેનો કોઈનાથી નિષેધ થઇ શકે એમ ન હતો, કારણ કે શ્રીમાન્

શંકરાચાર્યના ભાષ્યનો તથા શ્રીમાન્ વલ્લભાચાર્યજીના ભાષ્યનો મુકાબલો કરી કયો અર્થ યોગ્ય છે એમ દર્શાવ્યું હતું.

ત્યાર પછી ત્રીજે દિવસે પરિષદ્‌માં ઠરાવ થયા તેમાં છઠ્ઠો ઠરાવ યોગવાશિષ્ઠ, પંચદશી, તથા આત્મપુરાણ એ ગ્રન્થો પુષ્ટિમાર્ગના નથી એમ જણાવ્યું હતું તેથી ભાષણકર્ત્તા ઘણાજ ચમકી ઉઠ્યા હોય એમ જણાય છે. પણ તેઓને જ્ઞાન નથી કે યોગવાશિષ્ઠ મહારામાયણ નથી પણ એક સન્ન્યાસીનેઃ બનાવેલો આધુનિક ગ્રંથ છે. કારણ કે વાલ્મિકિરામાયણમાં શ્રીરામચંદ્રજીને સાક્ષાત્ પરબ્રહ્મરૂપ જણાવેલ છે અને તેનેજ ખરેખરા નહિ પણ કહેવાતાં ઉત્તરરામાયણ અને ખરેખરા સન્ન્યાસીએ બનાવેલા યોગવાસિષ્ઠમાંતો રામચંદ્રજીને સાક્ષાત્ પરબ્રહ્મ નહિ પણ એક સાધારણ અજ્ઞાની જીવરૂપે ચીતરેલ છે, હવે આપ જોઈ શકશો કે એકનેજ બન્ને પુસ્તકોના કર્તા માનીએતો તે એક પુરૂષને જુદા જુદા રૂપમાં કદી પણ ચિતરે નહિ. છતાં જુદાં જુદાં રૂપે ચિતરેલ છેઅનેબન્નેપુસ્તકોના લખાણમાં પણ હદ બહાર વૈલક્ષણ્ય જોવામાં આવે છે તેજ બતાવી આપે છે કે યોગવાશિષ્ઠનો કર્ત્તા સાક્ષાત્ વાલ્મિકિ નથી પણ એક સાધારણ મનુષ્ય છે. અને તે સન્ન્યાસી છે એવી કિંવદન્તિ છે. તેમ પંચદશી વિદ્યારણ્યસ્વામીનો કરેલો છે પણ કોઇ ઋષિનો કરેલો નથી; અને આત્મપુરાણ પણ એક સૈકાપર સન્ન્યાસીએ કરેલુ છે, એ ત્રણે ગ્રન્થો માયાવાદીના બનાવેલા છે. એ ખરેખરી હકીકત ઠરાવમાં સમજાવી એ વૈષ્ણવોને છેતરવા માટે નથી પણ છેતરાતા અટકાવવા માટે છે અને તે ગ્રન્થો સર્વસિદ્ધાન્તાભિમત છે એમ કોઈ કહેશે નહિ, પણ માયાવાદાભિમત છે એમ કહેશે. માટે તે ઠરાવ કોઇ રીતે પણ અયોગ્ય નથી.

ત્યાર પછી કલહની ઉત્પત્તિ વિષે રા. બ.. સુંદરદાસના અભિપ્રાયનુ વિવેચન કરતાં કપોલ "વાણીઆઓ શાસ્ત્રાર્થ મેળવવા પોતાના આચાર્યોને છોડીને શ્રીજગદ્‌ગુરૂ પાસે કેમ ગયા?

અને ગયા ત્યારે પ્રજાને ધર્મન્યાય આપવો એ કામ શ્રીશંકરાચાર્યનુ હોવાથી તેમણે યથામતિ શાસ્ત્રાર્થ 'આપ્યો " એમ જણાવ્યું છે; તેના જવાબમાં લખવાનુ કે વાણીઆઓને ધર્મન્યાય પ્રમાણે શાસ્ત્રાર્થ મેળવવો નહિ હતો અને પોતાના આચાર્યો ધર્મન્યાય પ્રમાણે શાસ્ત્રાર્થ આપનારા હોવાથી તેઓની પાસે નહિ જતાં શ્રીમાન્ માધવતીર્થ પાસે ગયા. અને શ્રીમાન્ માધવતીર્થને ધર્મશાસ્ત્ર સાથે પૂર્વ પશ્ચિમ જેવો સંબન્ધ હોવાથી તેઓએ શાસ્ત્રાર્થ આપ્યો કે જેનું ખંડન સોલાપુરના શાંકરસિદ્ધાન્તાનુયાયી વિદ્વાનોએ અને શ્રૃંગેરી મઠના શ્રીમાન્ શંકરાચાર્યજીએ કર્યું છે. તે છપાઈ પ્રસિદ્ધ થઈ ચૂકયું છે. જ્યારે ધર્મવિષયકજ્ઞાન ન હોય ત્યારે તેમાં આંધળી દોડ કરી તેમાં માથુ મારવા જાયતો પાછા પડે, અમારા આચાર્યો પોતાના શિષ્યોને અધર્મનો રસ્તો બતાવે નહિ એટલે જેમને અધર્મને રસ્તે ચાલવું હોય તેતો ભલે તેમની પાસે જાય, શ્રીમાન્ માધવતીર્થ ભલે ગમે તેવો ઈનસાફ આપે એમાં અમારા આચાર્યોને બુરૂં માનવાનું કાંઈ પણ કારણ નથી પણ જેઓ જેવો ન્યાય આપશે તેઓ તેવુંજ પારલૌકિક ફળ ભોગવશે એ નિઃસંશય છે રા. બા. સુંદરદાસનો એવો અભિપ્રાય હતો કે પહેલાં તો એજ વ્યાજબી છે કે પારકાશિષ્યો તેમની પાસે જ્યારે ન્યાય મેળવવા ગયા, ત્યારે તેઓને પૂછવું જોઈતું હતું કે " તમો તમારા આચાર્યને મૂકી મારી મદદ શા માટે લેવા આવ્યા ?" અને તેનો સંપૂર્ણ ખુલાસો તેઓ પાસેથી મેળવ્યા પછીજ ન્યાય આપવો વ્યાજબી હતો, તેમ તે શા વિષયનો ન્યાય છે અને તે અપરાધ ધર્મશાસ્ત્રના પ્રાયશ્ચિતને લાયકનો છે કે કેમ ? તે સઘળી બાબત સમજી ત્યાર પછી તે બાબત હાથ ધરવી જોઈતી હતી એવો અભિપ્રાય રા. બા. સુંદરદાસનો હતો. અને અમારા આચાર્યોનું ધર્મમાં સ્વત્વ છે. તે સ્વત્વને અધર્મ ન્યાય આપી છીનવી લેવાનું માન્યું એમ આંહી સમજવાનું છે.

રા. બ. સુંદરદાસની વિશેષ બુદ્ધિનો દાખલો આપવા જતાં ભાષણકર્ત્તાની બુદ્ધિનું માપ થાય છે. તે એવી રીતે કે ગુરૂપરંપરા વંશપરંપરાથી અને શિષ્યપરંપરાથી એમ બે પ્રકારે છે; તેથી ત્રીજો પ્રકાર કોઈપણ શાસ્ત્રમાં લખ્યો નથી. તે છતાં શ્રીમાન્ રાજરાજેશ્વર પણ શ્રીકેશવાનંદના શિષ્ય નહિં હતા અને શ્રીમાન્ માધવતીર્થ પણ શ્રીમાન્ રાજરાજેશ્વરના શિષ્ય નથી. તેથી શંકરાચાર્યનું પદ શ્રીમાધવતીર્થ ગ્રહણ કરી શકે નહિ એમ કહેવાનો રા. બ. સુંદરદાસનો અભિપ્રાય હતો, તે વિષે અમારા આચાર્યની બાબતમાં શંકા થતી હોય તો પોરબંદરવાળા શ્રીમાન્ ગોસ્વામી શ્રીજીવનલાલજી મહારાજ તરફથી પ્રસિદ્ધ થયેલ "ઉપદેશ મીમાંસા" ધ્યાન દઈ વાંચી જોશે એટલે તેમને કોઇ પ્રકારે શંકા રહેશે નહિ.

ત્યારૂપછી સ્કંદોપનિષદ્‌ની "शिवायविष्णुरूपाय "ઇત્યાદિક બે શ્રુતિ આપી શિવ વિષ્ણુમાં ભેદ નહિ ગણવાનું જણાવ્યું છે. પણ તે કર્મમાર્ગની શ્રુતિ છે અને કર્મમાર્ગમાં "ઇજ્યદેવ તરીકે કોઇમાં ભેદ નથી. પરંતુ શ્રીશંકરાચાર્યને ઇજ્ય વિષ્ણુજ હતા. તેથીજ તેમણે વિષ્ણુસહસ્રનામપર ભાષ્ય કર્યું છે અને વિષ્ણુના સ્તોત્રો કર્યા છે. તથા છેવટે ષટ્પદી કહી છે, તેમાં વિષ્ણુની પ્રાર્થના કરી અભેદ સ્વીકારીને પણ સ્વામિસેવકભાવ રાખ્યો છે, જેમકે सत्यापिभेदापगमेनाथ ! तवाहंनमामकीनस्त्वम् એમ કહી વિષ્ણુને નાથ શબ્દથી સંબોધીને પોતાનો સ્વામિસેવક ભાવ બતાવ્યો છે.

---

## રા. રા. મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રીના વ્યાખ્યાનનું અવલોકન.

ભાષણકર્ત્તા જણાવે છે કે " આ શારીરકભાષ્યના જેવું બીજું ભાષ્ય કોઇથી હજીસુધી રચાયું નથી અને રચાવાનું પણ નથી, વેદવ્યાસના બ્રહ્મસૂત્રનો યથાવત મર્મ જાણનાર શંકરાચાર્યે

શિવાય બીજું કોઈજ નથી " તેના જવાબમાં લખવાનું કે " શંકરાચાર્યના જેવું બીજું ભાષ્ય નથી " આ તેમની મહા પ્રતિજ્ઞા બીજા ભાષ્યોના અવલોકનનો અભાવ જણાવે છે, આ એક સાધારણ નિયમ છે કે જે પ્રતિજ્ઞા કરતાં વિદ્વાનો તો ચોંકે એવી એક અસાધારણ પ્રતિજ્ઞા કરવાને સાધારણ લોકો ચૂકતા નથી આ એક નિયમ યાદ રાખવાનો છે. કોઈબી બાબત માટે પોતાનો અભિપ્રાય જાહેરમાં મૂકતા પહેલાં વિચાર કરવો જોઇયે કે " હું કેટલી વિદ્વત્તા ધરાવુંછું " " મારા અભિપ્રાયની કેટલી કિંમત થશે ? એ વિગેરે વિચાર કરીને અભિપ્રાય જાહેરમાં મૂકવો એ ડહાપણ ભરેલું છે. પણ અપવાદરૂપે અમુક ટોળાં શિવાય જ્યાં પોતાના અભિપ્રાયની કિંમત અંકાતી નથી ત્યાંતો મૌન પકડી બેશી રહેવું એજ આવકારદાયક છે. પણ જો તેઓએ અમારા શ્રીવલ્લભાચાર્યે કરેલાં અણુભાષ્ય વિગેરે તપાસીને ભાષ્ય કરવાની બીજાની શક્તિ માટે અનાદર કર્યો હોત તો વધારે સ્તુતિપાત્ર થાત, આતો "अंगुष्ठोदकमात्रेण शफरी फर्फरायते " આના જેવું થાય છે.

વલી આગળ ચાલતાં જણાવે છે કે વૈષ્ણવપરિષદમાં યોગવાશિષ્ઠ, મહારામાયણ, આત્મપુરાણ અને પંચદશી એ "ગ્રન્થો આપણા સંપ્રદાયના નથી એમ જણાવ્યું છે "તો તેના જવાબમાં જણાવવાનુ કે વૈષ્ણવપરિષદે એવો કયો અપરાધ કર્યો છે, જે અપરાધ ધ્યાનમાં લઇ તેના ઠરાવ સામે સઘળા ભાષણકર્ત્તાઓ પિષ્ટપેષણ જેવું કરવા ઉભા થાય છે. ?

વલી આગળ ચાલતાં જણાવે છે કે એવા ગ્રન્થોમાં આપણા વૈષ્ણવોની નજરજ ક્યાંથી પહોંચે, કદિ કહેવાતા વૈષ્ણવને ઉપલા ગ્રન્થોમાં શું છે ? એમ જાણવાની ઇચ્છા થાય તો આજે એવો કોણ વૈષ્ણવ ધર્મગુરૂ છે કે જે ઉપલા વિશ્વમાન્ય ગ્રન્થોના એક શ્લોકનું પણ યથાર્થ વિવેચન કરી શકે ? જેથી એ પામરો ઉપલા ગ્રન્થોને પોતાના સંપ્રદાયમાંથી રજા ન આપે તો કરે પણ

શું ? તેના જવાબમાં જણાવવાનું કે પોતાની ખોટી વિદ્વત્તાના તોરમાંને તોરમાં બીજા લોકોને "બાપડા અને ગરીબડા વિગેરે કહેવામાં કાંઈ પુરૂષાર્થ સમાયેલો નથી પણ" અમો કાંઈ સમજતા નથી એમ માનવામાં તથા કહેવામાંજ તેમનો પુરૂષાર્થ છે.

આગળ ચાલતાં વૈષ્ણવ ધર્મગુરૂનું પણ તે પુસ્તકોમાં અજ્ઞાન છે એમ જણાવે છે, તો તે બાબતમાં તેઓ ભૂલ ખાય છે. કારણ કે પોતેજ વૈષ્ણવ ધર્મગુરૂઓની વિદ્વત્તા નહિ સમજતાં છતાં પણ સમજવાનો ડોળ ઘાલી તેઓને ગાળો આપી પોતાની પંડિતંમન્યતા પુરવાર કરે છે, અને એવી ગાળો આપવામાં અને હલકા શબ્દો વાપરવામાં પંડિતંમન્યતા અને આહોપુરૂષિકા માનતા હોય તો હું વિનતિ કરૂં છું કે તેમ કરવાથી અમોને કાંઇ હાનિ થવાની નથી. માંહોમાંહે મુદ્દાની બાબત કહાડી છેવટ આણવું એમાંજ હિત સમાયેલું છે, આકર ગ્રન્થોને નહિં સમજનાર પર આક્ષેપ મૂકવામાં આવતો હોય તો અમો પૂછીએ છીએ કે સ્યાદ્વાદ જેવા આકર ગ્રન્થો બૌદ્ધસિદ્ધાન્તના છે જેના અર્થને જાણનાર સઘળા વ્યાખ્યાનકર્ત્તાઓમાંથી તો શું? પણ શાંકરસિદ્ધાન્તને જાણનાર જે સારા વિદ્વાન્ ગણાતા હોય તેમાંના પણ કેટલા છે ? બહુજ થોડા. અથવા તો શિવકુમારજી જેવા બે ચારજ કદાચિત્ નીકળે તે ઉપરથી તે ગ્રન્થોની કે તેના સિદ્ધાન્તની માન્યતા ભાષણકર્ત્તા સમજતા હોય તો શ્રીમાન્ શંકરાચાર્યે તે સિદ્ધાન્તનું ખંડન કેમ કર્યું ? માટે ગ્રન્થની આકરતા કે અનાકરતા ઉપરથી સિદ્ધાન્તની પ્રમાણુતા કે અપ્રમાણુતા કહેવી એ તો ટુંકી બુદ્ધિનો વૈભવ છે. તેમ રાજા પોતાની સ્ત્રીને શરણે ગયો અને તેને ગુરુ કરી એવી અસંગત વાતો જેમાં લખેલી છે એવા યોગવાસિષ્ટમાં કે કલ્પિત વાતોના જેમાં દાખલા આપ્યા છે એવી પંચદશીમાં કે ઉપનિષદ્ ઉપરથી કલ્પિત કથાઓ જેમાં છે તેવાં આત્મપુરાણમાં શી કઠિનતા છે ? જેને માટે ભાષણકર્ત્તા આટલી બધી મગરૂબી ધરાવે છે ? તે

એવું અભિમાન ધરાવતા હોય તો તે ત્રણે ગ્રન્થોમાંથી ભાષણ-કર્ત્તા કઠિનમાં કઠિન ભાગ જેને સમજતા હોય તે પુસ્તક લાવી બતાવે અને તેનો અર્થ કરવાની સરત કરે તો તે સરતમાં કોની હારજીત થાય છે, તે બતાવી આપવાનો વખત આવે, તેમજ શાંકરસિદ્ધાન્તના ખંડનખંડખાદ્ય, અદ્વૈતસિદ્ધિ અને ચિત્સુખી જેવા આકર ગ્રંથોમાંથી કે અમારા સિદ્ધાંતના નિબન્ધ, આવરણભંગ, અણુ-ભાષ્ય, ભાષ્યપ્રકાશાદિગ્રન્થોની પરીક્ષા તો દૂરરહી પણ ષોડશગ્રન્થોના મૂલ શ્લોકોની પરીક્ષાની ભાષણકર્ત્તા સરત કરે તો હારજીતની ખબર પડે. પણ પોતાની શક્તિ સંભારીને સરત કરવાની છે. સરતની રકમ બન્ને તરફથી સારા ગૃહસ્થને ત્યાં મૂકયા પછી બન્નેયે પરીક્ષા આપવાનું થશે. હિંમત થાય તો મેદાનમાં પડે, અને હિંમત ન હોય તો ભાષણકર્ત્તા ભોંયરામાં ભરાઇ રહે.

શ્રીમાન્ શંકરાચાર્યનાં શારીરક (જીવમીમાંસા) ભાષ્ય ઉ-પરની ટીકાનાં નામ લઈ ભાષણકર્ત્તા મગરૂરી બતાવે છે પણ અમારા શ્રીમદ્વલ્લભાચાર્યજીના અણુભાષ્ય ઉપર વીશહજારનું પૂર પ્રકાશ છે તેની ઉપર ૪૫ હજારનું પૂર રશ્મિ છે અને બીજી વૃત્તિઓ ૪ છે તેમાં અમે તો કાંઇ મગરૂરી કરતા નથી.

વલી આચાર્યનું સ્વરૂપ જણાવતાં "પરંપરાના દરેક આચાર્યો નિખિલશાસ્ત્રનિષ્ણાત અને વેદવિદ્યાના જ્ઞાતાજ થયા છે અને આજે પણ તેમજ છે." એમ જણાવે છે તે ઉપર જણાવવાનું કે આજે શારદામઠની પરંપરામાં જે શ્રીમાન્ માધવતીર્થ છે, તે પ્રથમના ગાદીસ્થ આચાર્યના શિષ્ય નથી. પણ તે કૈલાસવાસી થયા પછી સમશેર બહાદૂર ગાયકવાડ સરકારે તેને ગાદીસ્થ કર્યા છે, કારણ કે ત્યાં ગાયકવાડ સરકારનું રાજ્ય છે, તેથી શ્રીમાન્ શંકરાચાર્યની શિષ્ય પરંપરામાં ગણાય નહિ, તેમ તેઓની વિદ્વત્તા તરફ દૃષ્ટિ કરીએ તો સંસ્કૃતના શુદ્ધ ઉચ્ચાર કરી શકતા નથી, અને અ-મારા સંપ્રદાયમાં પાઠ કરવાના શ્રીમાન્ વલ્લભાચાર્યજી કૃત ષોડશ

ગ્રન્થો છે, તેમાં સાધારણ જ્ઞાનવાળા બાલક જેવાઓને ધર્મ, અર્થ કામ, અને મોક્ષ એનું સ્વરૂપ હાલ જગત્‌માં ચાલે છે, તે પ્રમાણે બતાવવા માટે બાલબોધ ગ્રન્થ છે, તેનો અર્થ પણ શ્રીમાન્ માધવતીર્થે સાવ ખોટો કર્યો છે. તે ઉપરથી તેના જ્ઞાનનું માપ સાધારણ વિદ્વાનને પણ થઈ શકે તેમ છે. તે છતાં ભાષણકર્ત્તા જેવા તેઓને ઉત્તમ વિદ્વાન્ ગણે છે. તે પરથી તેઓની વિદ્વત્તાની પણ કસોટી થઇ જાય છે.

ત્યાર પછી આગળ ચાલીને માધવની પ્રશંસાની સમાહ શરૂ કરી છે. તે ગમે તેમ હોય તેમાં અમોને કોઇ પ્રકારનો વાંધો નથી. "बहुरत्नावसुंधरा" પરંતુ તેમની વિદ્યાપરથી તેમણે કરેલ પંચદશી નામનો ગ્રન્થ માયાવાદી શિવાય બીજા સિદ્ધાન્તાનુયાયીઓને માન્ય હોય એ માનવું ભૂલ ભરેલું છે જે સિદ્ધાન્તનો ગ્રન્થ હોય તેને તે તે સિદ્ધાન્તાનુયાયીઓજ માને.

ત્યાર પછી શ્રીમાન્ શંકરાચાર્ય અને તેની શિષ્ય પરંપરાને જગદ્‌ગુરૂ તરીકે માનવાનો પ્રયત્ન કર્યો છે, તે કેટલે અંશે વ્યાજબી છે તે જણાવવાનું અપ્રાસંગિક ગણાશે નહિ. જગદ્‌ગુરૂ શબ્દનો અસંકુચિત વૃત્તિથી જો અર્થ કરવામાં આવે તો સઘળા જગતના ગુરૂ એવો અર્થ થાય, તેતો જગતની અંદર ક્રીશ્ચીયન પાદરી, મુસલમાન જૈનો અને ચાંડાલો સર્વ જગત્‌ની અંદર આવી જાય છે તો તેઓના ગુરૂ મનાવવાનો તેના સિદ્ધાન્તાનુયાયીઓનો પણ અભિપ્રાય નહિ હોય અને હોય તો જાહેરમાં મૂકવો જોઈએ. અને સંકુચિતવૃત્તિથી અર્થ કરવા માગતા હોય તો તેઓના સિદ્ધાન્તાનુયાયીઓનાજ ગુરૂ છે એમ સ્વીકારવું જોઇએ. અને તે પછી પોતાના આચાર્યો અને પોતાના શાસ્ત્રોનો સર્વોપરિ મનાવવાનો પાઠ વગર આધારે ચલાવ્યો છે, પણ તેઓ સમજતા હશે કે જેઓ સર્વોપરિ હશે તેજ સર્વોપરિ થશે.

---

# લો. મા. વસનજી દયાલજી ગણત્રાના ભાષણનું અવલોકન.

આ ભાષણકર્ત્તાનો પ્રારંભ વાંચતાં તેમની લખવાની શૈલી કલ્પિત કાદંબરીની લખવાની શૈલીને અનુસરતી છે. એટલે મૂલ કાદંબરીમાં સત્ય વસ્તુ કાંઇ નહિ અને તે બધાઓની જુદી કલ્પના કરી તે પર લેખના પ્રવાહનો મારો એવો તો ચલાવ્યો છે કે જે વાંચી લોકો દિઙ્મૂઢ બની જાય તેવીજ રીતનો આ ભાષણકર્ત્તાનો લેખ છે. એ લેખની શૈલી પ્રશંસનીય છે. પરંતુ જો સત્ય વસ્તુના નિરૂપણ માટે તેવી લેખની શૈલી ચલાવી હોત તો હુંસને કોટે હીરો થાત. પરંતુ કલ્પિત માયાવાદને જન્મ આપવા માટે ઉત્થાનિકામાં તેવી શૈલી ત્રોટાપર ચિત્ર કર્યા જેવી લાગે છે. જે સિદ્ધપુરૂષે માયાવાદ નૌકા ચલાવી છે તે નૌકાને મોક્ષ નૌકા નામથી ગર્જાવવી એ પણ કાદંબરીમાં ચાંડાલ કન્યાને પણ લક્ષ્મીથી પણ વધારે ખુબસુરત બનાવી છે, તે પ્રમાણે આંહીઆ પણ માયાનૌકાને મોક્ષનૌકા બનાવવાની ચાતુરી વાપરી છે માયાવાદના ઉપદેશમાં માયાવાદના પડદા તુટવાનો સંભવજ નથી પણ માયાવાદના પડદા મજબૂત થવાનો સંભવ છે. તેથીજ "अयमात्मा ब्रह्म" "सर्वं खल्विदं ब्रह्म" ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि, सहैतावानास, इदं सर्वं यदयमात्मा"

ઇત્યાદિક શ્રુતિઓ નામ:રૂપાત્મક દ્રશ્યમાન જડ અને ચૈતન્ય સર્વની બ્રહ્મરૂપતાનો ઉદ્‍ઘોષ કરતાં છતાં પણ માયાનો પડદો નહિ ખસવાથી શ્રુત્યર્થનું ઉલ્લંઘન કરી કેવળ ચૈતન્યનેજ બ્રહ્મરૂપે માનવાનો આગ્રહ કરવામાં આવે છે તે. માયાના પડદાનો જ પ્રભાવ છે.

વેદના અંત ભાગનું નામ વેદાન્ત છે. તે વેદાન્તરૂપ ક્ષીરસાગરના દૂધમાં વિવર્ત્તવાદ, અજાતવાદ, દૃષ્ટિસૃષ્ટિવાદ અને સૃષ્ટિ દ્રષ્ટિ-

વાદાદિરૂપ લવણના કડકા પોતાના ઘરના ખુણામાંથી લાવી તેમાં નાંખી તે શુદ્ધ ક્ષીરસાગરના દૂધરૂપ વેદાન્તના અર્થને પણ ફાડી નાખે છે.

આગળ ચાલતાં જણાવે છે કે "જડવાદના અગ્રણી ગણાતા મહાન્ તત્ત્વવેત્તા ડાર્વિનને બીજા એક એવાજ મ્હોટા અને "બ્રહ્માંડ સમસ્યા" આદિ અધ્યાત્મવિદ્યાના બહુ માન્ય ગ્રન્થોના લેખક પ્રોફેસર હેકલે એક વખત એકાંતમાં પૂછ્યું હતું કે તમારા સિદ્ધાન્ત તપાસતાં તમારો કલ્પેલો ઇશ્વર કેવીરીતનો હોઇ શકે તે સમજાતું નથી, ડાર્વિને ઉત્તરમાં જણાવ્યું કે હોઈપણ શકે અને ન હોઇ પણ શકે, સંસારની શૃંખલા જાળવવા માટે, નીતિના રક્ષણ માટે અને વ્યવહારના બંધારણને કાયમ રાખવામાટે યુટિલિટેરીયન પ્રીન્સીપલથીજ ઇશ્વરનું અસ્તિત્વ આપણે કબુલ રાખવું જોઇએ.

ત્યારે હેકલે કહ્યું—તે એમ હોય તો તમારો ઈશ્વર તો હિન્દુઓના વેદાન્તમાં શ્રી શંકરાચાર્યે સૂચવેલા ઈશ્વરના જેવોજ જણાય છે.

ડાર્વિને તેના ઉત્તરમાં કબુલ કીધું હતું કે "હા એ બધું એકજ છે."

આ શું સૂચવે છે?

તેના જવાબમાં જણાવવાનું કે મહાનાસ્તિક શિરોમણિ મિ. ડાર્વિનના સિદ્ધાન્તને અનુસરતો શ્રીમાન્ શંકરાચાર્યનો સિદ્ધાન્ત છે એમ જણાવી ભાષણકર્તા 'આ શું સૂચવે છે' એમ કહી મગરૂરી લે છે, એ જોઈ અમોને ઘણો ખેદ થાય છે કારણ કે મિ. ડાર્વિનના મત સાથે શંકરાચાર્યના મતનો મુકાબલો થતાં શરમાવું જોઈએ પણ તેના બદલામાં એ ડાર્વિનના શબ્દોજ આપી ફૂલાય છે, આ કેવું અંધારૂં, અંગ્રેજી ઇતિહાસ જાણકારો એ ડાર્વિનને હિંદુમાં થયેલા નાસ્તિક શિરોમણિ ચાર્વાક જેવો

ગણે છે, અને એવા નાસ્તિક ડાર્વિનના સિદ્ધાન્તની સાથે શંકરાચાર્યના સિદ્ધાન્તનો મુકાબલો થતો જોઇ અમો જો કે તેમની જાતના નહિ પણ તેમના સિદ્ધાન્તના સખત વિરોધી છીએ તો પણ ન્યાય તરીકે અમારે પણ કહેવું જોઈએ કે અમોને ભારે ખેદ થાય છે, એવા સંયોગમાં શાંકરઅદ્વૈત સિદ્ધાન્તના ચુસ્ત હિમાયતી ગણાતા મી. ગણાત્રા જેવા પણ જ્યારે એકાન્તમાં નહિ પણ ભર સભામાં પણ શંકરાચાર્યના સિદ્ધાન્તને મિ. ડાર્વિનના સિદ્ધાન્ત જેવો બનાવવાને પ્રયત્ન કરે છે એ જોઈ અમોને અમારા ભારે ખેદમાં પણ ઉમેરો થાય એ બનવા યોગ્ય છે.

જણાવવાને ભારે દિલગીર છું કે મિ. ગણાત્રાએ મિ. ડાર્વિનના સિદ્ધાન્તની સાથે શ્રીશંકરાચાર્યના સિદ્ધાન્તનો થતો મુકાબલો જોઇ તેના તરફ સંપૂર્ણ તિરસ્કાર બતાવવો જોઇએ એ અવશ્ય સ્મરણીય વાત ભૂલી જઇ તેમના તરફ સંપુર્ણ પસંદગી ઉતારી છે.

અને જો તેઓ એવા શાંકરઅદ્વૈત સિદ્ધાન્તને નાસ્તિકની બાજુમાંજ રાખવા માંગતા હોયતો તેમના હરીફ આચાર્યોએ આપેલા પ્રચ્છન્ન બૌદ્ધ " એ નામથી શા માટે ચમકવું જોઇએ? ઉલટી પોતાની ગર્ભિત ઇચ્છાનુસાર તેવાં નામની બક્ષીસ મળવા માટે પોતાના હરીફ આચાર્યોને મુબારકબાદી આપવી જોઈએ.

આગળ ચાલતાં તેઓ પ્રસક્તાનુસક્ત બુદ્ધિમાનને કોઈ પ્રકારે પણ નહિ છાજતું લાંબુ લાંબુ ટાહેલું લખે છે અને તેની મતલબ એવી છે કે "પોતાનો સિદ્ધાન્ત ઉંચો છે અને બીજા સાંપ્રદાયિક સિદ્ધાન્તો હલકા છે અને તેમાં પણ કાંઉસમાં તો શ્રીમાન્ વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તનેજ હલકો ચિતર્યો છે" તો તેના જવાબમાં વિશેષ લખવા જેવું નહિ હોતાં પણ "મુંબઇની ભયંકર ચકલારટ્રીટની ભભુકામારતી આગને પણ બુઝાવી

માં રાખી પોતાની શક્તિ માટે મગરૂરી ધરાવતું પાણી પણ શું રત્નોની લાઇટને બુઝાવવાનું સામર્થ્ય ધરાવે છે? નહિજ" એટલુંજ કહી અમો જરા વિશ્રામ લઇએ છીએ.

અને તે પછી વે. શા. સં. પ્રમુખ છોટુ મહારાજનું ભાષણ પંણ આગલા ભાષણ કરતાં કોઇ પણ વિશેષ મતલબવાળુ નહિ હોવાથી અને તેની બાબતના સવાલોના જવાબો અમો આગળ પુષ્કળ આપી ગયા છીએ, એટલે આ સ્થળે ફરી જવાબ આપ વાનું અમો દુરસ્ત ધારતા નથી.

અમારે આ અવલોકન લખવાની કાંઇ પણ જરૂર નહિ હ- હતી, તોપણ અમે સમગ્ર વ્યાખ્યાનમાલા વાંચી જોઇ તો જોકે પ્રથમ પ્રમુખે કોઇ ઉપર પણ આક્ષેપ નહિ કરવાનું શરૂઆત- માંજ જણાવ્યું હતું, તોપણ રા. રા. ગણપતરામભાઇ શિવાય બીજા કોઇપણ વ્યાખ્યાનકારે શુદ્ધાદ્વૈતીઓપર સિદ્ધાન્ત જાણ્યા વગર મનઃકલ્પિત આક્ષેપો કર્યા ન હોય એવું જોવામાં નહિ આવતાં આ અવલોકન લખવાની જરૂર પડી છે.

આ વખતે મારા વાચકવર્ગનો થોડો વખત રોકવાની રજા લઇ જણાવુંછું કે શ્રીમાન્ શંકરાચાર્યના સિદ્ધાન્તના વિરોધી સાંપ્રદાયિક સાત સિદ્ધાન્તો છે, તો તે કોઇનાપર પણ આક્ષેપો નહિ કરતાં કેવલ શુદ્ધાદ્વૈત સામેજ કોલાહલ ઉભો કરવામાં આવ્યો છે, એજ બતાવી આપે છે કે अशक्तास्तत्पदंगन्तुं ततोनिन्दांप्रकुर्वते

હવે આવો કુદરતી નિયમ છે કે જેમ દડાને પૃથ્વીમાં પછાડીએ તો તેનો આઘાત થયા પછી તુરતજ પ્રત્યાઘાત થાય છે એ નિયમ પ્રમાણે આ આઘાતને પ્રત્યાઘાતની જરૂર જણાતાં તે આઘાતને યોગ્ય પ્રત્યાઘાત લખવામાં આવ્યો છે,

અમો સઘળાઓ સાથે ભાઇચારો રાખવાજ ખુશી છીએ તે પણ ખરા અંતઃકરણથીજ નહિ કે વાઙ્માત્રથી! તોપણ સામોપક્ષ

જ્યારે અમોને લખવાની ફરજ પાડે અને એવા નાજુક સંયોગમાં અમો સામું લખવા મેદાન પડીએ એટલાથી અમારૂં કૃત્ય જવાબદાર નથી, અને એટલાથી આપણુ બન્નેના ભાઇચારાનો ભંગ થયો એમ માનવાનું કોઇને પણં કારણુ નથી.

આ અવલોકન ઘણી સંભાળપૂર્વક અને વિવેક ભરેલા શબ્દોથીજ લખવામાં આવ્યું છે. તોપણુ માનુષી બુદ્ધિની લઘુતાને લીધે અમો વખતે કંપાઉન્ડબહાર ગયા હોઇએ, તો પણુ સામો પક્ષ તેનાપર ધ્યાન નહિ આપતાં દરગુજર કરી પોતાના ઔદાર્યમાં વધારો કરશે. એવી આશા છે.

---

## સંમ્પ્રદાયોની એક વાકયતાનું અવલોકન.

રા. રા. હાથીભાઇ શાસ્ત્રી અમારા ગુરૂભાઇ હોઇને તેઓના તરફ અમો સંપૂર્ણું માનની નજરે જોઇએ છીએ તેથી તેમણે "ગુજરાતી" પત્રના ખાસ દીવાળીના અંકમાં " સંપ્રદાયોની એક વાકયતા " એવા મથાળા નીચે જે લેખ આપ્યો છે તે રા. રા. હીરાલાલ વ્રજભૂષણુદાસ શ્રોફનું વ્યાખ્યાન " ગુજરાતી " પત્રમાં આવતું હતું તેનું નિરીક્ષણુ અમારા તરફથી પ્રસિદ્ધ કરાવવાની અમારી સમ્પૂર્ણું ઇચ્છા હતી તે રા. રા. હાથીભાઇનો લેખ આવવાથી કાંઇ કારણુને લીધે પાર પડી નહિ હોવાથી તે ઇચ્છાએ બલાત્કારથી અવલોકન લખવાની પ્રેરણા કરતાં સખેદ સંકુચિત થતી કલમે લખવું પડે છે.

મી. હીરાલાલ વ્રજભૂખણુદાસ ખાસ માયાવાદમાંજ મમત્વ ધરાવે છે તેમણે શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત ઉપર (તે સિદ્ધાન્તનું લેશમાત્ર પણુ જ્ઞાન નહિ છતાં ) અયોગ્ય આક્ષેપો કર્યા તેનો ખુલાસો આઘાતનો પ્રત્યાઘાત અવશ્ય થવોજ જોઇએ એ ન્યાયથી શુદ્ધાદ્વૈતીઓ તરફથી અવશ્ય આવશે એમ સર્વ વ્યવહારમાં નિપુણુ શાસ્ત્રી હાથીભાઇ સમજી શકે નહિ તેવા નહિ હોવા છ

પોતે પણ માયાવાદ તરફ મમત્વ ધરાવતા હોઈને ‘ સ્ત્રીઓ કૂટતી હોય ત્યાં બલનો જુસ્સો રાખનાર સ્ત્રી વચમાં કુદી પડે તેમ ’ અપ્રાસંગિક લેખ આપ્યો તેથી તેમના લેખનું અવલોકન આ વ્યાખ્યાનમાલાનાં અવલોકન નીચેજ જાહેરમાં મૂકવાની દિલગીરી ભરેલે ચેહેરે અમોને ફરજ પડી છે.

તેઓ જણાવે છે કે “ અમારો સંપ્રદાય એકલો સર્વથી શ્રેષ્ઠ છે અને બાકીના બધા નકામા છે, ” આમ માનવું એ એક પ્રકારની ઘેલછાજ છે, કારણ કે સંસારમાં અનેક તરેહના મનુષ્યો ઈશ્વરે સરજ્યા છે, તેઓની પોત પોતાના કર્માશયપ્રયુક્ત અનેક પ્રકારની મનોભાવનાજન્ય વિવિધ રૂચિ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારે તે તે ઉપાસના ભણી વલણ થાય, અને તદનુકૂલ સામગ્રીથી સ્વેષ્ટદેવનું આરાધન કરે, તો તે સર્વથા બનવા યોગ્ય જ છે. આટલાજ માટે સ્માર્તસિદ્ધાન્તે પંચ દેવતાનું ઉપાસન ઉપદેશ્યું. જેની અંદર સ્વમનઃસંતોષ પૂરતું વલણ લઈને પ્રત્યેક જન ઉપાસનપરિપાકજન્ય ફલ હાંસિલ કરવા સમર્થ થઈ શકે.

શ્રીપુષ્પદંતાચાર્ય કહે છે કેઃ—

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्नेप्रस्थाने परमिदमदः पथ्यमिति च
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेकोगम्यस्त्वमसिपयसामर्णव इव

( વેદત્રયીના વૈદિક કર્મો, સાંખ્ય સિદ્ધાન્તાનુસાર પ્રકૃતિ પુરૂષાનુભાવન, પાશુપત પ્રમાણે શ્રીપશુપતિ પ્રસાદદ્વારા પશુપાશ વિમોક્ષણાર્થં તદારાધન, પંચરાત્રાદિ પ્રદર્શીતપ્રકારે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન એ રીતે ચતુર્વ્યૂહભાવે અવસ્થિત વિષ્ણુનું ઇજ્યા અભિગમન ઇત્યાદિ ઉપાસન, આમ બધા અતિ ભિન્ન ભિન્ન માર્ગોમાં આ શ્રેષ્ઠ, આ સર્વને ફાવે તેવું, વિગેરે લોકો ખેંચતાણ

રાખી કહે છે. અને પોત પોતાની સાત્વિક, રાજસ, તામસ રૂચિના વિચિત્રપણાને લીધે કોઇ સરલ તો કોઈ વાંકો, કોઇ સીધો તો કોઈ આડો માર્ગ પકડીને પ્રવૃત્તિ કરતા તમામ પુરૂષોને હે દેવાધિ દેવ ! જેમ પૃથ્વીના ઉચ્ચ નીચ ભાવને લીધે કોઇ જલ પ્રવાહ પાંસરો અને કોઇ ફેર ખાઇને પણ સમુદ્રમાં મલે છે તદ્વત્ સર્વ ઉપાસકોના પરમ ગમ્ય પ્રાપ્ય તમેજ છો) આ શ્લોકમાં પ્રાપ્ય વસ્તુની એકતા અને તેની પ્રાપ્તિને માટે ઉપાયોની ભિન્નતા સ્પષ્ટતાથી છે, એજ શાસ્ત્ર સિદ્ધાન્ત છે, વ્યવહારમાં પણ ભક્તિમાર્ગ, પુષ્ટિમાગ વિગેરે શબ્દ પ્રયોગો એમજ અર્થ બતાવે છે કે જે પહોંચવાનું સ્થાન છે, તેને માટે આ ભક્તિ, પુષ્ટિ વિગેરે માર્ગો છે, માર્ગમાંજ કલહ આદરી બેસનારાઓ જેમ અભીષ્ટ સ્થાનકે પહોચી ન શકતાં વચગાળે કાંટા કાંકરામાં અથડાય છે, તેજ દશા હાલના સંપ્રદાયના ઝઘડામાં અથડાતા પુરૂષોની કહી શકાય,'' તો તેના જવાબમાં જણાવવાનું કે પંચદેવતાનું જે પૂજન કરવામાં આવે છે, તે પાંચ દેવતાઓમાં પણ પોતાના અભીષ્ટ એક દેવનેજ મોટા તરીકે સ્વીકારવામાં આવે છે. અને બીજા દેવોને ઉપદેવ તરીકે સ્વીકારવામાં આવે છે, નહિ કે પાંચ દેવતાઓને સમાન ભાવે ! આ બાબતનો અનુભવ જ્યાં જ્યાં પાંચ દેવતાઓનાં મંદીરો છે ત્યાં ત્યાં તે તે દેવોનાં દર્શનનો લાભ લઈને વાચક વર્ગ મેળવી શકશે. આ પરથી આપણે જોઈ શકીએ છીએ કે દેવોમાં બીલકુલ સમાન ભાવ નથી. એ બાબત બરાબર સમજતાં પણ અને બરાબર છે એમ માનતાં છતાં પણ તથા તેવું વૈષમ્ય સ્વીકારીને એક દેવ તરફજ પુજ્યભાવ સ્વીકારનારા છતાં પણ પોતાના આંતરસિદ્ધાન્તને પડદામાં રાખીને જાહેરમાં સઘળાં દેવો તરફ સમાન ભાવ રાખવાનો ઉપદેશ આપી લોક દૃષ્ટિ આગળ શિવ વિષ્ણુના અભેદ સ્વીકારવાનો દાવો ધરાવવો એ કોઇ પ્રકારે પણ વ્યાજબી હોય એમ અમો જોતા નથી. પોતે ( હાથીભ

ઇ શાસ્ત્રી ) જેમ દરરોજ શ્રીવૈજનાથના દેવલમાં શિવપુજન કર્યા પછી જમે છે તેમ હવેલી તો પાસેજ છે છતાં ત્યાં દર્શન કરવા સમગ્ર અવસ્થામાં કેટલી વખત ગયા છે ? તે બતાવી આપશે તો તેઓ સવદેવમાં સમાંન ભાવ રાખે છે એમ ક્ષણભર માની શકાય. તે શિવાય તો હાથીના દાંતની માફક ચાવવાના બીજા અને દેખાડવાના બીજા એમ લોકો સમજે.

વલી દરેક લોકોને શિવજ ગમ્ય છે ” એ વાત પણ આગ્રહ ગ્રસ્તજ છે, કારણ કે તેમ માનનારા શાસ્ત્રોના સંગીન પુરાવાની ગેરહાજરીમાં તેમ માની બેસવું એ જોખમ ભરેલું છે; કારણ કે सर्वे वेदा यत्पदमामनन्ति ( સર્વે વેદો જેનાં પદને માને છે. ) એમ વેદમાં, वेदैश्च सर्वैरहमेववेद्यः સર્વે વેદોવડે હું (શ્રીકૃષ્ણ) જ વેદ્ય છું.) એમ શ્રી ગીતાજીમાં અને वेदे रामायणे चैव पुराणे भारते तथा । आदौ मध्ये तथा चान्ते हरिः सर्वत्र गायते ( વેદમાં, રામાયણમાં, પુરાણમાં અને ભારતમાં આદિમાં, મધ્યમાં અને અન્તમાં સર્વત્ર હરિજ ગવાય છે. ) એમ મહાભારતમાં સર્વ શાસ્ત્રો શ્રી કૃષ્ણનુંજ પ્રતિપાદન કરે છે. એમ પ્રતિપાદન કર્યું છે, તેથી છેવટ સર્વને ગમ્ય શ્રીકૃષ્ણ ભગવાન્જ છે, નહિ કે શિવ વિગેરે અન્ય દેવતાઓ ! એ વેદાદિ સર્વશાસ્ત્ર સિદ્ધ અભિપ્રાયને નહિ જાણનારજ વચગાળે કાંટા કાંકરામાં અથડાય છે.

આંહી ગળપણ તો ગોળમાંજ છે. સાકર, દ્રાક્ષ, દાડિમ, શેલડી વિગેરે કશામાં ગળપણ છેજ નહિ તો તેનું આમ કહેવું જેવું ઉપહાસને યોગ્ય છે, તેવીજ રીતે એજ કાટલાંથી હાલના સંપ્રદાયાભિનિવેશી જનોનો તોલ બરાબર થાય છે “એમ લખ્યું છે,” તેના જવાબમાં જણાવવાનું કે દાડિમ તો અમ્લ વર્ગમાં છે, તેને ગળપણમાં જે ગણેલ છે તે ભુલ છે, બાકીની જે ચીજો ગળપણમાં ગણી છે, તેમાં સમાન મધુર રસ લખનારે માન્યો હોય તો તે પણ ભૂલ ભરેલી બાબત છે, સાકરમાં મધુર

રસજ છે અને દ્રાક્ષમાં મધુર અમ્લ અને કષાય એ ત્રણ રસ છે. તેથી જે તારતમ્ય માનતા હોય એ માનવું ખોટું નથી, તે છતાં પણ તેનો ઉપહાસ કર્યો છે એ વલી મોટી ભૂલ કરી છે, તેવીજ રીતે લખનારના કહેવા પ્રમાણે તેજ કાટલાંથી સંપ્રદાયાભિનિવેશી જનોનો તોલ સિદ્ધ થાય છે તે યોગ્યજ છે.

"સદ્ગતિ, પરલોકપ્રાપ્તિ, મુક્તિ, ઇત્યાદિક કેવલ શાસ્ત્રગમ્ય અતીંદ્રિય વિષયોમાં શાસ્ત્ર પ્રદર્શિત ઉપાયોનું બાહુલ્ય નિરર્થક નથી." એમ લખી તીખી ચટણી તથા ખાટી ચટણીનો દાખલો આપ્યો છે, એ બરાબર છે, પણ તે ચટણીના તીખાં ખાટાં સ્વાદ કરતાં મધુર રસના સ્વાદવાળાને ઉત્તમ ગણવા જોઈએ એમ ગીતાજીમાં પણ તીખું અને ખાટું ખાનારને રાજસ અને મધુર રસ ખાનારાને સાત્વિક કહેલ છે તે પરથી સિદ્ધ થાય છે. સર્વની અભિરૂચી ભિન્ન ભિન્ન થાય છે, તે પરથી ભિન્ન ભિન્ન માંજ તે મગ્ન રહે છે. તે તેમણે ઉપર બતાવેલ એકતાને સિદ્ધ કરતી નથી. પણ ભિન્ન ભાવનેજ સિદ્ધ કરે છે, તો મધુર ખાનારો તીખું ખાટું ખાનારને કહે કે ભાઈ! આવું ખાવાથી રોગ થાય છે, તેમાં તે બુરૂં માને તેમાં મધુર ખાનારનો દોષ શાનો? તેમ સાત્વિક, રાજસ અને તામસના અધિષ્ઠાતા જે જે દેવો છે તે તે દેવોનું ભજન કરનાર પોતાના દેવની તે તે ગુણોની અધિષ્ટાતૃ સ્વીકારતા હોય તો તેમાં વાંધો ઉત્પન્ન થાયજ નહિ, પરંતુ ત્રણે ગુણોના અધિષ્ટાતાના ઉપાસક પોત પોતાના દેવને સર્વોત્તમ માનતા હોય, તો સાત્વિકોપાસક કે નિર્ગુણોપાસક તેમને કહે કે તમો તામસ કે રાજસ ગુણના અધિષ્ઠાતા દેવોની ઉપાસના કરો છો, તેનું ફલ તે તે દેવના ગણરૂપ થવું પડશે, અથવા તો તે દેવની તીવ્રભક્તિ હશે તો તેનું સાયુજ્ય મળશે. તેમાં તે બુરૂં માને તેનો ઉપાય શો? જો કે ભક્તિનો સ્વભાવ પ્રાતિવ્રત્ય ધર્મ જેવો છે. નહિ કે સર્વ પુરૂષમાં સમાન ભાવ રાખનાર વ્યભિચારિણી જેવો

તેથી તે દેવના ખરા ભક્તને તો તે દેવનીજ અનન્ય ભક્તિ કરવી જોઇએ, તેથી ભક્તિ માર્ગમાં જે અભિનિવિષ્ટ થયો હોય તેને સર્વમાં સમાન ભાવ રહેજ નહિ, અને સર્વમાં સમાન ભાવ જેને હોય તે ભક્તિમાર્ગીય કહેવાય નહિ, જુઓ શીઘ્ર કવિ શાસ્ત્રી શંકરલાલજીએ ઘણા કાવ્યમાં "श्रीकान्तद्रुहिणादिदैवत" શિવજીને કહેલ છે. અને તેમના પિતા માહેશ્વરભટ્ટે બીજા દેવને "वृथान्यदैवतम्" એમ કહેલ છે. ત્યાં એક ભાવના ક્યાં રહી ? તેમ શાસ્ત્રીજીએ "वासुदेवः सर्वम्" એ શ્લોક ગીતાજીનો બતાવી સર્વ જગતને વાસુદેવરૂપ કહ્યું છે. તે વાસુદેવના ભકતો જેમ વાસુદેવને સત્ય માને તેમ જગતને પણ તે રૂપ હોવાથી સત્ય માને તો તેમાં આક્ષેપ શા માટે કરવો જોઇએ ? પરંતુ તે વાત નહિ સમજીને તેજ બાબતપર કોલમના કોલમો ભરી મૂકે તેને કેવા ગણવા ? એ વાચક વર્ગનેજ વિચારવાનું છે. તેમ પુષ્પદંતાચાર્યના શ્લોકમાં પશુપતિ મતથી પણ પ્રાપ્ય શિવજીને જ કહેલ છે તે પશુપતિ મતનુંજ શ્રીમાન્ શંકરાચાર્યે ખંડન કર્યું છે, છતાં પુષ્પદંતાચાર્ય વિરચિત મહિમન્ નામના સ્તોત્રનો નિત્ય પાઠ કરનાર શિવભકતો પણ શ્રીમાન્ શંકરાચાર્યને પોતાના આચાર્ય તરીકે માનવાની મગરૂરી ધરાવે છે. એ આશ્ચર્યની વાત છે.

સાંકર સિદ્ધાન્તાનુયાયી અદ્વૈતસિદ્ધિકાર શ્રી મધુસૂદનસરસ્વતી જેવા પ્રખર વિદ્વાને કહેલો શ્લોક શાસ્ત્રીજીએ નીચે પ્રમાણે લખ્યો છે.

अद्वैतसाम्राज्यपदाधिरूढा स्तृणीकृताखण्डलवैभवाश्च ।
हठेन केनाऽपिवयं शठेनं दासीकृतागोपवधूविटेन ॥

( અદ્વૈતરૂપ ચક્રવર્તીના રાજ્યાસનપર બેઠેલા અને ઇન્દ્રના વૈભવને તૃણરૂપ ગણનાર અમો શઠ એવા કોયપણ (વર્ણન થઈ શકાય નહિ) તેવા શ્રીગોપીજનના જારે હઠે કરીને દાસ કરાયા છીએ) અને શ્રીદ્વારિકાજીમાં વસનાર પૂર્ણાશ્રમ (ટોકરાસ્વામી) જેએ

શાંકરસિદ્ધાન્તમાં અપ્રતિમ વિદ્વાન હતા તેમને વૈદ્યરાજ બાવાભાઈએ પૂછ્યું કે "આપ તત્ત્વજ્ઞશિરોમણી છતાં નિત્ય કૃષ્ણાભિષેકાદિ ઉપાસન કર્મમાં કેમ પ્રવૃત્તિશીલ રહોછો ! આના જવાબમાં સ્વામિશ્રીએ જણાવ્યું કે—

विश्वेश्वरस्तु सुधियागलितेऽपिभेदे
भावेन भक्तिसहितेन समर्चनीयः ॥
प्राणेश्वरश्च तुरया मिलितेऽपि चित्ते
चेलाञ्चल व्यवहितो हि निरीक्षणीयः ॥

( ચતુર કુલીન સ્ત્રીએ ગમે તેવું પતિસાથે પોતાનું મન એકતાભાવથી મળેલું હોય, પણ વસ્ત્રાંચલ આડો રાખીને પતિને નિહાળવો જેમ ઉચિત છે. તેમ અભેદ સાક્ષાત્કારથી ભેદ નિવૃત્ત થયો છતાં પણ શ્રીવિશ્વેશ્વર તો તત્ત્વજ્ઞકુશળપુરૂષે સર્વદા ઉપાસ્ય બુદ્ધિથી અર્ચનીયજ છે.

આ પરથી અન્યાશ્રયી લોકોએ ધડો લેવાનો છે કે શ્રીમાન્ શંકરાચાર્યના મનાતા અદ્વૈત સિદ્ધાન્તના ધારાશાસ્ત્રી છતાં તેઓ સાક્ષાત્ શ્રીકૃષ્ણપરમાત્મા તરફ કેવો સંપુર્ણ સદ્ભાવ ધરાવે છે અને આપણને કેવું શિક્ષણ આપે છે ? તે જોવાનું છે.

સામા પક્ષના મજબૂત હિમાયતી છતાં તેઓ શ્રીકૃષ્ણપરમાત્મા તરફ આટલો બધો સદ્ભાવ ધરાવે છે તેજ બતાવી આપે છે કે સાક્ષાત્ શ્રીકૃષ્ણપરમાત્મા સઘળા દેવો કરતાં ઉંચી શક્તિ ધરાવે છે, છતાં આપણે તેમના તરફ તિરસ્કાર બતાવી હલકા શબ્દો વાપરીએ તો તેનું ઐહલૌકિક તથા પારલૌકિક કડવું ફલ આપણને ભોગવવું પડે એ નિઃસંશય છે.

શ્રીમાન્ શંકરાચાર્યના સિદ્ધાન્તના એડવોકેટ જનરલ શ્રીમાન મધુસૂદનસરસ્વતીસ્વામીએ પણ "दासीकृतागोपवधूविटेन" એમ કહીને સ્વામિસેવકભાવના સિદ્ધાન્તને કેટલું પોષણ

આપ્યું છે ? અને ટોકરાસ્વામીજીએ પણ ભક્તિભાવ સહિત અર્ચન કરવાનું કહીને તેજ સિદ્ધાન્તનું પોષણ કર્યું છે એટલે મૂલ શંકરાચાર્યે ષટ્પદીમાં "નાથ" શબ્દથી સ્વામિસેવકભાવ દર્શાવ્યો છે તેજ ભાવનું પોષણ સ્વામીશ્રીમધુસૂદનસરસ્વતી તથા સ્વામીશ્રી ટોકરાનંદજીએ સ્પષ્ટ કર્યું છે. છતાં આજના શુષ્ક વેદાન્તીનું અભિમાન ધરાવનાર સ્વામિસેવકભાવ તથા તત્પ્રયુક્ત ભક્તિભાવ ને:ઉપાસનામાં ગણી તેને હલકા ચિતરે છે. એ ખરેખર ખેદની વાત છે. ઉપાસના વિધિપ્રયુક્ત છે અને ભક્તિભાવ સ્નેહપ્રયુક્ત છે તેમાં શ્રીમાન્ શંકરાચાર્યે, શ્રીમાન્ મધુસૂદનસરસ્વતીએ તથા શ્રીટોકરાનંદસ્વામીએ વિધિપ્રયુક્ત ઉપાસના તરફ લક્ષ નહિ રાખતાં સ્નેહપ્રયુક્ત ભક્તિભાવ તરફજ લક્ષ આપ્યું છે. એ જોવાને અમોએ વાચકવર્ગને પુરતાં સાધનો પુરાં પાડયાં છે તે પરથી વાચકવર્ગ સમજી શકશે.

પંડિત ગટ્ટૂલાલાજીએ ખેદના આવેશમાં કહેલો શ્લોક (મારા શિવાય બીજો કોઇ સાંપ્રદાયિક પંડિત નથી, એવાં ગૂઢાભિમાનને સૂચવનાર) ટાંકી સાંપ્રદાયિકજ્ઞાન નહિ ધરાવનાર લોકો આવા ઝઘડા ઉભા કરે છે તે સંપ્રદાયની અવનતિ કરે છે એવો અભિપ્રાય બતાવ્યો છે તેમાં મુખ્ય ઝઘડો કેવા સંયોગમાં ઉભો થવા પામ્યો છે તેની માહેતી શાસ્ત્રીજીને નહિ હોય એમ જણાય છે, તે માટે આંહી જણાવવાની જરૂર છે કે નંદરબારગામના શ્રીમાલી બ્રાહ્મણોમાંથી બે ચાર બ્રાહ્મણોએ શ્રીદેવકીનંદનાચાર્ય મહારાજ પાસેથી બ્રહ્મસંબંધ મંત્રનો ઉપદેશ લીધો. તે વાત તેના ઇતર જ્ઞાતિભાઇઓને પસંદ નહિ પડવાથી તેઓએ તે સંબંધી ખબર શ્રીમાન્ શંકરાચાર્ય માધવતીર્થને આપ્યા તેથી તેઓએ બ્રહ્મસંબન્ધનો ઉપદેશ લેનારાઓને ન્યાતબહાર મૂકવાની શિક્ષા આપવાનું ફરમાવ્યું, એટલેથી સંતોષ નહિ પડતાં ફરીવાર ચોરાશી ન્યાતબહાર મૂકવાની શિક્ષા આપવાનું ફરમાવ્યું, હવે વાચકવર્ગ જોઇ શકશે કે કંકાસ ઉભો કરનાર

શ્રીમાન્ માધવતીર્થ છે કે અમારા સંપ્રદાય માંહેનો કોઈ છે? આ બાબતનો વ્યાજબી તોલ કરવા માટે કંકાસનાં બીજ કેમ વેરાણું? એ બાબત ટુંકામાં સૂત્રરૂપે મૂકવામાં આવી છે; તેમાં એટલું તો વાચકવર્ગે સૂક્ષ્મદૃષ્ટિથી જોવાનું છે કે આવો સંપ્રદાય સંબન્ધી (જલમથન સમાન) ઝઘડો સુલેહકારક શાન્ત રાજ્યના શાસનતળે નહિ હોવાનો સંભવ છતાં શ્રીમાન્ માધવતીર્થ શારદામઠની ગાદીપર (મહારાજા સમશેર બહાદુર શ્રી ગાયકવાડ સરકાર તરફથી) આરૂઢ થયા ત્યારથી કેવા કઢંગા રૂપમાં સુજ્ઞ જનોની દૃષ્ટિને ચકિત કરવા લાગ્યા છે? અને તેનાં ફલો (ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠવારૂપ) દેખાવા લાગ્યાં છે અને હજુ પણ વિશેષ દૃષ્ટિગોચર થવાનીજ સંભાવના રહે છે. નહિં કે શાન્ત થવાની સંભાવના રહે! કારણ કે તેઓને ટેકો આપી કલહસ્તંભ મજબૂત કરવાનાં પગલાં સુરત શંકરજયન્તી સમાજમાં વ્યાખ્યાનકારોએ ભરેલાં છે. તેપરથી સાત્ત્વિક, રાજસ અને તામસ વૃત્તિઓ કોની વિશેષ જોવામાં આવે છે? એ બન્ને પક્ષનાં વ્યાખ્યાનો વાંચી તેનો તોલ કરવાથી જણાઇ રહેશે.

ત્યાર પછી સંપ્રદાયનું તત્ત્વ સમજવામાટે જે શાસ્ત્રીજીએ ભલામણ કરી છે તે બરાબર છે પણ મૂલપ્રવર્ત્તક આચાર્યનું ખરૂં હાર્દ સમજ્યા શિવાય ઉપર ઉપરની હકીકત જોઇ સાંભળી તે ઉપરથી તે સિદ્ધાન્તપર પ્રહાર કરવા ઉભા થાય. તેઓ સૂતેલા સિંહ કે શેષની ઉપરની કોમલતા જોઈ તેમાં કાઠિન્ય નહિં જણાયાથી તેને તોડી પાડવાને ઇરાદે તેના પર પ્રહાર કરવા માંડે ત્યારે पादाहतं यदुत्थाय मूर्द्धानमधिरोहति । स्वस्थादेवापमानेऽपि देहिनस्तद्वरं रजः ॥ (પોતાનું અપમાન થતાં છતાં પણ જે માણસ સ્વસ્થ રહે તેના કરતાં તો ધૂલ પણ સારી છે કારણ કે જે ધૂલ પગનો પ્રહાર થતાં (તે જાણે અપમાન સહન નહિ કરતી હોય એમ) ઉઠીને માથાંપર સવાર થાય છે) અમારી કેશવાલી ખેંચીને જગાડવામાં આવતાં અમો પણ ઉપલા ન્યાય

જો કાંઈ પણ પગલું ભરીએ તો અપરાધી નથી એ નિર્વિવાદ છે. હાથી જેવું જબ્બર જનાવર પણ જો સિંહની કેશવાલી તાણશે તો સિંહ તેના અપરાધ તરફ કાંઈ પણ દયા નહિં લાવતાં સામોજ તુટી પડશે આ વાત અવશ્ય ધ્યાનમાં રાખવાની છે. એજ ન્યાયથી શાંકરસિદ્ધાન્ત સામે કલમ ચલાવવી પડી છે, ચલાવવી પડે છે અને ચલાવવી પડશે.

વળી શાસ્ત્રીજી તૈત્તરીયોપનિષદ્દનું વાક્ય **આચાર્યવાન્ પુરુષો વેદ** લખે છે પણ હું ભૂલતો ન હોઉં તો એ વાકય છાંદોગ્ય ઉપનિષદ્દના છઠ્ઠા પ્રપાઠનું છે, તે વાક્ય આપી આચાર્યનું શરણ લેનાર પુરુષ જ તત્ત્વ જાણી શકે છે એમ લખી તેજ પ્રસંગમાં મોરબી નિવાસી મહા કવિ શ્રીશંકરલાલશાસ્ત્રીના પિતા શ્રી માહેશ્વરભટ્ટે કરેલો શ્લોક (કોયનો દ્વેષ કરતા નથી તેના ચિતારમાં) આપ્યો છે. તેમાં ' તે **जल्पन्तिवृथाऽन्यदैवतमिदं मन्यामहे नो वयम्** (બીજા દેવની શરણે જનારા તે આ બીજા દેવતા છે એમ ફોગટ બકે છે અમો એ દૈવતને માનતા નથી ) એવી રીતે શિવ શિવાય ) બીજા દેવને દૈવત માનનાર વૃથા બકે છે એમ કહ્યું છે તે જો દ્વેષ નહિં રાખવાના ચિતારરૂપ હોય તો પછી તેનાથી વિશેષ અમારા તરફથી શૈવ કે શાંકરને માટે વધારે બોલવાપણું આવેલ નથી અને આવવાનુ પણ નથી. અહિં બધાને શિવ રૂપ માનવાનો અભિપ્રાય હોય તો બીજા દેવને દૈવત માનનારા વૃથા બકે છે એમ જુસ્સાથી કહેવાપણું આવતુંજ નથી; કારણ કે તે તો સર્વને શિવરૂપ અને શિવને ( પોતાની માન્યતા પ્રમાણે ) સર્વથી શ્રેષ્ટ માને છે તો ગમે તેને શ્રેષ્ટ માને પણ તેમની માન્યતા પ્રમાણે તે શિવરૂપ હોઇને સર્વથી શ્રેષ્ટ માને તેના ઉપર એટલો બધો જુસ્સો શા માટે આણવો જોઇએ? તેમ તેમણે આ સર્વ જગત્ અલિકેશ્વરમય કહ્યું છે તે શાંકરાભિમત-માયિક ઈશ્વરાત્મક કે શૈવાભિમત શિવાત્મક અભિપ્રેત છે? જો પ્રથમ અભિપ્રેત હોય તો માયિકઈશ્વર અને જગત્ સર્વ કલ્પિત

(મિથ્યા) માનવાથી ઉપાસ્ય દેવની અવગણુના થાય છે. અને શાંકર સિદ્ધાન્તમાં શિવલિંગને પ્રતીક[1] માનેલ છે બ્રહ્મરૂપ માનેલ નથી; માટે પ્રતીકમાં સર્વરૂપ થવાની શક્તિ હોવાનો સંભવ નહિં હોવાથી તેને ધૂપ, દીપ, નૈવેદ્યાદિ ઉપચારોની વ્યર્થતા થાય છે. એટલુંજ નહિ પણુ તેમની અનન્ય શિવભક્તિ મટી જઈ કલ્પિત દેવની ભક્તિ કરવા જેવું થાય છે. માટે શૈવાભિમત શિવમય આ જગત્ છે એમ તેમનો અભિપ્રાય હોવો જોઇએ અને તે શૈવ સંપ્રદાય વિશિષ્ટાદ્વૈતવાદી હોવાથી તેઓને પણુ શ્રીરામાનુજાચાર્યની માફક વિશિષ્ટાદ્વૈતની રીતેજ જગતને માનવાપણું આવે છે તે શાંકર સિદ્ધાન્તને ઇષ્ટ નથી. એટલે પરસ્પર ભિન્ન ભાવનો ઝઘડો તો તદવસ્થજ રહે છે.

ત્યારપછી શાસ્ત્રીજી જણાવે છે કે " ભગવચ્ચરણુની ત્રણુ અવસ્થાઓ શાસ્ત્રકારોએ કહેલી છે. " આ તેમનું લખવું કેટલું દંભનું છે, એ આંહી દર્શાવવાની જરૂર જણાતાં દર્શાવુંછું કે શાસ્ત્રકારોએ ત્રણુ અવસ્થા કહી નથી, પણુ શાંકરસિદ્ધાન્તમાં કહી છે છતાં શાસ્ત્રોને નામે લોકોને આડે રસ્તે દોરવા એ તટસ્થપણાનો દાવો ધરાવનારને વ્યાજબી નથી, "શાંકરસિદ્ધાન્તમાં એ પ્રમાણે ત્રણુ પ્રકારની શરણાગતિ કહી છે કે સાધનદશામાં તો હું તે પરમાત્માનો છું, અભ્યાસદશામાં એ પરમાત્મા મારા છે એવો ભાવ થાય છે, અને પરિપાકદશામાં તેજ હુંછું એવી ભાવના થાય છે. આવા પ્રકારની ત્રણુ પ્રકારની ભાવના તેઓએ દર્શાવી છે. તેમાં શ્રીશંકરાચાર્યજીએ છેવટ " ષટ્પદી " માં " सत्यपि भेदापगमे नाथ ! तवाहं न मामकीनस्त्वम् " એ શ્લોકને સાધનદશામાં ગણ્યો છે.

હવે આંહી વાચકવર્ગે જોવાનુ છે કે શ્રીમાન્ શંકરાચાર્યે છેવટે " ષટ્પદી" કહી છે તેનો શ્લોક જ્યારે શાસ્ત્રીજી સાધન-

---

૧ આ તે દેવ નથી પણુ તેમાં વેદ મંત્રથી તે દેવની ભાવના કરવામાં આવે છે. એમ જે શિવલિંગાદિકમાં માનવું તે પ્રતીક કહેવ

દશાના ઉદાહરણમાં આપે છે ત્યારે તો શ્રીમાન્ શંકરાચાર્યનું આખું જીવન સાધનદશામાંજ પસાર થયું એમ તેઓ માન્યતા ધરાવતા હોય એમ અનુમાન થાય છે. તેપરથી આજના લોકો "अहंब्रह्मास्मि"નોજ સ્વાધ્યાય કરવા લાગ્યા છે, તેઓની પરિપાકદશા (અર્થાત્ શ્રીમાન્ શંકરાચાર્ય કરતાં પણ ત્રીજે દરજ્જે ચઢતી) શી રીતે થઈ હશે ? એનો ખ્યાલ વાચકવર્ગનેજ કરવાનો છે. મારા પરમાત્મા છે, એમ શરણાગતિની બીજી અવસ્થા છે એમ શાસ્ત્રીજી કહે છે. તેના ઉદાહરણમાં ભક્તે હાથે પકડી રાખ્યા હતા તેમાંથી છોડાવીને જ્યારે ભગવાન્ ભાગી ગયા ત્યારે ભક્તે કહ્યું કે હાથ છોડાવીને તમો ભાગી ગયા એમાં અદ્ભુત શું છે જ્યારે હૃદયમાંથી ભાગો જાઓ ત્યારે તમારૂં સામર્થ્ય ગણવું એ વાક્ય એકાદશસ્કંધમાં "प्रणयरशनयाधृतांघ्रिपद्मः" એ શ્લોકમાં પ્રેમરૂપી દોરીથી જેમના ચરણ પકડી રાખ્યા છે તેમના હૃદયમાંથી ભગવાન્ ખસતા નથી એમ કહ્યું છે તેને શાસ્ત્રીજી અભ્યાસદશા કહે છે. શરણ શબ્દનો અર્થ આશ્રય છે, એ આશ્રયમાં "હું આપનો છું" એવી ભાવના શિવાય બીજી ભાવના થવાનો સંભવજ નથી. તેમાં વલી પરિપાકદશામાં તો હું તેજ છું એવી ભાવના ઠોકી છે અને તેને શાસ્ત્રકારોએ કહેલી છે એમ તેઓ કહે છે, પરંતુ આવી નિર્મૂલ કલ્પના માયાવાદ શિવાય કોઇ કરે નહિ. શરણભાવનામાં શરણ્ય અને શરણે જનાર બન્નેનો ભિન્નભાવ રહે ત્યારેજ શરણાગતિ કહેવી જોઇએ, તે શિવાય થતી નથી અને તે શરશણાગતિનો ઉપદેશ શ્રી કૃષ્ણભગવાને "मन्मनाभवमद्भक्तो मद्याजी मां नमस्कुरु" એ ઉપદેશના અનુકલ્પરૂપે કહ્યો છે તેમાં શરણાગતિની ત્રણ અવસ્થા માની રાજાને શરણે ગયેલો માણસ પણ હું રાજા છું એમ માને તો તેને રાજા શિક્ષા કરે કે તેમનાપર અનુગ્રહ કરે તેવી ગતિ માયાવાદના સિદ્ધાન્તમાં માનેલી છે તેને શાસ્ત્રોને કહી શાસ્ત્રીજી લોકોને ભમાવે છે. એ સંપ્રદાયની એકવા શાસ્ત્રીજીએ સ્વીકારી છે.

શાસ્ત્રીજીના લેખના અંતઃકરણને ઓળખવા જતાં એકંદર તાત્પર્ય એવું આવે છે કે "જે લોકો દેવોમાં ભિન્નભાવ સ્વીકારે છે એજ વ્યાજબી છે, અને તેનું વ્યાજબીપણું મનાવવા માટે માહેશ્વરભટ્ટનો શ્લોક મૂકવામાં આવ્યો છે" આવી ઢબનોજ આશય તેમના ઉપક્રમ અને ઉપસંહાર જોતાં જોવામાં આવે છે, અને એવા અભિપ્રાય તરફ તેઓ ઢળતા ન હોત તો તેઓ પોતેજ આ શ્લોકને આંહી મૂકવાની જરૂર જોત નહિં. અને બીજા હાથ તરફ વિચાર કરતાં કોઇ કોઈ સ્થળે તો એવો અભિપ્રાય ધરાવતા હોયાનું જણાય છે કે સઘળા દેવોમાં ભિન્નતા નથી પણ એકતા છે, ત્યારે હવે શાસ્ત્રીજી કિને પોતાના બન્ને સિદ્ધાન્ત માંહેના કયા સિદ્ધાન્ત તરફ દોરવા માગે છે, એ કાંઈ સમજી શકાતું નથી.

ઉપર પ્રમાણે બતાવેલી તેમની બન્ને પ્રકારની માન્યતા આ સ્થળે અમોને બન્ને બાજુ વગાડવામાં આવતા ઢોલનું સ્મરણ કરાવે છે. शिवमस्तु सज्जनानाम्

---

मायावादतमःप्रचारकुशलैराच्छादिते सत्पथे ।
वेदान्तार्थविचारणेऽतिचतुरप्रज्ञाऽपि मुग्धाऽभवत् ॥
तन्मोहस्य निवारणाय रचितो लेखः प्रमाणोज्ज्वलः ।
श्रीमज्जीवनलालसत्करुणया वेदादिशास्त्रोद्धृतः ॥ १ ॥

સંવત્ ૧૯૬૭ ચૈત્રવદી ૧૦ને રવી. તા. ૨૩—૪—૧૯૧૧

શાસ્ત્રી છગનલાલ અમરજી.

.યપુસ્તકાલયના વાચન
.ંમીનાં પુસ્તકોની ડીપો
.ેમાં પુષ્ટિમાર્ગીય ગ્રંથોને
1 રોકડ ન્યોછાવરથી અગર
લખવાથી મોકલવામાં આવે છે
.ાલયની ડીપોમાં મળતાં સર્વે પુસ્તકો
દવદાસ કીર્તનીયા, પંડિત જેઠારામ
.ોદરામાં માણેકલાલ કેશવલાલ કીર્તનીયા
પોળ, અમદાવાદમાં કાશીદાસ જમનાંદાસ
.ળા, ડાકોરમાં આણુરોડના ખાંડની ડીપોના
ત્રીકમલાલ ગીરધરલાલ, જુનાગઢમાં ઠક્કર
.ાનદાસ મુલજી; કલકત્તામાં રા. જેઠાલાલ ખેતસી
.ંઝરસ્ટ્રીટ. એઓની પાસે પણ મળશે.

**શ્રીભોવનદાસ પીતાંબરદાસ, શાહ.**

નડીયાદ શ્રીપુષ્ટિમાર્ગીયપુસ્તકાલયના

**મંત્રી.**